ॐ

परोपकाराय सतां विभूतय

३०

શ્રીમદ્દેવેંદ્રસૂરિવિરચિત

# કર્મગ્રંથઃ સાર્થઃ

## પ્રથમ વિભાગ.

શબ્દાર્થ, ગાથાર્થ, મુનિજીવવિજયજીકૃત બાલાવબોધ (વિવેચન) અને ઉપયોગી ફુટનોટ સાથે.

આવૃત્તિ ૧ લી — પ્રત ૨૦૦૦

છપાવી પ્રસિદ્ધ કર્તા

**શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી**

વેણીચંદ સુરચંદ શાહ—મ્હેસાણા.

અમદાવાદ.

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા સાંકળચંદ હરિલાલે છાપ્યું

વીર સંવત્ ૨૪૪૧ સને ૧૯૧૫ વિક્રમ સંવત્ ૧૯૭૧

કિંમત ૦-૬-૦

**પુસ્તકને જેમ તેમ જ્યાં ત્યાં રખડતું મુકવું નહિ, અશુદ્ધ હાથે પુસ્તકને અડકવું નહિ તેમજ ઉઘાડે મુખે પુસ્તક વાંચવું નહિ.**



यावद्देहमिदं गदैर्न मृदितं नो वा जराजर्जरं,
यावत्त्वक्षकदम्बकं स्वविषयज्ञानावगाहक्षमम्;
यावच्चायुरभङ्गुरं निजहिते तावद् बुधैर्यत्यतां,
कासारे स्फुटिते जले प्रचलिते पालिः कथं बध्यते ॥१॥

જ્યાં સુધી આ શરીર રોગથી મર્દિત થયું નથી અથવા વૃદ્ધાવસ્થાથી જર્જરિત થયું નથી, જ્યાં સુધી પાંચે ઇંદ્રિયો પોતાના વિષય સમજવાને સમર્થ છે અને જ્યાં સુધી આયુષ્ય ક્ષય થઇ ગયું નથી ત્યાં સુધીમાં હે જીવ ! તું તારા કલ્યાણ માટે યત્ન કર; કારણ જ્યારે તળાવ તૂટી જઇ પાણી બહાર નીકળવા માંડશે ત્યારે તું પાળ કેવી રીતે બાંધીશ ? ૧





# ઉપોદ્ઘાત.



અનાદિ કાળથી આત્માને થયેલ કર્મસંયોગનો હરકોઇ શુદ્ધ યોગે વિયોગ કરવો અને પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રકટ કરવું એજ દરેક ભવ્યાત્માનો અંતિમ ઉદ્દેશ હોય છે. આત્મસ્વરૂપ પ્રકટ કરવાના અનેક સાધનો પૈકી હેયોપાદેયનું ભાન કરાવી, આત્મિક દ્રષ્ટિ તરફ વળણ કરાવનારા પુસ્તકો પણ એક સાધન હોવાથી પૂર્વકાળના મહાન્ આચાર્યોએ રચેલા ગ્રંથો, મૂળ અગર ચાલુ જમાનાની કસાયેલી કલમથી લખાયેલા તેના ભાષાંતર--વિવેચન સાથે અથવા નવીન શૈલીથી વિદ્વાન્ મુનિ મહારાજ તથા શ્રાવકવર્યના લખેલા કે સંશોધન કરી સંગ્રહ કરેલા ગ્રંથો, દાનાગૃહસ્થોની સહાયથી છપાવી, વિના મૂલ્યે કે અલ્પ મૂલ્યે આપી ગામોગામ અને ઘરોઘર તેનો લાભ આપવાનો અમારો આ પ્રયાસ વર્ષો થયાં ચાલુ છે

શુદ્ધાત્મસ્વરૂપ પ્રકટ કરવા માટે કર્મસંયોગ અને કર્મવિયોગ કેવા કેવા હેતુએ થાય છે, એ જાણવું ખાસ જરૂરનું હોવાથી સરળતાથી તે સ્વરૂપનું મુદ્દાસર ભાન કરાવનાર આ " કર્મગ્રંથ " નામનો ઉત્તમ ગ્રંથ તેના વિવેચન સાથે અમારી ગ્રંથમાળાના ૮૦ મા મણકા તરીકે અમોએ પ્રકટ કરેલ છે

દરેક અભ્યાસીઓને આ ગ્રંથનો સહેલાઇથી બોધ થાય એટલા માટે મૂળ ગાથા, છુટા શબ્દના અર્થ ગાથાર્થ અને વિવેચનને ઠેકાણે પંડિતવર્ય મુનિ જીવવિજયજી કૃત બાળાવબોધ આપવામાં આવેલ છે શ્રીવઢ ગોમસૂરિ શિષ્ય જયસોમજીકૃત કર્મગ્રંથનો બાળાવબોધ શા૦ ભીમસિંહ માણેક તરફથી છપાયેલ છે પરંતુ તે પુસ્તકની કિંમત વધારે

હોવાથી તેમજ વધારે વિસ્તૃત અને જુની ભાષામાં લખાયેલ હોવાથી પ્રાથમિક અભ્યાસકોને તેમાં કેટલીક મુશ્કેલીઓ પડતી, તેથી મુનિ જીવવિજયજીકૃત બાળાવબોધ કે જે મૂળ ગ્રંથનાપ્રણેતા શ્રીમદ્દેવેંદ્રસૂરિની સ્વોપજ્ઞવૃત્તિના આધારે પ્રાયઃ તેના ભાષાંતર રૂપે લખાયેલ છે, તે પ્રસિદ્ધ કરવાથી સારો લાભ થશે એવી સૂચના મુનિ શ્રી કર્પૂરવિજયજી તરફથી થવાથી અમોએ શ્રી વિજાપુરના જ્ઞાન ભંડારની જુની પ્રત ઉપરથી સદરહુ બાળાવબોધ લખાવીને મુનિ મહારાજ શ્રી કર્પૂરવિજયજી પાસે તપાસાવીને છપાવવા વિચાર કર્યો; પરંતુ ચાલુ જમાનાની પદ્ધતિ પ્રમાણે શીખનારાઓને છુટા શબ્દાર્થ અને ગાથાના અર્થ વિના લાભ થઇ શકે તેમ નહિ હોવાથી અમોએ ટીકા વગેરેના આધારે શબ્દાર્થ અને ગાથાર્થ તૈયાર કરી દાખલ કરેલ છે અને ઉપરોક્ત બાળાવબોધને, તેની જુની શૈલીની ભાષામાં યોગ્ય સુધારો કરી-સરળ કરીને ગાથાના વિવેચનને ઠેકાણે ગોઠવેલ છે, તે સાથે કેટલાક વધારાના કોષ્ટકો પણ તેની સમજ સાથે દાખલ કર્યા છે અને સ્પષ્ટતાને ખાતર કેટલીક ફુટનોટ પણ આપવામાં આવી છે; જેથી આ ગ્રંથ દરેક અભ્યાસકોને વિશેષ આવકારદાયક થઇ શકશે એમ અમારૂં અંતઃકરણ સાક્ષી આપે છે.

કર્મનું સ્વરૂપ, કર્મબંધના ચાર પ્રકાર, કર્મની આઠ મૂળ પ્રકૃતિ અને ૧૫૮ ઉત્તર પ્રકૃતિનાં નામ, મૂળ અને ઉત્તર પ્રકૃતિનું અનુક્રમે સ્વરૂપ, બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનું સ્વરૂપ, દરેક કર્મ કયા કયા હેતુએ બંધાય છે, તેનું સ્વરૂપ વિગેરે બાબતોથી પહેલો કર્મવિપાક નામનો કર્મગ્રંથ પૂરો થાય છે. પછી બીજા કર્મસ્તવ નામા કર્મગ્રંથમાં શ્રી વીર પ્રભુએ જે જે ગુણઠાણે બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાને પ્રાપ્ત થયેલા કર્મોને ખપાવ્યા છે તેનું સ્વરૂપ ગુણઠાણાની શ્રેણીએ આપીને ચૌદ ગુણસ્થાનકે કર્મસ્વરૂપ વર્ણવવાદ્વારા શ્રી મહાવીર પરમાત્માની સ્તુતિ કરેલ છે. તેમાં પ્રથમ ચૌદ ગુણઠાણાનું સ્વરૂપ, દરેક ગુણસ્થાને બંધ, ઉદય ઉદીરણા અને સત્તાએ કેટલી કેટલી કર્મ પ્રકૃતિ હોય છે તેનું વર્ણન, કર્મ પ્રકૃતિની સંખ્યા બતાવનારા યંત્રો તેમજ દરેક ગુણસ્થાને કઇ

કઇ કર્મપ્રકૃતિનો બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાએ વિચ્છેદ કરે છે તેનું સ્વરૂપ વર્ણવેલ છે તે પછી બંધસ્વામિત્વ નામા ત્રીજા કર્મ ગ્રંથમાં કર્મની ૧૨૦ પ્રકૃતિ માંહેથી કેટલી પ્રકૃતિનો સ્વામી કયા કયા પ્રકારનો જીવ છે તેનું વર્ણન આપવામાં આવ્યુ છે અને તે સમજવા ખાતર ૬૨ માર્ગણાએ જીવોની વહેચણ કરીને દરેક માર્ગણાના જીવને પોતાને યોગ્ય દરેક ગુણઠાણે કેટકેટલી કર્મ પ્રકૃતિ બંધાય છે, તે બતાવ્યુ છે તે પછી ષડશીતિ નામા ચોથા કર્મગ્રંથને વિષે ચૌદ જીવસ્થાનને વિષે ગુણસ્થાન, યોગ, ઉપયોગ, લેશ્યા, બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનાં સ્થાનનું સ્વરૂપ તથા માર્ગણાસ્થાનને વિષે જીવભેદ, ગુણસ્થાન, યોગ, ઉપયોગ, લેશ્યા અને અલ્પ બહુત્વનું સ્વરૂપ, કર્મ બંધના હેતુનું સ્વરૂપ અને તેના ભાંગા અને સંખ્યાતા, અસંખ્યાતા આદિ ગણિતનો વિસ્તાર વર્ણવેલ છે

કર્મગ્રંથ ૭ છે તે માંહેથી ઉપરોક્ત ચાર કર્મગ્રંથનો આ પ્રથમ વિભાગ અમોએ બહાર પાડેલ છે અને બીજો વિભાગ હવે પછી બહાર પાડવા ઇરાદો છે જેમાં શતક તથા સત્તરિ નામા કર્મગ્રંથો બહાર પાડવામાં આવશે આ ગ્રંથનું સાદ્યંત ગુરૂગમપૂર્વક પઠન, વાંચન, મનન અને નિદિધ્યાસન કરવાથી કર્મની ઘટના સમજાશે અને તેથી પરંપરાએ આત્મસ્વરૂપ પ્રકટશે એ નિઃસંશય છે

કર્મગ્રંથાદિ ઉત્તમ આધ્યાત્મિક ગ્રંથોનો અભ્યાસ કરવાનો હેતુ શો હોવો જોઇએ ? એ વિષય ઉપર શાંતમૂર્તિ મુનિશ્રી કર્પૂરવિજયજીએ એક લેખ લખી આપ્યો છે, જે આ સાથેજ અમે પ્રકટ કર્યો છે તે વાંચવાની દરેક સુજ્ઞમહાશયને અમે ભલામણ કરીએ છીએ

આ ગ્રંથના પ્રણેતા આશ્રયી થોડુંક વર્ણન અત્ર આપવુ યોગ્ય ગણાશે તપગચ્છરૂપી ગંગાપ્રવાહને હિમાચળ તુલ્ય શ્રીમદ્ જગચ્ચંદ્રસૂરિ કે જેમને આયંબિલ તપના પ્રભાવે ચિત્તોડના રાણાએ ભક્તિવંત થઇને 'તપા' એવુ બિરૂદ આપ્યું (જ્યારથી તપગચ્છ નામ પડયુ) અને દિગંબરાચાર્યો સાથે વાદ કરતાં જેઓ હીરાની પેઠે અભેદ્ય-અજેય રહ્યા તેથી 'હીરલા જગચ્ચંદ્રસૂરિ' એવુ બિરૂદ પણ ઉક્ત રાણાશ્રીએ આપ્યુ, તેમના શિષ્ય શ્રીમદ્ દેવેંદ્રસૂરિએ આ ગ્રંથ રચ્યો છે.

આ મહાત્માએ આ શિવાય બીજા પણ અનેક ગ્રંથ રચ્યા છે, જેનું વર્ણન અમારા તરફથી બહાર પડેલ 'ભાષ્યત્રયમ્' ની પ્રસ્તાવનાથી જોઇ શકાશે. શ્રીમદ્દેવેંદ્રસૂરિ સુધર્માસ્વામીથી ૪૫ મી પાટે થયા છે.

ટબાકાર પંડિતવર્ય **મુનિ શ્રીજીવવિજયજી** સંબંધી પણ અત્ર થોડુંક વર્ણન આપવું ઉચિત ગણાશે. **શ્રીમન્ મહાવીર**દેવની ૬૧ મી પાટે વિજયસિંહસૂરિ થયા, તેમના મુખ્ય શિષ્ય પંડિત ગજવિજયજી, તેમના શિષ્ય પંડિત ગુણવિજયજી, તેમના સતીર્થ્યભાજ (ગુરુ ભાઇ) પંડિત શ્રી હિતવિજયજી, તેમના શિષ્ય જ્ઞાનવિજયજી, તેમના શિષ્ય બુધ **જીવવિજયજી**એ વિક્રમ સંવત્ ૧૮૦૩ વર્ષે વિજય દશમીના દિવસે આ ટબો રચ્યો છે. મુનિ જીવવિજયજીની આ શિવાય "આપ સ્વભાવમાંરે અવધુ સદા મગનમેં રહેના" એ સજ્ઝાય વિગેરે કેટલીક કૃતિ હાલ વિદ્યમાન છે.

આ ગ્રંથની પ્રેસકોપી તપાસવામાં અને પ્રુફશીટ તપાસવામાં જે જે મહાશયોએ મદદ આપી છે તેમનો અંતઃકરણથી આભાર માનવામાં આવે છે.

આ ગ્રંથ છપાવવામાં મતિમાન્દ્યાદિ દોષથી જે કાંઇ ભૂલચૂક કે અશુદ્ધિ રહી હોય તે માટે મિથ્યા દુષ્કૃત આપીને પ્રાંતે મદદ કર્તાઓનો આભાર માની વિરમીએ છીએ. સંવત્ ૧૯૭૧ અક્ષય તૃતીયા.

તા. ક:—આ પુસ્તકની ૨૦૦૦ નકલ બીજા વિભાગ સાથે બાંધવા અમોએ બાકી રાખી હતી, પણ બીજો વિભાગ છપાતાં વિશેષ વખત લાગવાથી અને પ્રથમની બે હજાર નકલ લગભગ ખલાસ થવાથી આને ફરી બંધાવી બહાર પાડેલ છે. કેટલીએક ભૂલો નવી માલૂમ પડવાથી તેનું જૂદું શુદ્ધિ પત્રક કર્યું છે-તેથી અભ્યાસકોએ આદ્યે અને અંતે એમ બન્ને સ્થળનાં શુદ્ધિપત્રકો તપાસવાં.

અમદાવાદને પ્લેગ નડવાથી તથા પ્રેસની પણ અનિયમિતતાથી બીજો વિભાગ છપાવતાં અસહ્ય વિલંબ થયો છે પણ હવે આશા છે કે દૈવકૃપાથી થોડા વખતમાંજ અમે તેને બહાર પાડવા શક્તિમાન્ થશું. સંવત્ ૧૯૭૪ પોશ શુકલ પંચમી.

**લી૦ પ્રસિદ્ધ કર્તા.**

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૯૬ | ૧૯ | સ્થિતિ બંધ | અપૂર્વ સ્થિતિ બંધ |
| ૯૭ | ૧ | સ્થિતિ બંધ | અપૂર્વ સ્થિતિ બંધ |
| ૧૦૩ | ૧૦ | થીણુદ્ધીત્રિક—નિદ્રાનિદ્રા, પ્રચલા પ્રચલા અને થીણુદ્ધી (એ પ્રમાણે આ યંત્ર પણ સમજવું) | |
| ૧૪૦ | ૨૧ | $\frac{૪}{૬}$ | $\frac{૨}{૬}$ |
| ૧૪૦ | ૨૨ | ૮ | ૦ |
| ૧૪૦ | ૨૪ | ૮ | ૦ |
| ૧૫૫ | ૪ | ૨૪ | ૨૧ |
| ૧૫૯ | ૧૬ | ૨૬ / ૫૮ / ૫૮ | ૫૮ / ૫૮ / ૨૬ |
| ૧૭૧ | ૭ | ઓઘે ૭૫ | ઓઘે ૭૭ |
| ૨૧૫ | ૨૧ | છેલ્લી | છેલ્લા |
| ૨૩૩ | ૫ | કેવળ | કેવલ |
| | | (આ યંત્ર પણ એમજ સમજવું) | |
| ૨૪૬ | ૧૮ | પ્રદેશ | પ્રદેશ તેટલી શ્રેણીના જેટલા આકાશ પ્રદેશ |
| ૨૭૪ | ૭ ૮ | ક્ષયોપશમિક સમ્યક્ત્વી | ઉપશમ શ્રેણિથી |
| ૨૭૪ | ૮ | અને | અથવા |
| ૨૭૬ | ૬ | થાય | થાય કુચ્છા મેળવાને ૪ કાય લેખવીએ ત્યારે ૯૦૦૦૦ ભાંગા થાય |

૨૮૫ બીજા પારીગ્રાફ પછી આ પ્રમાણે ઉમેરવું

" સૂક્ષ્મ સંપરાય ગુણઠાણે ૯ ભાંગા ઉપજે, તે આ પ્રમાણે- નવમે ગુણઠાણે ૧૬ હેતુ રહ્યા છે તેમાંથી ત્રણ વેદ અને સંજ્વલનત્રિક બાદ જતાં લોભ અને ૯ યોગ બાકી રહે તેથી ૯ યોગને ૧ કષાયે ગુણતાં ૯ ભાંગા થાય "

# કર્મગ્રંથાદિક ઉત્તમ આધ્યાત્મિક ગ્રંથોનો અભ્યાસ કરવાનો હેતુ શો હોવો જોઇએ ? એ મુદ્દા તરફ રાખવું જોઇતું લક્ષ્ય.

દરેક આત્મા રાગદ્વેષાદિ વિભાવ સ્વભાવને પ્રવાહ અપેક્ષાએ અનાદિ કાળથી ધારતો છતો મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગ (મન, વચન કાયાની પ્રવૃત્તિ) સેવન કરીને અનેક પ્રકારનાં જ્ઞાનાવરણીય પ્રમુખ કર્મનો સંચય કરે છે. જેમ ચીકાશવડે વસ્ત્રાદિકને રજ ચોટે છે તેમ રાગાદિ દોષની ચીકાશવડે આત્માને કર્મ ચોટે છે, ક્ષીરનીરની પેરે એકમેક થઇ રહે છે; અને જ્યાં સુધી સર્વજ્ઞ સર્વદર્શી વીતરાગ પરમાત્માના એકાન્ત હિતકારી વચન અનુસારે તપ જપ સંયમ રૂપ સદ્ ઉપાયોનું સારી રીતે સેવન કરવામાં આવતુ નથી ત્યાં સુધી આત્મા પોતાના સ્વાભાવિક ગુણના આસ્વાદથી વંચિત રહે છે અને વિભાવિક રાગદ્વેષ અને મોહને વશ થઇ વારંવાર જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ, ઉપાધિ, સંયોગ અને વિયોગ જનિત અનેક કડવાં દુઃખોને જ અનુભવતો રહે છે. આવી કફોડી અવસ્થામાંથી આત્માનો ઉદ્ધાર (છુટકારો) કરી લેવો એ દરેક આત્મહિતચિન્તકનું અવશ્ય કર્તવ્ય છે અને તેને માટેજ આપ્ત પુરૂષોએ આગમ—સિદ્ધાન્તોની રચના કરેલી છે. તે અતિ અગત્યની વાત નિજ લક્ષ્યમાં રાખીને જ ભવ્યાત્માઓના ભલા માટે સમયજ્ઞ પુરૂષોએ કર્મગ્રંથ, કમ્મપયડી અને પંચસંગ્રહ પ્રમુખ ઉત્તમ ગ્રંથોની ગુંફના પુષ્કળ પરિશ્રમ ઉઠાવીને કરેલી છે. તેમાં કર્મની ઉત્પત્તિનાં કારણ, કર્મનો આત્મા સાથે થતો સંબંધ, તેથી તેને અનુભવવા પડતાં અનેક પ્રકારનાં દુઃખો, તે તે દુઃખનાં કારણરૂપ કર્મોથી મુક્ત થવાના ઉપાય એ વિગેરે બાબતોનું સ્ફુટતર વિસ્તારથી વર્ણન કરવામાં આવેલું છે. એ ઉપરાન્ત અનેક ગ્રંથો દ્રવ્યાનુયોગ અને ચરણ કરણાનુયોગને લગતા પ્રકાશી ભવ્ય આ-

ત્માઓ ઉપર તેમણે અતુલ અનુગ્રહ કરેલો છે, તે તે ઉત્તમ ગ્રંથો-શાસ્ત્રો સદ્ગુરૂ સમીપે વિનય, બહુમાનપૂર્વક સુવિનીત શિષ્યો અભ્યસી ઉત્તરોત્તર આત્મહિત કરવા શક્તિવાન થઇ શકે છે સદ્ગુરૂ સમીપે શાસ્ત્ર વાચના લઇને સુવિનીત શિષ્યોએ તેનું મનન-અર્થ આલોચન એવી રીતે કરવુ જોઇએ કે તે તે શાસ્ત્રનું શુભ પરિણમન આત્મામાં થવા પામે, મેળવેલું જ્ઞાન આત્મામાં એકરસ થાય અને તેનુ રસાસ્વાદન કરવા ચેતન શક્તિવાન્ થઇ શકે પરિણામે રાગાદિ વિભાવદશાજનિત અનંત કર્મ-દોષોની નિવૃત્તિ થાય અને આત્માના અનંત જ્ઞાનાદિ સ્વાભાવિક ગુણો ઝળહળતા પ્રકટ થવા પામે એજ આવા ઉત્તમ ગ્રંથો-શાસ્ત્રોનો અભ્યાસ કરવાનું ઉત્તમ ફળ સમજવા યોગ્ય છે એ વગર મેળવેલું જ્ઞાન મિથ્યા બોજારૂપ કહ્યુ છે, માટે જ્ઞાનની સાર્થકતા થાય તેમ કરવુ જોઇએ શ્રીમાન્ પદ્મવિજયજી મહારાજ આવાજ હેતુથી ઉપદિશે છે કે—

" નરભવ નગર સોહામણું વણઝારા રે,
પામીને કરજે વ્યાપાર અહો મોરા નાયક રે
સત્તાવન સંવર તણા વણઝારારે,
પોઠી ભરેરે ઉદાર અહો મોરા નાયક રે ૧
શુભ પરિણામ વિચિત્રતા વણઝારા રે,
કરીયાણું બહુ મૂલ અહો મોરા નાયક રે
મોક્ષ નગર જાવા ભણી વણઝારા રે,
કરજે ચિત્ત અનુકૂળ અહો મોરા નાયક રે ૨
ક્રોધ દાવાનળ ઓલવે વણઝારારે,
માન વિષમ ગિરિરાજ અહો મોરા નાયક રે
ઓળગજે હળવે કરી વણઝારારે,
સાવધાન કરે કાજ અહો મોરા નાયક રે ૩
વંશજાળ માયા તણી વણઝારા રે,
નવિ કરજે વિશરામ અહો મોરા નાયક રે,

ખાડી મનોરથ ભટ તણી વણુઝારારે,
પૂરણુનું નવિ કામ અહો મોરા નાયક રે.
રાગદ્વેષ દોય ચોરટા વણુઝારા રે,
વાટમાં કરશે હેરાન અહો મોરા નાયક રે;
વિવિધ વીરજ ઉલ્લાસથી વણુઝારા રે,
તે હણજે શિરઠાણુ અહો મોરા નાયક રે.
એમ સવિ વિઘ્ન વિદારીને વણુઝારા રે,
પહોચજે શિવપુર વાસ અહો મોરા નાયક રે;
ક્ષય ઉપશમ જે ભાવના વણુઝારા રે,
પોઠી ભર્યાં ગુણુરાશ અહો મોરા નાયક રે. ૬
ક્ષાયક ભાવે તે થશે વણુઝારા રે,
લાભ હોશે તે અપાર અહો મોરા નાયક રે;
ઉત્તમ વણુજ જે એમ કરે વણુઝારા રે,
પદ્મ નમે વારંવાર અહો મોરા નાયક રે. ૭

પદ્મદ્રહથી પ્રાપ્ત થતા આ સ્વાધ્યાયનો ભાવાર્થ ઉદાર, ગંભીર અને અત્યંત ઉપયોગી હોવાથી બાળ જીવોના હિત માટે આપણે સંક્ષેપમાં સ્પષ્ટ કરીએ તો ઉપર જણાવેલો હેતુ સિદ્ધ કરવા એ કેટલેક અંશે કામ આવશે. સ્વામી-ચેતનને વણુઝારાના નામે સંબોધી શિખામણુ આપે છે કે હે મ્હારા સ્વામિન્ ! અતિ સુંદર મનુષ્ય ભવરૂપી નગર પામીને, આત્મ કલ્યાણુ થાય એવો સદ્વ્યાપાર કરજો. ચઢતા શુભ પરિણામ રૂપ બહુમૂલાં કરીયાણા વડે ૫ સમિતિ, ૩ ગુપ્તિ, ૨૨ પરિસહ, ૧૦ યતિ ધર્મ, ૧૨ ભાવના અને ૫ ચારિત્રરૂપ સત્તાવન પ્રકારના સંવરરૂપ પોઠો ભરીને, મોક્ષનગર જાવા માટે હે મહાશય ! આપના ચિત્તને સાવધાન-સાનુકૂળ કરી રાખજો. ૧-૨

હે સ્વામિન્ ! મોક્ષનગરે જતાં ભવઅટવી મધ્યે બળતા ક્રોધરૂપી દાવાનળને ઉપશમ જળવડે આપ ઓલવી નાંખજો અને

અભિમાન રૂપી અતિ આકરા ડુંગરને આપ ધીમે ધીમે નમ્રવૃત્તિથી સાવધાનપણે ઓળગી જજો વળી માયા રૂપી વંશજાળમાં આપ વિશ્વાસ રાખી વિશ્રાન્તિ કરશો મા, પણ ત્યાંથી સીધાદોર છેતરાયા વગર ચાલ્યા જજો વળી ત્યાં માર્ગમાં મનોરથ ભટની એક મ્હોટી ખાડી આવે છે તેને પૂર્ણ કરી દેવા તમને કંઇક લલચામણીઓ આપશે, તેથી લલચાઇને તમારે તેને પૂરવા લગારે થોભવુ નહિ કેમકે તે ખાડીને કોઇ પૂરી શકતું નથી અને જેમ જેમ કોઇ તેને પૂરવા જાય તેમ તેમ તે ખાડી ઊંડી થતી જાય છે, જેથી જીવને વ્યર્થ શ્રમ કરવો પડે છે ૩-૪

વળી વાટમાં હે સ્વામિન્! રાગ અને દ્વેષરૂપ ચોરટાઓ આવી આપને હેરાન કરશે, તેનાથી ડરીને તેને તાબે થશો નહિ, પણ આપનુ બળ-પરાક્રમ ફેરવી તેમને બરાબર ઠાર કરી દેજો ૫

એ રીતે સંસાર અટવી ઉલ્લંઘી પેલે પાર જતાં માર્ગમાં નડતાં સઘળાં વિઘ્ન વેગળાં કરી નાંખી આપ અનુક્રમે મોક્ષનગરે પધારજો જેમ જેમ આપ સાવધાનપણું રાખી આગળ પ્રયાણ કરશો તેમ તેમ આપ અધિકાધિક લાભ મેળવી શકશો રાગદ્વેષ અને ક્રોધાદિ કષાય દૂર થતાંજ શમતા, ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષાદિ સદ્ગુણી સમિત્રોની ઉત્તમ સહાય મળતી જશે, જેથી મૈત્રી મુદિતા, કરૂણા અને મધ્યસ્થતારૂપ ઉત્તમ ભાવના આપની સેવામાં હાજર થશે અને આપ ઊંચા પ્રકારના સુખનો સ્વાદ મેળવી શકશો આ રીતે આપ અનુક્રમે રાગાદિ કષાય માત્રને નિર્મૂળ કરી, વીતરાગ દશાને પામી અનંત જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક સમૃદ્ધિને પ્રાપ્ત કરી શકશો યાવત્ આપ સકળ કર્મથી સર્વથા મુક્ત થઇ સિદ્ધ બુદ્ધ થઇ શાશ્વત્ પરમાનંદ પદને પ્રાપ્ત થશો શ્રીમાન્ પદ્મવિજયજી મહારાજ કહે છે કે આવો ઉત્તમ વાસ્તવિક વ્યાપાર જે મુમુક્ષુજનો કરે છે તેમને વારવાર નમસ્કાર હો! આ અમૂલ્ય સ્વાધ્યાયનો ભાવ-

જીવોના હિત માટે કહેલો અલ્પ માત્ર અધિકાર જે ભવભારૂ જનો વાંચીને કે સાંભળીને તેનું મનન અને પરિશીલન કરશે તે ભવ્યાત્માઓ મંગલિકમાળા પામશે. વળી શ્રીમાન્ જીવવિજયજી મહારાજ સુમુક્ષુજનોના હિત માટે, પ્રાપ્ત થએલું જ્ઞાન સફળ કરવા, અમૂલ્ય બોધ આપતા કહે છે કે—

" આપ સ્વભાવમારે અવધૂ સદા મગનમેં રહેના,
જગત જીવ હે કર્માધીના, અચરિજ કચ્છુઅ ન લીના.
આપ સ્વભાવમારે અવધૂ સદા મગનમેં રહેના. ૧
તું નહિ કેરા કોઇ નહિ તેરા, કયા કરે મેરા મેરા;
તેરા હે સો તેરી પાસે, અવર સબે અનેરા. આપ સ્વ. ૨
વપુ વિનાશી તું અવિનાશી, અબ હે ઇનકા વિલાસી;
વપુ સંગ જબ દૂર નિકાસી, તબ તુમ શિવકા વાસી. આપ. ૩
રાગ ને રીસા દોય ખવીસા, એ તુમ દુઃખકા દીસા;
જબ તુમ ઉનકોં દૂર કરીસા, તબ તુમ જગકા ઇસા. આપ. ૪
પરકી આશા સદા નિરાશા, એ હે જગજનપાસા;
એ કાટનકું કરો અભ્યાસા, લહો સદા સુખવાસા. આપ. ૫
કબહીક કાજી કબહીક પાજી, કબહીક હુવા અપભ્રાજી;
કબહીક જગમેં કીર્તિ ગાજી, સબ પુદ્ગલકી બાજી. આપ. ૬
શુદ્ધ ઉપયોગ ને સમતાધારી, જ્ઞાન ધ્યાન મનોહારી;
કર્મકલંકકું દૂર નિવારી, જીવ વરે શિવનારી. આપસ્વ. ૭

આ અમૂલ્ય અર્થગંભીર સ્વાધ્યાયનો ભાવાર્થ બાળ જીવોને લક્ષગત થવા માટે અત્ર સંક્ષેપમાં કહેવામાં આવે છે—સદ્ગુરૂશ્રી સુમુક્ષુ શિષ્યને સંબોધીને કહે છે કે, હે સુમુક્ષુ મુને ! પર—પૌદ્ગલિક ભાવ (વિભાવ) ને તજી સદા—સર્વદા નિજ આત્મસ્વભાવમાંજ મગ્ન રહેવું ત્હારે ઉચિત છે. તમામ ઇન્દ્રિયોને નિયમમાં રાખીને અને નિજ મનને સારી રીતે દમી—સ્વસ્થ બનાવીને, નિજ જ્ઞાન—

સ્વભાવમાંજ વિશ્રાન્તિ ધારનાર મહાશય ' મગ્ન ' થયેલો કહેવાય છે સ્વભાવમગ્નનું સુખ એજ જાણે છે, કે જે પરવસ્તુમાં કર્તૃત્વ અભિમાન ત્યજીને કેવળ સાક્ષી ભાવેજ રહે છે હે મુમુક્ષુ! સઘળા સંસારી જીવો કર્મને વશવર્તી હોવાથી કર્મ તેમને જેમ નાચ નચાવે તેમ તે સહુ નાચે છે, તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી કર્મનાં આવરણથી ચેતનની શક્તિ-સમૃદ્ધિ અવરાઇ જાય છે હે મુને! તું કોઇનો નથી અને કોઈ ત્હારૂં નથી, ફોકટ મારૂં મારૂં શા માટે કરે છે? જે ત્હારૂંજ હોય તે સદાકાળ ત્હારી સાથેજ રહે, ત્હારાથી કદાપિ તે અલગું ન જ થાય, જે ત્હારાથી અળગું થાય છે-રહે છે તે ત્હારૂં નથીજ, ત્હારાથી જે કંઇ અળગું છે તે પરાયુંજ જાણ હે મહાશય! જે શરીર ઉપર તું મમતા ધારે છે તે શરીર વિનાશ શીલ-વિણસી જાય એવું છે અને ચેતન અવિનાશી-કદાપિ નાશ ન પામે એવો છે જ્યારે કર્મજનિત શરીરનો સંગ ચેતનને સર્વથા છૂટી જશે ત્યારે ચેતન શાશ્વત્ શિવપદ (મોક્ષ) નો વાસી થશે ૩

રાગ અને દ્વેષ એ બે મ્હોટા ખવીસોજ તને દુઃખદાયક છે એમ સમજ જ્યારે તું એ બંનેને સંપૂર્ણ વીર્યઉત્થાન વડે જીતી લઇ વીતરાગ દશાને પ્રાપ્ત થઇશ ત્યારેજ તું પરમાત્મ પદ પ્રાપ્ત કરીશ ૪

પરવસ્તુની આશા-તૃષ્ણાજ સદાય ખોટી નિરાશાજનક છે. એ આશા-તૃષ્ણાજ કર્મબંધન થવામાં કેવળ પાશ રૂપ છે, એમ સમજી પરઆશા-તૃષ્ણાને છેદી હે મુમુક્ષુઓ! તમે શાશ્વત્ સુખને વરો ૫

હે ચેતન! તું કર્મવશ કવચિત્ કાજી થયો, કવચિત્ કંગાળ થયો, કવચિત્ નિંદાપાત્ર થયો અને કવચિત્ સમસ્ત જગતમાં ત્હારી કીર્તિ ગાજી રહી એવો પણ તું થયો, પણ એ બધી કર્મ-પુદ્ગલ નીજ બાજી જાણ એવા ઇષ્ટ અનિષ્ટ પ્રસંગે અજ્ઞાનપણે શ્વાનવૃત્તિથી

હર્ષખેદને ધારણ કરી જીવ કર્મ બાંધે છે; પણ પ્રાજ્ઞજનો તો સિદ્ધવૃત્તિ ધારી તેવે દરેક પ્રસંગે સમભાવ રાખી કર્મક્ષયજ કરે છે. ૬

સદ્જ્ઞાન ધ્યાનના સતત અભ્યાસથી શુદ્ધ આત્મ-ઉપયોગ અને શમતાને ધારી, સહજ વીર્યોલ્લાસવડે કર્મ-કર્મલંકને દૂર કરી ચેતન મોક્ષવધૂને વરે છે. આત્મગુણને આવરનાર ( ઢાંકી દેનાર ) કર્મ દોષને દૂર કરવા મુમુક્ષુજનોએ રાગાદિ અશુદ્ધ વિભાવ-ઉપયોગ ( મલિન લક્ષ ) ને તજી, શુદ્ધ સ્વાભાવિક આત્મ લક્ષ સાંધીને નિર્મળ જ્ઞાન ધ્યાનના સતત સેવન વડે સમતા રસમાંજ ઝીલતા રહેવું જોઇએ. રાજહંસની પેરે જડને તજી સહજ ચૈતન્ય-ગુણનોજ સ્વીકાર કરવો જોઇએ. કહ્યું છે કે—

" બાવનાચંદનથી અતિ શીતળ, નાથ નિરંજન વાણીજી;
રૂપચંદ રસ પ્રેમે પીતાં, તિહાંથી પ્રીત બંધાણીજી. અવિ. "
ઉદાસીનતા મગન હુઇ, અધ્યાતમ રસ કૂપ;
દેખે નહિ જબ ઓર કચ્છુ, તબ દેખે નિજ રૂપ. ૧
આગે કરી નિઃસંગતા, સમતા સેવત જેહુ;
રમે પરમ આનંદ રસ, સત્ય યોગમેં તેહુ. ૨

ભાવાર્થ એ છે કે બાવનાચંદનથી પણ અત્યંત શીતળ વીતરાગ પ્રભુની વાણીનો રસ જયારથી શુદ્ધ પ્રેમ ભાવે પીધો ત્યારથીજ આત્મપ્રીત બંધાણી સમજવી. રૂચિ-પ્રીતિ વગર ગમે તેવો ઉત્તમ ઉપદેશ પણ અસર કરતો નથી જ. સદ્ અનુગ્રહવડેજ આત્મલક્ષ સાંધી, રાગદ્વેષ તજી, ચેતન જયારે સહજ સ્વભાવમાં મગન થઇ બીજું કશુંજ જોતો નથી ત્યારેજ તે નિજસ્વરૂપને જોવે છે-જોઇ શકે છે. નિઃસંગતા-નિઃસ્પૃહતાધારી જે મહાશય સમતાગુણનું સેવન કરે છે તેજ સત્ય પરમાનંદ રસનું આસ્વાદન કરી શકે છે. ઇતિશમ્.

તા. ક.—

સક્ષેપમાં તત્ત્વજ્ઞાનગર્ભિત કર્મગ્રથાદિક ઉત્તમ ગ્રથોનો અભ્યાસ કરવાનો ઉત્તમ હેતુ કર્મબધનોના કારણરૂપે મિથ્યાત્વ, અવિરતિ કષાય અને યોગને જ નિર્ધારી જેમ બને તેમ જલદી તે તે દોષોને તજવા અથવા નિર્મૂળ કરવા અથવા તે તે દોષોને ટાળવા સમર્થ ગુણોને સેવવા-આદરવા રૂપજ હોવો જોઇએ વળી પૂર્વોક્ત કર્મબધનનાં કારણરૂપ મિથ્યાત્વાદિક વડે જે સ્પૃષ્ટ, બદ્ધ, નિધત્ત અને નિકાચિત એ ચાર પ્રકારે અશુભ કર્મબધન થયેનાં હોય તેને શુભ, શુભતર, શુદ્ધ, શુદ્ધતર અધ્યવસાય યોગે અપવર્તનાદિ કરણવડે મદ રસવાળાં, અલ્પ સ્થિતિવાળાં કરવાં એ પણ હેતુ હોવો જોઈએ એવા શુભ કે શુદ્ધ અધ્યવસાય પેદા કરવા માટે પ્રાપ્તબુદ્ધિવડે કર્મગ્રથાદિક ઉત્તમ ગ્રથોનો અભ્યાસ કરી સારી રીતે તત્ત્વનો વિચાર કરવો જોઇએ તત્ત્વનિર્ણય કરી નિર્ણીતમાર્ગ મક્કમપણે ચાલવા માટે અનત તત્ત્વ સમકિત મૂળ બાર વ્રત-નિયમ આદરવાં જોઇએ રાગ દ્વેષ અને ક્રોધાદિ કષાયને જેમ બને તેમ મદ કરવા પ્રયત્ન સેવવો જોઇએ તેમજ મન, વચન, કાયના યોગ વડે પ્રમાદાચરણ નહિ કરતાં તેવડે પ્રમાદ રહિત ઇન્દ્રિય દમનપૂર્વક સારી રીતે ચારિત્રકરણી કરવી જોઇએ શાસ્ત્રકાર કહે છે તેમ જ્ઞાનનું ફળ વિરતિ અથવા નિવૃત્તિ અથવા સવરકરણી આત્મલક્ષ પૂર્વક કરવા રૂપ હોવું જોઇએ સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ રત્નત્રયીનું આરાધન કરવાથીજ મોક્ષપદની પ્રાપ્તિ થાય છે, એવું શાસ્ત્ર વચન જાણવાનું ફળ એના ઉપર દૃઢ શ્રદ્ધા-પ્રતીતિ રાખીને તદ્વત્ વર્તન કરવું એ રૂપજ છે રાગ દ્વેષમય અતિ આકરી મિથ્યાત્વ-કષાયની ગ્રંથિ(ગાંઠ) અપૂર્વ પરિણામની ધારાવડે તોડવાથીજ સમકિત ગુણ પ્રાપ્ત થાય છે તત્ત્વજ્ઞાન-જ્ઞાનીના યોગ્ય પરિચયથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય છે અને નિર્મળ ચારિત્રવતની નમ્ર સેવા-ઉપાસનાવડે સત્ ચારિત્રની પ્રાપ્તિ થઇ શકે છે સપૂર્ણ ચારિત્ર આદરી ન શકાય તો શ્રાવકયોગ્ય દેશચારિત્ર યા સવિજ્ઞપક્ષીપણું શુદ્ધ શ્રદ્ધા સહિત સેવનાર

પણ પોતાને પ્રાપ્ત થયેલા જ્ઞાનને તેટલે અંશે સાર્થક કરી શકે છે. છેવટે શાસ્ત્રકાર કહે છે કે ' યથાશક્તિ યતનીયં શુભે ' શુભ કાર્યમાં જેટલી શક્તિ હોય તેટલી ફોરવી લેવા પ્રયત્ન કરવો. પૂર્વ પાપકર્મની નિંદા ગર્હા કરવી, વર્તમાન પાપ-દ્વારને બંધ કરવાં અને અનાગત પાપકર્મનાં પચ્ચખ્ખાણ કરવાં એજ ખરેખર તત્ત્વજ્ઞાન પ્રાપ્ત કરવાનું ઉત્તમ ફળ છે. એ પ્રમાણે વર્તશે તે માંગલિક માળા પામશે. ઇતિશમ્.

લેખક-પવિત્ર શાસનરૂચિ અને સદ્ગુણાનુરાગી

મુનિ કર્પૂરવિજય—પલાંસવા.

---

## કર્મનું પૃથક્કરણ અને કર્મથી બચવા તથા મુક્ત થવા સુગમ માર્ગદર્શન.

અજ્ઞાની જીવો સહસા-વગર વિચાર્યે સ્વેચ્છાથી ચાલતાં અસત્ પ્રવૃત્તિઓ કરતાં, આકરા કર્મ બાંધે છે અને પાછળથી તેનાં કડવાં ફળ ભોગવતાં ભારે પસ્તાવો કરે છે અથવા એનાં પરિણામે અસહ્ય દુઃખ આવી પડતાં બહુ વિલોપાત કરે છે, જેથી ફરી ફરી ઘણાં ચીકણાં નિકાચિત કર્મ બંધાય છે; આ રીતે વડનાં બીજની પરંપરાની પેરે અજ્ઞાની જીવોનાં દુઃખનો અંત આવતો નથી અને સંસારની ચારે ગતિમાં વારંવાર જન્મ મરણના ચક્રાવામાં તે બાપડા અહીં તહીં અરહા પરહા અટવાયાજ કરે છે. જ્ઞાની પુરુષો સાવચેતી રાખી તેવાં માઠાં આચરણથી વેગળા રહે છે. તેઓ જે જે વચન વદે છે તે પણ પરિણામનો વિચાર કરી પ્રિય, પથ્ય અને તથ્યજ વદે છે અને તેમના વિચારો પણ સહુને આત્મસમાન લેખવાથી

સ્વપરનાં હિત સાધકજ હોય છે વિચાર, વાણી અને આચારની શુદ્ધિથી તેઓ નકામા-વૃથા કર્મ બાંધતાંજ નથી પણ ડહાપણ ભરી કરણીથી પૂર્વેના કર્મનો પણ નાશજ કરે છે-કરવા સમર્થ થઇ શકે છે એ સબંધી આપણે કંઇક વિશેષ સ્પષ્ટીકરણ કરી કર્મની ઉત્પત્તિ અને વિનાશના હેતુ તપાસીએ-જેમ સુવર્ણ અને માટીનો સબંધ (સોનાની ખાણમાં) આદ રહિત-અનાદિકાળનો નિશ્ચિત છે તેમ છતાં તથાપ્રકારનાં સાધનો મળવા વડે તેનો વિયોગ થઇ અંત આવી શકે છે, માટી અને સોનું બને જુદાં પડી શકે છે અને ત્યાર પછી સુવર્ણ-શુદ્ધ કુંદન થયેલું માટી રૂપ ફરી થવા પામતું નથી, તેમ સુવર્ણસમાન આત્મા પણ અનાદિ કાળથી કર્મમળ સાથે લેપાયેલો-ખરડાયેલો અશુદ્ધ સ્થિતિમાં છે તેને પણ શાસ્ત્રોક્તસાધનો વડે શુદ્ધ સુવર્ણવત્ નિર્મળ કરી શકાય છે આવી વિશુદ્ધ સ્થિતિ પ્રકટપણે સિદ્ધ-બુદ્ધ-મુક્ત પરમાત્માની હોઇ શકે છે સ્ફટિકરત્ન જેવો આત્મા કર્મઉપાધિવડે નાનાવિધ જણાય છે જો એ કર્મઉપાધિને વિવેકવડે (રત્નત્રયીની સાધનાવડે) દૂર કરી નાંખવામાં આવે તો આત્મા શુદ્ધ સ્ફટિકનીપેરે નિર્મળ-પરમાત્મદશાને પ્રાપ્ત થઇ શકે છે મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને અશુભ યોગ એ કર્મઉપાધિ વૃદ્ધિ કરવાના હેતુરૂપ છે અને સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયી એ ઉક્ત કર્મઉપાધિ ટાળવાના હેતુરૂપ છે વળી સમતા સહિત શાસ્ત્રોક્ત તપ પૂર્વનાં સકળ કર્મમળનો ક્ષય કરવા એક અદ્ભુત સાધન પૂરું પાડે છે

## કર્મબંધ હેતુઓ.

| | |
|---|---|
| અતત્ત્વ શ્રદ્ધારૂપ મિથ્યાત્વવડે | કર્મબંધ |
| અસદાચાર પ્રવૃત્તિ વડે | ,, |
| ક્રોધાદિક કષાયો વડે | ,, |

મન, વાણી અને કાયાને છૂટાં મૂકવાવડે ,,

## કર્મક્ષય હેતુઓ.

તત્ત્વ શ્રદ્ધારૂપ સમ્યગ્ દર્શનવડે કર્મ શોધન.
તત્ત્વજ્ઞાન–પ્રકાશ થવા વડે ,,
તત્ત્વ આચરણ–ચારિત્ર અને તપદ્વારા યોગશુદ્ધિવડે ,,

**ઉક્ત રત્નત્રયીવડેજ અનુક્રમે સકળ કર્મ ક્ષય થાય છે.**
**( કેમકે એજ મોક્ષનો અમોઘ ઉપાય છે )**

ગાઢ મિથ્યાત્વ, કષાયાદિક વડે બહુ ભારે નિકાચિત કર્મ બંધાય છે. કષાય અથવા રાગદ્વેષની ચીકાશવડેજ આત્મા કર્મમળથી ખરડાઇ મહા મલિન થતો કે થયેલો જણાય છે. જેમ ગમે એવું મલિન વસ્ત્ર સાબુ જળ પ્રમુખ અનુકૂળ સાધનવડે શુદ્ધ થાય છે તેમ ગમે તેવાં કઠણ અને ચીકણાં કર્મવડે મલિન થયેલો આત્મા પૂર્વોક્ત પવિત્ર રત્નત્રયીના સાધનવડે વિશુદ્ધ થવા પામે છે. સંપૂર્ણ જ્ઞાન, દર્શન અને ચારિત્રયોગે આત્મા સકળ કર્મમળથી મુક્ત થઇ સિદ્ધ પરમાત્મા થવા પામે છે.

જીવ જેવાં કારણ સેવે છે તેવું કાર્ય થાય છે. પૂર્વોક્ત મિથ્યાત્વાદિક હેતુ–કારણો વડે જીવ ચાર ગતિમાં કર્મના ભારે ભાર્યો છતો જન્મમરણાદિક દુઃખ પામે છે અને સમ્યગ્ રત્નત્રયીનું સેવન કરવાથી કર્મરહિત–હળવો થઇ સંસારનો–જન્મ મરણનો અંત કરી શકે છે અને રત્નત્રયીના દ્રઢ અભ્યાસવડે અનુક્રમે ઘાતીકર્મનો ક્ષય કરી કેવળજ્ઞાનાદિક સંપદા પ્રાપ્ત કરીને બાકી રહેલાં અઘાતિ કર્મનો પણ અંત કરી સિદ્ધ પરમાત્મપદ પામે છે. ત્યારે રાગદ્વેષ અથવા કષાયજ ચારગતિરૂપ સંસારપરિભ્રમણનું મૂળ અને રાગદ્વેષ યા કષાય રહિત–વીતરાગ–નિષ્કષાય ચારિત્રજ મોક્ષનું મૂળ સિદ્ધ–નિશ્ચિત થાય છે. એમ સમજી સુજ્ઞ બંધુઓએ તથા બ્હેનોએ જે જે કારણોથી રાગદ્વેષ ઉત્પન્ન થાય અથવા વૃદ્ધિ પામે તે તે કારણો ત-

જવાં અથવા તેથી વેગળા રહેવુ અને જે જે કારણોથી રાગદ્વેષાદિક ઉપશાન્ત થાય તથા વીતરાગદશાની જાગૃતિ, પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય તે તે કારણોનું સેવન કરવુ આ બાબત બહુજ કુશળતાથી પ્રવર્તવુ ઉચિત છે જેમ કાંટાવડે કાંટો કાઢી શકાય છે તથા અગ્નિવડે અગ્નિ અને વિષવડે વિષનું દુ ખ દૂર કરી શકાય છે તેમ શુભ રાગવડે અશુભ રાગ અને શુદ્ધ–નિ સ્વાર્થ રાગવડે અશુદ્ધ રાગ પણ દૂર કરી શકાય છે સામા ય રીતે દેવ, ગુરૂ અને ધર્મ પ્રત્યે જે રાગ તે શુભ રાગ અને નિ સ્વાર્થપણે શુદ્ધ દેવ, ગુરૂ અને ધર્મપ્રત્યે જે આત્માર્પણ તે શુદ્ધ રાગ છે, તે વડે દુનીયાની ખોટી વસ્તુ ઉપરનો અશુભરાગ અને સ્વાર્થગર્ભિત અશુદ્ધરાગ, ઔષધથી રોગ નાશે છે તેમ નાશ પામે છે શ્રી ગૌતમ સ્વામી તથા મરૂદેવી માતાની જેવી હદ પ્રાપ્ત થતાં રહેલો શુદ્ધરાગ પણ કઇ વિશિષ્ટ ભાવનાદિક કારણ, મળતાં વિલય પામી જાય છે તેથી જો ખરેખર કર્મની જડ કાઢવા ઇચ્છાજ હોય તો શરૂઆતમાં અશુભમાંથી શુભમાં અને પછી અશુદ્ધમાંથી શુદ્ધમાં પ્રવેશી રાગાદિકને નિર્મૂળ કરવા લક્ષ્યપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ, જેમ જેમ રાગાદિ કષાયની મદતા થાય છે તેમ તેમ અશુભ કર્મની હાનિ અને શુભ કર્મની વૃદ્ધિ થાય છે અને જ્યારે રાગદ્વેષ રહિત વીતરાગ દશા પ્રાપ્ત થાય છે ત્યારે શુભાશુભ બને પ્રકારનાં કર્મની ઉપેક્ષા કરી મેરૂ પર્વત જેવી અ ા સ્થિતિ પામી સકળ કમ રહિત સિદ્ધ દશા પમાય છે

ઇતિશમ્

લેખક–પવિત્ર શાસનરૂચી મુનિ કર્પૂરવિજય.

---

# છપાયેલ પુસ્તકોનું લીસ્ટ.

જૈન હિતબોધ 0-૪-0
જૈન હિતોપદેશ ભાગ ૧ 0-૪-0
જૈન હિતોપદેશ ભાગ ૨-૩ શાસ્ત્રી 0-૮-0
જૈન હિતોપદેશ ભાગ ૧ હિંદી 0-૪-0
દેવસિરાઇ પ્રતિક્રમણ સૂત્ર ગુજરાતી (હેતુ, વિધિ, શબ્દાર્થ, ભાવાર્થ, ઉપયોગી વિષયો સાથે) 0-૩-૬
સામાયિકસૂત્ર સાર્થ સંસ્કૃત અવચૂરિ સાથે 0-૨-૬
જૈન હિતોપદેશ ભાગ ૨-૩ 0-૬-0
જૈન હિતબોધ હિંદી 0-૬-0
બ્રહ્મચર્ય વ્રત 0-૨-૬
અભક્ષ્ય અનંતકાય વિચાર 0-૨-૬
જૈન વાંચનમાળા 0-0-૯
જૈન તત્વ પ્રવેશિકા 0-૨-૬
ઉપદેશમાળા પ્રકરણ ભાષાંતર 0-૪-0
શ્રદ્ધાશુદ્ધિ ઉપાય 0-૧-0
પ્રશ્નોત્તર રત્નચિંતામણી અને અઢારદૂષણ નિવારક હિંદી 0-૧૨-0
પ્રશમરતિ 0-૪-0
પંચ પ્રતિક્રમણસૂત્ર મૂળ શાસ્ત્રી 0-૪-૯
શાન્તસુધારસ ભાવના અને પ્રશ્નોત્તરમાળા 0-૪-0
પુષ્પમાલા પ્રકરણ 0-૪-0

ભાષ્યત્રયમ્ ગુજરાતી ભાવાર્થ અને વિવેચન સાથે 0-૪-0
વીતરાગસ્તોત્ર ભાષાંતર સાથે 0-૧-0
શ્રાવક કલ્પતરૂ 0-૨-0
ભાષ્યત્રયમ્ સાર્થ શાસ્ત્રી 0-૬-0
સમાધિ વિચાર 0-0-૯
બે પ્રતિક્રમણ સાવચૂરિક 0-૪-0
શત્રુંજયાદિ યાત્રા વિચાર 0-૧-૬
પર્યૂષણ મહાપર્વ માહાત્મ્ય 0-૭-0
કુલક સંગ્રહ ભાવાર્થ સાથે 0-૧-0
પંચપ્રતિક્રમણ સૂત્રાર્થ સાવચૂરિક (અનેક ઉપયોગી બાબતોથી ભરપુર) 0-૧0-0
કર્મગ્રંથ સાર્થ પ્રથમ વિભાગ 0-૬-0
તત્ત્વાર્થ સૂત્ર સરહસ્ય 0-૩-0
પંચપ્રતિક્રમણ સૂત્રાર્થ ગુજરાતી. 0-૧0-0
પાંત્રીશ બોલ વગેરે 0-૧-0
શ્રી યશોવિજયજી ચોવિશી વિવેચન સાથે 0-૪-0
સ્તુતિસંગ્રહ (સંસ્કૃત મૂળ અવચૂરિ સાથે) 0-૬-0
સ્તોત્રરત્નાકરસટીકપ્રથમભાગ 0-૭-0
સ્તોત્ર રત્નાકર સટીક દ્વિતીય ભાગ 0-૯-0
જીવવિચાર સટીક 0-૪-0
દંડક પ્રકરણ સટીક 0-૨ !



શ્રીમદ્દેવેંદ્રસૂરિવિરચિત

# કર્મગ્રંથઃ સાર્થઃ

## કર્મ વિપાકનામા પ્રથમ કર્મગ્રંથ

સિરિવીરજિણં વંદિઅ, કમ્મવિવાગં સમાસઓ વુચ્છં,
કીરઇ જિએણ હેઉહિં, જેણં તો ભન્નએ કમ્મં ॥ ૧ ॥

સિરિ-શ્રી, લક્ષ્મી યુક્ત
વીરજિણં-મહાવીરસ્વામીને
વંદિય-વાંદીને
કમ્મવિવાગં-કર્મવિપાકને
સમાસઓ-સંક્ષેપથી
વુચ્છં-કહીશ
કીરઇ-કરાય
જિએણ-જીવે
હેઉહિં-હેતુવડે
જેણં-જે માટે
તો-તે માટે
ભન્નએ-કહેવાય છે
કમ્મ-કર્મ

અર્થ—જ્ઞાનાદિ લક્ષ્મીયુક્ત મહાવીર સ્વામીને નમસ્કાર કરીને કર્મવિપાકનામા ગ્રંથને સંક્ષેપથી કહીશ. જે માટે જીવે હેતુવડે કરાય તે માટે કર્મ કહેવાય. ૧.

### શ્રીજિનેભ્યોનમઃ

મંગલાચરણ (આર્યા)

"પ્રણિપત્ય જિનં વીરં, વૃત્ત્યનુસારેણ જીવવિજયાહ્વઃ;
વિતનોમિ સ્તબુકાર્થં, કર્મ્મગ્રંથે સુગમરીત્યા. ૧
ગહનાર્થોઽયં ગ્રંથો, મંદધિયાં વૃત્તયોઽપિ દુર્બોધ્યા;
તેષામનુગ્રહકૃતે, ન્યાય્યં સ્તબુકાર્થકરણં મે." ૨.

વિવેચન—પ્રશ્ન—કર્મગ્રંથ તે શું કહીએ? ઉ૦—જીવે મિથ્યાત્વાદિક હેતુએ કરીને કરીએ—આત્માસાથે[1]પુદ્‌ગળ બાંધિયે તેકર્મ્મ કહીએ, क्रियते इति कर्म्म इति व्युत्पत्ते તે કર્મ્મનું મૂળોત્તર પ્રકૃતિ ભેદે કરી તથા પ્રકૃતિ, સ્થિતિ, રસ, પ્રદેશાદિ બંધ ભેદે કરી તથા બંધોદયોદીરણાસત્તાદિ ભેદે કરીને, ગ્રંથન—રચવું—પ્રતિપાદન છે જેને વિષે તે કર્મ્મગ્રંથ કહીએ. તિહાં પ્રથમ કર્મ્મ[2]વિપાક નામે કર્મ્મગ્રંથ કહે છે. (सिरि) શ્રી તે અતિશય પ્રાતિહાર્યાદિક તીર્થંકર લક્ષ્મી તેણે કરી સહીત એવા (वीर) તે પરીસહાદિક સહવા સમર્થ (जिण) તે રાગદ્વેષના જીપણહાર એહવા શ્રીવીર જિન પ્રત્યે વાંદીને કર્મ્મનો જે વિપાકપ્રકૃતિ પ્રતિપાદનરૂપ તે સંક્ષેપથકી કહીશ એટલે કર્મ્મ વિપાક નામા[2] પહેલો કર્મ્મગ્રંથ કહું છું. હવે કર્મ્મ તે શું તે કહે છે. અંજન ચૂર્ણના ડાભડાની પેઠે નિરંતર પુદ્‌ગળે કરીને ભર્યા લોકને વિષે ક્ષીર નીરને ન્યાયે, લોહાગ્નિને ન્યાયે કર્મ પુદ્‌ગળની વર્ગણા જીવે પોતાના આત્મા સંઘાતે, મિથ્યાત્વ અવિરતિ કષાય યોગરૂપ અભ્યંતર હેતુએ કરી તથા "પડિણીયત્તણનિન્હવ" ઈત્યાદિ બાહ્ય હેતુએ કરીને, સંબદ્ધ કરીએ, તે કર્મ્મ કહીએ. તે કર્મ્મ રૂપી છે; અરૂપી નથી. આત્માને કર્મ્મનો કીધો ઉપઘાત થાય છે તે માટે. ઈહાં કોઇ

---

૧. કર્મ વર્ગણાના પુદ્‌ગલો. ૨. કર્મના અનુભવનુ સ્વરૂપ છે જેને વિષે તે કર્મ વિપાક.

કહેશો કે આત્માને રૂપી કર્મનો કીધો ઉપઘાત, અનુગ્રહ કેમ ઘટે ? તેનો ઉત્તર એ છે કે ડાહ્યા મનુષ્યને પણ મદ્ય પાનાદિકે મતિનો ઉપઘાત થાય છે અને બ્રાહ્મી પ્રમુખ ઔષધીએ અનુગ્રહ પણ થાતો દીસે છે. એ પુદ્ગળયોગે જેમ બાહ્યથકી અરૂપી જીવને ઉપઘાત અનુગ્રહ થાતો દીસે છે, તેમ કર્મ વર્ગણાએ કરીને જીવને ઉપઘાત અનુગ્રહ થાય છે. તથા જીવ સમયે સમયે શુભાશુભ કર્મ બાંધે છે, છોડે છે, પણ પ્રવાહથકી કર્મબંધ અનાદિ છે. " अणाइय त पवाहेण ઈતિ વચનાત્, અન્યથા કર્મની આદિ કહીએ તો તે કર્મબંધ થકી પૂર્વે જીવ કર્મરહિત હોવો જોઇએ અને તે કર્મબંધ રહિતને કર્મબંધ થયો કહિયે તો સિદ્ધને પણ કર્મબંધ થાય, તે માટે કર્મબંધ તે અનાદિ છે. ઈહાં કોઇ કહે કે અનાદિ સંયોગને વિયોગ કેમ થાય ? तत्रोत्तर. કંચન અને *ઉપળને સંયોગ અનાદિનો છે તેનો તથાવિધ સામગ્રીએ વિયોગ થાય છે તેમ જીવ કર્મને પણ તથાવિધ સામગ્રીએ ભવસ્થિતિ પરિપાકે આત્યંતિક વિયોગ થાય છે ફરી તેને પાછો સંયોગ ન થાય काञ्चनोपलवत् १



તે કર્મના બંધ ચાર પ્રકારે છે તે દૃષ્ટાંતપૂર્વક કહે છે

પયઇઠિઇરસપએસા, તં ચઉહા મોઅગસ્સ દિઠ્ઠંતા,
મૂલપગઇઠ્ઠ ઉત્તર-પગઈ અડવન્નસયભેયં ॥ ૨ ॥

| | |
|---|---|
| પયઇ-પ્રકૃતિ | મોઅગસ્સ-મોદકના |
| ઠિઇ-સ્થિતિ | દિઠ્ઠંતા-દૃષ્ટાંતે |
| રસ-રસ ( અને ) | મૂલપગઇઠ્ઠ-મૂલપ્રકૃતિ આઠ |
| પએસા-પ્રદેશ ચઉ-પ્રદેશને | ઉત્તરપગઈ-ઉત્તર પ્રકૃતિ |

* પાષાણ

| | |
|---|---|
| આશ્રયીને. | અડવન્નસય—એકસો અઠ્ઠાવન. |
| તં—તે ( કર્મ. ) | ભેઅં—ભેદે. |
| ચઉહા—ચાર પ્રકારે. | |

અર્થ—પ્રકૃતિબંધ, સ્થિતિબન્ધ, રસબન્ધ અને પ્રદેશબંધને આશ્રીને તે ( કર્મ ) ચાર પ્રકારે છે. ( એનું સ્વરૂપ ) મોદકના દૃષ્ટાન્તવડે ભાવવું. મૂળ પ્રકૃતિ ( મુખ્ય ભેદ ) આઠ અને ઉત્તર પ્રકૃતિ (વિશેષ ભેદ-પેટાભેદ) એકસો અઠ્ઠાવન પ્રકારે છે. ૨.

વિવેચન--કર્મનો સ્વભાવ તે પ્રકૃતિબંધ ૧, કાળનું માન તે સ્થિતિબંધ ૨, કર્મ પુદ્ગળના શુભ અશુભ રસનું તિવ્ર મંદપણું તે અનુભાગબંધ ૩ અને પુદ્ગળનાં દળિયાંનુ માન તે પ્રદેશબંધ કહીએ. ૪. એમ ચાર પ્રકારે કર્મ્મનો બંધ છે. તે મોદક (લાડુઆ ) ને દૃષ્ટાંતે જાણવો. प्रक्रातिस्तु स्वभावःस्यात्, स्थिति कालावधारण, अनुभागो रसो ज्ञेयः, प्रदेशो दलसंचय.।१। એ મોદકના દૃષ્ટાંતથકી જાણવો. તે કેમ તે કહે છે. જેમ કોઇ વાતાપહારી સુંઠાદિ દ્રવ્યે નિષ્પન્ન મોદક તે પ્રકૃતિએ (સ્વભાવે) વાયુનેજ ટાળે. વળી પિત્તાપહારી દ્રવ્યે નિષ્પન્ન તે પિત્તનેજ ટાળે, વળી કફાપહારી દ્રવ્યે નિષ્પન્ન તે કફને ટાળે;તેમ કર્મ્મપણ કોઇક જ્ઞાનને આવરે, કોઈ દર્શનને-દેખવાને આવરે ઇત્યાદિએ પ્રકૃતિબંધ કહીએ ૧. તથા કોઇક મોદક એક દિનજ રહે, કોઈક બે દિન રહે, યાવત્ કોઈ માસ લગે રહે, તે ઉપરાંત વિણસે; તેમ કોઈ કર્મ્મની સ્થિતિ ૨૦ કોડાકોડી સાગરોપમ પ્રમાણ, કોઇકની ત્રીશ કોડાકોડી સાગર પ્રમાણ, કોઇકની૭૦ કોડાકોડી સાગર પ્રમાણ હોય. ઇત્યાદિ એ સ્થિતિબંધ કહિયે. ૨. તથા સ્નિગ્ધ રૂક્ષ મધુર કટુકાદિક રસ કોઈક મોદકનો એક ગુણો હોય કોઈકમાં દ્વિગુણ ત્રિગુણ ચતુર્ગુણપણ હોય, તેમ કર્મ્મનો કોઇવખત એક સ્થાનીય રસ બંધાય,કોઇવખત તીવ્ર-

તીવ્રતર કષાયને યોગે દ્વિસ્થાનીય ત્રિસ્થાનીય ચતુસ્થાનીય રસ બધાય, એ રસબધ કહીએ ૩. તે મોદકના પ્રદેશ તે કણિયા રૂપ તે કોઇએક તો પસલી પ્રમાણ, કોઇએક પાગેર, અધશેર, ગેર પ્રમાણ હોય, તેમ કોઇ કર્મના દળિયા કોઇક થોડા બાધે,કોઇક ઘણા બાધે,એ પ્રદેશબધ ૪ એ મોદકનો દષ્ટાત જાણવો. હવે તે કર્મની મૂળપ્રકૃતિ (મૂળભેદ) આઠ છે અને તે મૂળ પ્રકૃતિની ઉત્તરપ્રકૃતિ તે ઉત્તરભેદ એકસો અઠ્ઠાવન હોય. ॥ ૨ ॥

---

હવે મૂળ પ્રકૃતિ ૮ ના નામ કહે છે

ઇહ નાણદસણાવરણ-વેઅમોહાઉનામગોઆણિ;
વિગ્ઘ ચ પણનવદુઅઠ્ઠવીસ-ચઉતિસયદુપણવિહ ॥૩॥

| | |
|---|---|
| ઇહ-અહીં (સિદ્ધાતમા) | વિગ્ઘ-અતરાય |
| નાણ-જ્ઞાન અને | પણ-પાચ |
| દસણ-દર્શનનુ | નવ-નવ |
| આવરણ-આવરણ | દુ-બે |
| વેઅ-વેદનીય | અઠ્ઠવીસ-અઠ્ઠાવીશ |
| મોહ-મોહનીય | ચઉ-ચાર |
| આઉ-આયુ | તિસય-એકનો ત્રણ |
| નામ-નામ | દુ પણ-બે તથા પાચ |
| ગોઆણિ-ગોત્ર | વિહ-ભેદે |

અર્થ—અહીં જ્ઞાન અને દર્શનનુ આવરણ (૧ જ્ઞાનાવરણીય ૨ દર્શનાવરણીય), ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુ, ૬ નામ, ૭ ગોત્ર અને ૮ અતરાય કર્મ અનુક્રમે પાચ, નવ, બે, અઠ્ઠાવીશ, ચાર, એકસો ત્રણ, બે અને પાચ પ્રકારે છે. ૩

વિવેચન—ઇહાં પ્રવચનને વિષે વિશેષાવબોધરૂપ જ્ઞાનને આવરે (ઢાંકે) તે જ્ઞાનાવરણીયકર્મ કહીએ. ૧. સામાન્યાવબોધરૂપ દર્શનને એટલે ઇંદ્રિયના વિષયને આવરે તે દર્શનાવરણકર્મ. ૨. સાતાઅસાતાપણે વેદવું પડે તે વેદનીયકર્મ ૩. મુંઝવે-વિકળ કરે, સમ્યકત્વ ચારિત્રથકી; તે મોહનીય કર્મ ૪. અન્ય ભવાંતરને પમાડે તે આયુ ૫. શુભાશુભપણું પમાડે તે[1] નામકર્મ ૬. ઊંચનીચપણે ગાઇએ-બોલાવીએ તે ગોત્રકર્મ ૭. દાનાદિક લબ્ધીનો અંતરાય કરે તે (વિઘ્ન) અંતરાયકર્મ ૮. એ આઠ કર્મનાં નામ કહ્યાં. હવે એહની ઉત્તર પ્રકૃતિની સંખ્યા કહે છે. જ્ઞાનાવરણીય પાંચ ભેદે છે. ૧. દર્શનાવરણીય નવ ભેદે છે. ૨. વેદનીય બે ભેદે છે. ૩. મોહનીય અઠ્ઠાવીશ ભેદે છે. ૪. આયુ કર્મ ચ્યાર ભેદે છે. ૫. નામકર્મ એકસોત્રણ ભેદે છે. ૬. ગોત્રકર્મ બે ભેદે છે. ૭ અને અંતરાયકર્મ પાંચ ભેદે છે. ૮. એવં આઠ કર્મની એકસોઅઠ્ઠાવન ઉત્તર પ્રકૃતિ જાણવી. એ આઠ કર્મનો ઉપન્યાસક્રમ કહીએ છીએ. ઇહાં જ્ઞાનદર્શન તે જીવનું લક્ષણ છે ચેતનાલક્ષણો જીવ. ઇતિ વચનાત્, તે જ્ઞાનદર્શન વિનાનો જીવ તે અજીવપણું પામે; તે બે માંહે પણ જ્ઞાન મુખ્ય છે, સાકારોપયોગ-વિશેષોપયોગ માટે, સાકારોપયોગવંત જીવને સર્વ લબ્ધિ ઊપજે, મોક્ષ પ્રાપ્તિ સમયે પણ સાકારોપયોગવંત હોય, તે માટે જ્ઞાન મુખ્ય છે; તે જ્ઞાનને આવરે (ઢાંકે) તે જ્ઞાનાવરણીય કર્મ; તે એટલા માટે પ્રથમ કહ્યું ૧. તે પછી બીજે સમયે (કેવળીને)અનાકારોપયોગ-સામાન્યોપયોગ-દર્શનોપયોગ હોય, તેહને આવરે (ઢાંકે) તે દર્શનાવરણીય કર્મ; તે માટે જ્ઞાનાવરણીય પછી દર્શનાવરણીય કહ્યું ૨. એ બે [2]આવરણીય

---

[1] ગતિ જાતિ આદિ પર્યાયોને પમાડે તે નામ કર્મ.

[2] જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીય.

પોતપોતાનો વિપાક દેખાડતા સુખ દુખરૂપ વેદનીય વિપાકના હેતુ થાય, તે માટે તે પછી વેદનીય કહ્યુ. ૩. સાતા અસાતા વેદનીયને ઉદયે જીવને અવશ્ય રાગ દ્વેષ કષાય ઉપજે તે માટે તે પછી મોહનીય કહ્યુ ૪. મોહનીયે મુઝાણા જીવ બહુ આરભાદિકે કરીને નરક તિર્યંચાદિકનુ આયુ બાધે, તે માટે તે પછી આયુ કર્મ કહ્યુ, ભવથકી ભવાતરે જાતાં જીવને નિશ્ચે ઉદય આવે તે આયુ કહિયે. યદ્યપિ કર્મ તો સવ ઉદયે આવેજ પણ શેષ ૭ કર્મ તે ભવે તથા ભવાતરે તથા ઘણે ભવે પણ ઉદય આવે અને આયુ કર્મ તો તે ભવે ઉદય આવેજ નહી, ભવાતરે (અનતર ભવે) જ ઉદય આવે એ વિશેષ છે. ૫ આયુને ઉદયે અવશ્ય ગતિ જાત્યાદિક નામકર્મનો ઉદય હોય તે માટે તે પછી નામ કર્મ કહ્યુ ૬. નામકર્મને ઉદયે અવશ્ય ઊચ નીચાદિક ગોત્રનો ઉદય હોય, તે માટે તે પછી ગોત્ર કર્મ કહ્યુ ૭. ઊચ નીચ ગોત્રને ઉદયે અનુક્રમે દાન લાભાદિકનો ઉદય વિનાશ થાય, તે માટે તે પછી અતરાય કર્મ કહ્યુ ૮. એ આઠ કર્મનો ઉપન્યાસ ક્રમ કહો. ૩

---

હવે પ્રથમ જ્ઞાનાવરણીય કર્મની ઉત્તર પ્રકૃતિ પાચ કહેવાને માટે પ્રથમ જ્ઞાનના ભેદ કહે છે

મઇસુઅઓહીમણકેવલાણિ, નાણાણિ તત્થ મઇનાણ;
વજણવગ્ગહ ચઉહા, મણનયણવિણિ દિયચઉક્કા ॥૪॥

| | |
|---|---|
| મઇ–મતિજ્ઞાન | મઇનાણ –મતિજ્ઞાન |
| સુઅ–શ્રુતજ્ઞાન | વજણવગ્ગહ–વ્યજનાવગ્રહ |
| ઓહી–અવધિ જ્ઞાન | ચઉહા–ચાર ભેદે |
| મણ–મન પર્યવ જ્ઞાન | મણ–મન |

| | |
|---|---|
| કેવલાણિ-કેવળજ્ઞાન. | નયણ-ચક્ષુ. |
| નાણાણિ-જ્ઞાનો. | વિણુ-વિના. |
| તથ્થ-ત્યાં. | ઇંદિયચઉક્કા-ઇંદ્રિય ચતુષ્કવડે |

અર્થ—મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ અને કેવળ (એ પાંચ) જ્ઞાન છે તેને વિષે પ્રથમ મતિજ્ઞાન (અઠ્ઠાવીશ ભેદવાળું છે. એ પાંચમી ગાથામાં સંબંધ છે), મન અને ચક્ષુવર્જિને ચાર ઇંદ્રિયો આશ્રયી વ્યંજનાવગ્રહ ચાર પ્રકારે છે. ૪.

વિવેચન—જ્ઞાન પાંચ છે તે કયા? ઇંદ્રિય અને મને કરીને માનીએ-જાણીએ તે મતિજ્ઞાન, સિદ્ધાંતે આભિનિબોધિક જ્ઞાન કહીએ.* अभि निबुध्यते इति आभिनिबोधिकं ૧. સાંભળવે કરી જાણીએ તે શ્રુતજ્ઞાન ૨. અવધિ-મર્યાદા પ્રમાણે રૂપી દ્રવ્યનું જાણવું તે અવધિજ્ઞાન ૩. મન ચિંતિત અર્થનું જાણવું તે મનઃપર્યવજ્ઞાન ૪. કેવળ અખંડપણે લોકાલોકનું તથા રૂપી અરૂપી સર્વ દ્રવ્યનું તથા સર્વ જીવાજીવના સર્વ પર્યાયનું સમકાળે જાણવું તે કેવળજ્ઞાન કહીએ ૫. એ પાંચ જ્ઞાન કહીએ.તે માંહે પહેલાં બે જ્ઞાન તે પરોક્ષ જ્ઞાનછે અને ૩ પ્રત્યક્ષ જ્ઞાનછે. હવે પ્રથમ મતિજ્ઞાનઅઠ્ઠાવીશ ભેદ છે તે અઠ્ઠાવીશ ભેદ કહે છે. ઇંદ્રિયને વિષયપ્રાપ્ત પદાર્થનું અવ્યક્તપણે જાણવું તે વ્યંજનાવગ્રહ કહિયે, તે ૪ ચાર ભેદ હોય તે કહે છે. મન અને નયન તે ચક્ષુ ઇંદ્રિય એ બે વિના શેષ ચાર ઇંદ્રિયનો વ્યંજનાવગ્રહ હોય, મન અને ચક્ષુનો અપ્રાપ્યકારી વિષય છે-પુદ્‌ગળ અણફરસ્યે વિષય જાણે તે માટે તે મન-અને ચક્ષુનો વ્યંજનાવગ્રહ ન હોય. ૪

---

* સન્મુખ રહેલ નિયત પદાર્થને જણાવે તે મતિજ્ઞાન.

અથ્થુગ્ગહઈહાવાય-ધારણા કરણમાણસેહિં છહા,
ઇય અઠ્ઠવીસભેઅ, ચઉદસહા વીસહા વ સુય ॥૫॥

| | |
|---|---|
| અથ્થુગ્ગહ—અર્થાવગ્રહ | ઇઅ—એમ |
| ઈહા—ઇહા, વિચારણા | અઠ્ઠવીસ—અઠ્ઠાવીશ |
| અવાય—અપાય, નિશ્ચય | ભેઅ—ભેદે |
| ધારણા—ધારણા | ચઉદસહા—ચઉદ ભેદે |
| કરણ—ઇંદ્રિયો અને | વીસહા—વીશભેદે |
| માણસેહિં—મનવડે | વ—અથવા |
| છહા—છ પ્રકારે | સુય—શ્રુતજ્ઞાન |

અર્થ—અર્થાવગ્રહ, ઈહા, અપાય અને ધારણા (એ પ્રત્યેક) પાચ ઇંદ્રિય અને મનવડે કરીને છ પ્રકારે છે, એમ અઠ્ઠાવીશ ભેદવાળુ (મતિજ્ઞાન) છે. શ્રુતજ્ઞાન ચોદ પ્રકારે અથવા વીશ પ્રકારે છે. ૫

વિવેચન—ઇંદ્રિયને વિષયપ્રાપ્ત પદાર્થનુ સામાન્યપણે જાણવુ તે અર્થાવગ્રહ કહિયે ૧ એ શુ હશે? એહનુ વિચારવુ તે ઇહા ૨ તેહનુ નિર્ધારવુ તે અપાય કહીએ ૩ તે ધારી રાખવુ તે ધારણા ૪ એ ચારે, કરણ (પાચ ઇંદ્રિય) અને છઠ્ઠું મન એમ છ ૬ ભેદે હોય, એમ છ ચોક ચોવીશ ભેદ થયા, અને ચાર ભેદે વ્યંજનાવગ્રહ, એમ અઠ્ઠાવીશ ભેદે મતિજ્ઞાન હોય ઈહા મતિજ્ઞાન બે ભેદે છે-૧ શ્રુત નિશ્રિત અને ૨ અશ્રુત નિશ્રિત. તિહા જે પ્રાયે શ્રુતના અભ્યાસ વિના સહેજેજ વિશિષ્ટ ક્ષયોપશમને વશે મતિ ઉપજે તે અશ્રુત નિશ્રિત કહિયે તે ચાર ભેદે છે-ઔત્પાતિકી ૧, વૈનયિકી ૨, કાર્મિકી ૩, પારિણામિકી ૪ એ ચાર બુદ્ધિ સહેજે પોતાની મેળેજ ઉપજે તે ઔત્પાત્તિકી બુદ્ધિ ૧ ગુરૂનો વિનય

સુશ્રૂષા-સેવા કરતાં આવે તે વૈનયિકી બુદ્ધિ. ૨. કર્મ[1] કરતાં ઉપજે તે કાર્મ્મિકી ૩. પરિણામ તે દીર્ઘકાળનું પૂર્વાપર અર્થનું અવલોકન તે પારિણામિકી બુદ્ધિ ૪. એહનું વિશેષ સ્વરૂપ નંદીસૂત્ર આવશ્યક બૃહદ્વૃત્તિ પ્રમુખથકી જાણવું. અને જે શ્રુતને અભ્યાસે-શ્રુત સ્મરણ ઇંદ્રિયાર્થથકી વ્યવહાર સંપજે તે શ્રુતનિશ્રિત મતિજ્ઞાન કહિયે. તે પણ ચાર ભેદે-અવગ્રહ ૧, ઈહા ૨, અપાય ૩, ધારણા ૪. તિહાં વળી અવગ્રહ બે ભેદે-વ્યંજનાવગ્રહ ૧, અર્થાવગ્રહ ૨. તિહાં વ્યંજીએ-પ્રગટ કરીએ અર્થ જેણે, દીવે કરીને જેમ ઘટ, તે વ્યંજન ઇંદ્રિય તેણે કરીને ઇંદ્રિયને સ્પૃષ્ટ જે શબ્દાદિકવિષયના પુદ્ગળ તેહના અર્થનું અત્યંત અવ્યક્તપણે ગ્રહવું તે વ્યંજનાવગ્રહ કહીએ, તે વ્યંજનાવગ્રહ મન અને નયન વિના ચાર ઇંદ્રિયના ચાર ભેદે હોય; મન અને ચક્ષુ અપ્રાપ્યકારી છે, અસ્પૃષ્ટ પુદ્ગળનો વિષય જાણે, તે માટે તેહનો વ્યંજનાવગ્રહ ન હોય અને શેષ ૪ ઇંદ્રિય તે પ્રાપ્યકારી છે, સ્પૃષ્ટ[2] પુદ્ગળનો વિષય જાણે, તે માટે તેહનો વ્યંજનાવગ્રહ હોય. યત -*पुट्ठं सुणेइ सद्दं, रूवं पुण पासए +अपुट्ठं तु ॥ गंधं रसं च फासं,×बद्धपुट्ठं वियागरे॥१॥ વ્યંજનાવગ્રહનો કાળજઘન્યથી આવળીકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ,ઉત્કૃષ્ટો આનપ્રાણ[3] પૃથક્ત્વ[4] હોય.હવે શબ્દ રૂપાદિક વસ્તુનું સામાન્ય માત્ર અવ્યક્તપણે જાણવું તે અર્થાવગ્રહ કહીએ. તે અર્થાવગ્રહ પાંચ ઇંદ્રિયનો અને મનનો એમ ૬ ભેદે હોય. અવગ્રહીત વસ્તુ નિર્દ્ધારવાને હેતુએ કરીને વિચારવું તે ઈહા. તે પણ ૬ ભેદે હોય. ઇહિત વસ્તુનું નિર્દ્ધારવું તે અપાય, તે પણ ૬ ભેદે હોય. તે

---

૧ વ્યાપાર—અભ્યાસ ૨ સ્પર્શ થયેલ. * સ્પૃષ્ટ. + અસ્પૃષ્ટ—નહિ સ્પર્શેલ. × બદ્ધ સ્પૃષ્ટ-સ્પર્શીને એક રૂપ થયેલા ૩ શ્વાસોશ્વાસ, ૪ બેથી માંડી નવ સુધી.

નિર્દ્ધારિત અર્થનુ અવિચ્યુતિ[1]૧, સ્મૃતિ[2] ૨, વાસના[3]૩, એ ત્રણ પ્રકારે કરીને ધારવુ, તે ધારણા, તે પણ છ ભેદે હોય. યત–अत्थाण उग्गहणंमि उग्गहो तह विआरणे ईहा, निच्छइ अंमि अवाओ धरण पुण धारण बिंति १.એહનુ કાળમાન યથા– उग्गह इक्क समय, ईहावाया मुहूत्तमद्ध च ॥ कालमसंग्व संख च धारणा होइ नाय वा १. એ અઠ્ઠાવીશ ભેદ મતિજ્ઞાનના જાણવા. એને વળી પ્રત્યેકે વિવરીને કહે છે.

કોઈ પુરૂષે અવ્યક્ત શબ્દ સાંભળ્યો તે ભાષાના પુદ્ગળ તે પુરૂષના કર્ણમાહે પેસીને શ્રોત્રે દ્રિયને ફરસ્યા, તે વારે અતિ અવ્યક્તપણે થયુ જે જ્ઞાનતે શ્રોત્રે દ્રિયનો વ્ય જનાવગ્રહ૧.તેપછી કોઇએ મ્હને સાદ દીધો એહવુ અવ્યક્ત જ્ઞાન તે શ્રોત્રે દ્રિયનો અર્થાવગ્રહ ૨.એ અમુક પુરૂષનો કે અમુક સ્રીનો સાદ જણાયછે એવી વિચારણા તે ઈહા ૩.એતો ખરસ્વર માટે અમુકનોજ સાદ છે એવો નિશ્ચય થાય તે અપાય ૪. તે નાર પછી તેને ઘણાકાળ લગી ધારી રાખે તે ધારણા ૫. કોઈક પુરૂષે અવ્યક્તરૂપ નીઠુ તે રૂપના પુદ્ગળ અપ્રાપ્યકારી હોનાથી ચક્ષુને ફરસતા નથી, માટે તેનો વ્ય જનાવગ્રહ ન હોય, દેખવાને પ્રથમ સમયેજ અવ્યક્ત જ્ઞાનરૂપ ચક્ષુરિ દ્રિયનો અર્થાવગ્રહ થાય ૧. તે પછી એ સ્થાણુ કે પુરૂષ ? સ્થાણુ તો સ્થિર હોય, પુરૂષ તો હાલે ચાલે, એહવી વિચારણા તે ઈહા. ૨ એ તો નિશ્ચયે સ્થાણુ છે, સ્થિર હોના માટે એહવુ જ્ઞાન તે અપાય ૩ તેપછી તેને ધારી રાખે તે ધારણા ૪ કોઈક પુરૂષે અવ્યક્ત ગ ધ સુ ઘો- આઘ્રાયો, તે ગ ધના પુદ્ગળ ઘ્રાણેદ્રિય સાથે બદ્ધ સ્પૃષ્ટ થયા

---

૧ નિર્ધારિત વસ્તુને કાંઈ પણ ફેરફાર વિના તેજ રૂપે ધારી રાખવુ તે ૨ નિર્દ્ધારિત વસ્તુને અર્થ માત્રે ધારી રાખવુ તે ૩ સખ્યાત અસખ્યાતકાળ સુધી ભવાંતરે ધારી રાખે તે વાસના જાતિ સ્મરણ જ્ઞાન એ વાસનાનો ભે૰ છે

ત્યારે અતિ અવ્યક્તપણે થયું જે ગંધ જ્ઞાન તે ઘ્રાણેંદ્રિયનો વ્યંજનાવગ્રહ ૧ તે પછી કાંઈક સુગંધ આવે છે એવું અવ્યક્ત જ્ઞાન તે ઘ્રાણેંદ્રિયનો અર્થાવગ્રહ ૨. એ કપૂર કે સુંઠનો ગંધ? એહવી વિચારણા તે ઈહા ૩. એતો શીતળ માટે કપૂરનોજ ગંધ એહવું નિશ્ચય જ્ઞાન તે અપાય ૪. ત્યાર પછી તેને ધારી રાખે તે ધારણા ૫. કોઈક પુરૂષે અવ્યક્તપણે રસ આસ્વાદ્યો, તે રસના પુદ્‌ગળ રસનેંદ્રિય સાથે બદ્ધ સ્પૃષ્ટ થયા તે સમયે અતિ અવ્યક્તપણે થયુંજે રસનું જ્ઞાન તે રસનેંદ્રિયનો વ્યંજનાવગ્રહ ૧. તે પછી કાંઈક સ્વાદ જણાય છે એહવું અવ્યક્ત જ્ઞાન તે રસનેંદ્રિયનો અર્થાવગ્રહ ૨. તે પછી એ ગોળ કે સાકર હશે? એવી વિચારણા તે ઇહા ૩. એતો અતિ મધુર માટે સાકરનોજ રસ એવું નિશ્ચય જ્ઞાન તે અપાય ૪. તે પછી તેને ધારી રાખે તે ધારણા ૫. કોઈક પુરૂષે અવ્યકતપણે ફરસ વેદ્યો, તે ફરસના પુદ્‌ગળ સ્પર્શનેંદ્રિય સાથે બદ્ધસ્પૃષ્ટ થયા તે સમયે અતિ અવ્યકત સ્પર્શનું થયું જે જ્ઞાન તે સ્પર્શનેંદ્રિયનો વ્યંજનાવગ્રહ ૧. તે પછી કાંઈ મ્હારે શરીરે સ્પર્શ થયો એવું અવ્યક્ત જ્ઞાન તે સ્પર્શનેંદ્રિયનો અર્થાવગ્રહ ૨. એ રજ્જુ કે સર્પ હશે? એવી વિચારણા તે ઇહા.૩.એતો સુકુમાળ જણાયછે માટે નિશ્ચે સર્પનો સ્પર્શ,એવું જ્ઞાન તે અપાય ૪. તે પછી તેને ધારી રાખે તે ધારણા૫.કોઈક પુરૂષ અવ્યક્ત સ્વપ્ન દેખી જાગ્યો તે સ્વપ્ન માંહે કોઈક વસ્તુ સંભવી તેના પુદ્‌ગળ મનને ફરસતા નથી તે માટે વ્યંજનાવગ્રહ ન હોય. ચિંતવવાને પ્રથમ સમયેજ અવ્યક્ત જ્ઞાનરૂપ મનનો અર્થાવગ્રહ થાય ૧. તે પછી એ સ્વપ્નમાં મેં શું દીઠું? એવી વિચારણા તે ઈહા ૨. એતો મ્હેં અમુકજ સ્વપ્ન દીઠું એવો નિર્દ્ધાર તે અપાય ૩. તે પછી તેને ધારી રાખે તે ધારણા ૪. એ મતિજ્ઞાનના ૨૮ ભેદ નંદીસૂત્રને અનુસારે વિવરીને દેખાડ્યા.તેમાંહે૪ બુદ્ધિ ભેળિયે ત્યારે ૩૨ થાય.તથા

જાતિસ્મરણ પણ અતીત સંજ્ઞી પંચેંદ્રિયના ભવ સંખ્યાતા દેખે, તે પણ મતિજ્ઞાન કહિયે. આચારાંગે તેને ધારણાનો ભેદ કહ્યો છે. તથા મતિજ્ઞાનના ૨૮ભેદના બહુ૧, અબહુ૨, બહુવિધ ૩, અબહુવિધ ૪, ક્ષિપ્ર ૫, અક્ષિપ્ર ૬, નિશ્રિત ૭, અનિશ્રિત ૮, સંદિગ્ધ ૯, અસંદિગ્ધ ૧૦, ધ્રુવ ૧૧, અધ્રુવ ૧૨, એ બાર ભેદ છે. એહનો અર્થ-કોઈક અનેક વાજીત્રના શબ્દ સામટા સાંભળીને ઈહાં આટલી ભેરી, આટલા શંખ વાગે છે, એમ સર્વ પૃથક્ પૃથક્ શબ્દ ગ્રહે તે બહુગ્રાહી ૧ અને કોઈ અવ્યક્તપણે વાજીત્ર વાજે છે એટલું જ જાણે પણ વિશેષ ન જાણે તે અબહુગ્રાહી ૨. કોઈક મધુર સ્વરાદિ બહુ ધર્મોપેત જાણે તે બહુવિધગ્રાહી ૩ અને કોઇક એક બે પર્યાયોપેત ગ્રહે, તે અબહુવિધગ્રાહી ૪ કોઇક તરત જાણે તે ક્ષિપ્રગ્રાહી ૫, કોઈક વિચારી વિચારીને ઘણી વેળાએ જાણે તે અક્ષિપ્રગ્રાહી ૬. કોઈક લિંગનિશ્રાએ જાણે, જેમ પતાકાએ કરી દેવકુળ જાણીએ તે નિશ્રિતગ્રાહી ૭. નિશ્રા વિના જાણે તે અનિશ્રિતગ્રાહી ૮ સંશય સહિત ગ્રહે તે સંદિગ્ધગ્રાહી ૯. સંશયરહિત ગ્રહે તે અસંદિગ્ધગ્રાહી ૧૦. જે એકવાર ગ્રહ્યું તે સદાયે રહે, વીસરે નહીં તે ધ્રુવ ૧૧ અને જે એકવાર ગ્રહ્યું સર્વદા ન રહે તે અધ્રુવ ૧૨. પૂર્વોક્ત જે અઠ્ઠાવીશ ભેદ તેને આ પ્રમાણે બારે ગુણા કરીએ ત્યારે ૩૩૬ થાય, તેમાં વળી ૪ બુદ્ધિ મેળવીએ ત્યારે ૩૪૦ મતિજ્ઞાનના ભેદ થાય એ મતિજ્ઞાની ઓઘે-સામાન્યે આદેશ[1]થકી સર્વ દ્રવ્ય જાણે પણ દેખે નહીં. ક્ષેત્ર થકી મતિજ્ઞાની આદેશે સર્વ ક્ષેત્ર લોકાલોક જાણે પણ દેખે નહીં. કાળ થકી મતિજ્ઞાની આદેશે સર્વ કાળ જાણે, પણ દેખે નહીં. ભાવ થકી મતિજ્ઞાની આદેશે સર્વ ભાવ જાણે પણ દેખે નહિ. એ મતિજ્ઞાનના ભેદ કહ્યા. હવે શ્રુત જ્ઞાનનું

---

૧ આગમથી-સિદ્ધાંતથી

વિવેચન કરે છે. યદ્યપિ મતિ શ્રુત તો સંલગ્નજ છે જથ્થ મઇનાણં તત્થ સુયનાણ, જથ્થ સુયનાણં તથ્થ મઇનાણ ઇતિ વચનાત્ તથાપિ પૂર્વે મતિજ્ઞાન પછી શ્રુત જ્ઞાન છે મઇપુવ્વં જેણ સુયં, ન મઈ સુઅપુવ્વિઆ ઇત્યાગમવચ્ચનાત્ તથા મતિ તે શ્રુતનું હેતુ છે અને શ્રુત તે મતિનું ફળ છે. તથા મતિ તે મૂળગું આપણું સ્વરુપ કોઇને કહી ન શકે અને શ્રુત તે અક્ષરરુપ છે તે માટે પરને દીધું જાય તે માટે પૂર્વે મતિ અને પછી શ્રુત જ્ઞાન છે. હવે શ્રુતજ્ઞાનના ભેદ કહે છે શ્રુતજ્ઞાન ચૌદ ભેદે તથા વીશ ભેદે છે તિહાં પ્રથમ ચૌદ ભેદ કહેછે. ૫

---

## શ્રુત જ્ઞાનના ચૌદ ભેદ.

અખ્ખરસન્નીસમ્મં, સાઇઅં ખલુ સપજ્જવસિઅં ચ;
ગમિયં અંગપવિઠ્ઠં, સત્ત વિ એએ સપડિવખ્ખા ॥૬॥

| | |
|---|---|
| અખ્ખર—અક્ષરશ્રુત. | ચ—અને. |
| સન્ની—સંજ્ઞીશ્રુત. | ગમિઅં—ગમિક શ્રુત. |
| સમ્મં—સમ્યક્ શ્રુત. | અંગપવિઠ્ઠં—અંગપ્રવિષ્ટ શ્રુત. |
| સાઇઅં—સાદિ શ્રુત. | સત્તવિ—સાતે. |
| ખલુ—નિશ્ચયે. | એએ—એ. |
| સપજ્જવસિઅં—સપર્યવસિત શ્રુત. | સપડિવખ્ખા—પ્રતિપક્ષસહિત |

અર્થ—અક્ષરશ્રુત, સંજ્ઞિશ્રુત, સમ્યક્ત્વ શ્રુત, સાદિ શ્રુત, નિશ્ચે વળી સપર્યવસિત શ્રુત, ગમિક શ્રુત, અને અંગ પ્રવિષ્ટ શ્રુત એ સાતે ભેદ પ્રતિપક્ષ સહિત, એમ ચૌદ પ્રકાર શ્રુત જ્ઞાનના જાણવા. ૬.

વિવેચન—અક્ષર શ્રુત ૧, અનક્ષર શ્રુત ૨, સંજ્ઞિશ્રુત ૩, અસંજ્ઞિશ્રુત ૪, સમ્યક્ત્વશ્રુત ૫, મિથ્યાશ્રુત ૬, સાદિશ્રુત ૭, અનાદિશ્રુત ૮, (ખલુ) નિશ્ચે સપર્યવસિતશ્રુત ૯, અપર્યવસિતશ્રુત ૧૦, ગમિકશ્રુત ૧૧, અગમિકશ્રુત ૧૨, અંગપ્રવિષ્ટશ્રુત ૧૩, અંગબાહ્યશ્રુત ૧૪, એ સાત સૂત્રોક્ત ભેદ તે પોતાના પ્રતિપક્ષી સહિત કહેતા એટલે ચૌદ ભેદ શ્રુતજ્ઞાનના જાણવા એ ચૌદ ભેદનું વિવેચન કરે છે. અક્ષર શ્રુત ત્રણ પ્રકારે—સંજ્ઞાક્ષર ૧, વ્યંજનાક્ષર ૨, લબ્ધ્યક્ષર ૩, એમાં સંજ્ઞાક્ષર તે અઢાર ભેદે લિપિ—અક્ષરના આકાર જાણવા. તેના નામ "હંસલિવી ૧ ભૂઅલિવી ૨, જક્ખા ૩ તહ રક્ખસી અ ૪ બોધવ્વા, ઉડ્ડી ૫ જવણિ ૬ તુરૂક્કી ૭, કીરી ૮ દવિડી અ ૯ સિંધવિઆ ૧૦ ॥ ૧ ॥ માલવિણી ૧૧ નડિ ૧૨ નાગરિ ૧૩, લાડલિવી ૧૪ પારસી અ ૧૫ બોધવ્વા, તહ અ નિમિત્તીઅ ૧૬ તહા, ચાણક્કી ૧૭ મૂલદેવી અ ૧૮" ॥૨॥ વ્યંજનાક્ષર તે અકારાદિ હકાર પર્યંત બાવન અક્ષર મુખે ઉચ્ચારવારૂપ. એ બે અજ્ઞાનાત્મક છે પણ શ્રુતના કારણ માટે શ્રુત કહીએ લબ્ધ્યક્ષર તે અર્થને પ્રત્યયે કરીને ગર્ભાક્ષર લાધે, એ અક્ષરે કરીને અભિલાપ્ય ભાવ પ્રતિપાદવા, જે માટે લોકમાં અનંતા ભાવ અનભિલાપ્ય છે યત પન્નવણિજ્જા ભાવા, અણંતભાગો ઉ અણભિલપ્પાણ ॥પન્નવણિજ્જાણ પુણ, અણંતભાગો સુઅનિબદ્ધો ॥૧॥ એ અક્ષર શ્રુત કહિયે ૧ અનક્ષર તે ઉંચેડિત શિરકંપન હસ્ત ચાલનાદિકે કરી સુજને તેડે છે, વારે છે, ઈત્યાદિ અભિપ્રાયનું જાણવું તે અનક્ષરશ્રુત ૨ સંજ્ઞા ૩ છે—દીર્ઘકાલિકી ૧, હેતૂપદેશિકી ૨, દૃષ્ટિવાદોપદેશિકી ૩. તિહાં એ કેમ કરવું ? કેમ થાશે ? ઇત્યાદિ અતીત અનાગત ઘણા કાળનું ચિંતવવું તે દીર્ઘકાલિકી ૧. જે તાત્કાલિક ઇષ્ટ, અનિષ્ટ વસ્તુ જાણીને પ્રવૃત્તિ નિવૃત્તિ થાય તે હેતૂપદેશિકી ૨ ક્ષાયોપશમિક જ્ઞાને કરી સમ્યગ્દૃષ્ટિપણું હોય તે દૃષ્ટિવાદોપદે-

શિકી ૩. એ ત્રણ્ય સંજ્ઞા છે. ત્યાં વિકળેંદ્રિય અસંજ્ઞીને હેતુપદેશિકી સંજ્ઞા છે અને સંજ્ઞી પંચેંદ્રિયને દીર્ઘકાલિકી સંજ્ઞા છે. તે માટે સર્વ આગમમાંહે દીર્ઘકાલિકી સંજ્ઞાએ સંજ્ઞિપણું કહીએ તે સંજ્ઞીનું શ્રુત તે સંજ્ઞિ શ્રુત કહીએ ૩. મનરહિત અસંજ્ઞીનું શ્રુત તે અસંજ્ઞીશ્રુત ૪. સમ્યગ્દૃષ્ટિ પ્રણીત તથા મિથ્યાદૃષ્ટિ પ્રણીત પણ સમ્યગ્દૃષ્ટિ પાસે આવ્યું તે સમ્યક્શ્રુત કહિયે, યથાવસ્થિત ભાવના [1]અવગમ થકી ૫. તેહજ મિથ્યાદૃષ્ટિને હાથે આવ્યું મિથ્યા શ્રુત કહિયે, યથાવસ્થિત બોધના અભાવ થકી. યતઃ–सदसदविसेसणाओ, भवहेउ जहिट्ठिओ*वलंभाओ; नाणफलाभावाओ, मिच्छोद्दिट्ठिस्स अन्नाणं १ પૂર્વાંતર્ગતેયં ગાથા. તથા દ્રવ્ય થકી એક પુરૂષ આશ્રયીને સાદિ સપર્યવસિત છે, ઘણા પુરૂષ આશ્રયીને અનાદિ અપર્યવસિત છે. ક્ષેત્ર થકી ભરત ઐરવત આશ્રયી સાદિ સપર્યવસિત છે. મહાવિદેહ આશ્રયી અનાદિ અપર્યવસિત છે. કાળથકી ઉત્સર્પિણી અવસર્પિણી આશ્રયી સાદિ સપર્યવસિત છે, નોઉત્સર્પિણી નોઅવસર્પિણી આશ્રયી અનાદિ અપર્યવસિત છે. ભાવથકી ભવસિદ્ધિયા આશ્રયી સાદિ સપર્યવસિત છે जट्ठंमि अ छाउमत्थिए नाणे ઇતિ વચનાત્ અને અભવસિદ્ધિયા આશ્રયી ક્ષાયોપશમિક ભાવે અનાદિ અપર્યવસિત છે ૧૦. ગમા તે સરખા પાઠ જ્યાં હોય તે ગમિકશ્રુત द्दष्टिवादगतं ૧૧. અગમિક તે અણસરખા અક્ષર આલાવા જ્યાં હોય તે અગમિક શ્રુત कालिकश्रुतगता: ૧૨. અંગ પ્રવિષ્ટ તે દ્વાદશાંગી ૧૩. અંગબાહ્ય તે શ્રી આવશ્યકાદિક, ૧૪. એ ચૌદ ભેદ શ્રુતજ્ઞાનના જાણવા. ॥ ૬ ॥

---

૧ બોધ. * યદૃચ્છા–સ્વેચ્છાના ઉપલંભ થકી

## શ્રુત જ્ઞાનના વીશ ભેદ

**પજ્જયઅક્ખરપયસંઘાયા, પડિવત્તિ તહ ય અણુઓગો;**
**પાહુડપાહુડપાહુડ-વત્થૂપુવ્વા ય સસમાસા ॥ ૭ ॥**

| | |
|---|---|
| પજ્જય—પર્યાયશ્રુત | પાહુડપાહુડ—પ્રાભૃતપ્રાભૃત શ્રુત |
| અક્ખર—અક્ષરશ્રુત | પાહુડ—પ્રાભૃતશ્રુત |
| પય—પદશ્રુત | વત્થૂ—વસ્તુશ્રુત |
| સંઘાયા—સંઘાતશ્રુત | પુવ્વા—પૂર્વશ્રુત |
| પડિવત્તિ—પ્રતિપત્તિશ્રુત | ય—અને |
| તહ ય—તેમજ | સસમાસા—સમાસ સહિત |
| અણુઓગો—અનુયોગ શ્રુત | |

અર્થ—પર્યાય શ્રુત, અક્ષર શ્રુત, પદશ્રુત અને સંઘાત શ્રુત, પ્રતિપત્તિશ્રુત તેમજ અનુયોગ શ્રુત, પ્રાભૃતપ્રાભૃત શ્રુત, પ્રાભૃત શ્રુત, વસ્તુશ્રુત અને પૂર્વશ્રુત (એ દશ ભેદ) સમાસે કરી સહિત વીશ ભેદ શ્રુતજ્ઞાનના જાણવા ૭

વિવેચન—હવે ૨૦ ભેદ કહે છે-પર્યાયશ્રુત ૧ પર્યાયસમાસશ્રુત ૨, અક્ષરશ્રુત ૩ અક્ષરસમાસ શ્રુત ૪, પદશ્રુત ૫, પદસમાસશ્રુત ૬ સંઘાતશ્રુત ૭, સંઘાતસમાસશ્રુત ૮ પ્રતિપત્તિશ્રુત ૯ પ્રતિપત્તિસમાસશ્રુત ૧૦, તેમજ અનુયોગ શ્રુત ૧૧, અનુયોગસમાસશ્રુત ૧૨ પ્રાભૃતપ્રાભૃતશ્રુત ૧૩, પ્રાભૃતપ્રાભૃતસમાસશ્રુત ૧૪, પ્રાભૃતશ્રુત ૧૫ પ્રાભૃતસમાસ શ્રુત ૧૬, વસ્તુશ્રુત ૧૭ વસ્તુસમાસશ્રુત ૧૮, પૂર્વશ્રુત ૧૯, પૂર્વસમાસશ્રુત ૨૦ મુખ્ય દશ ભેદ તે વળી સમાસ સહિત એટલે વીશ થાય હવે એ વીશ ભેદનું વિવેચન કહે છે. પર્યાય તે જ્ઞાનનો એક સૂક્ષ્મ અંશ અવિભાગ પલિચ્છેદ, લબ્ધિ અપર્યાપ્તા સૂક્ષ્મ નિગોદીયા જીવનું જે સર્વથી જઘન્યશ્રુત માત્ર તે થકી અન્ય જીવોને વિષે એક જ્ઞાનનો અ-

વિભાગ પલિચ્છેદ અંશ વધે તે પર્યાયશ્રુત કહીએ ૧, અને જે બે ત્રણ પ્રમુખ જ્ઞાનાંશ વધે એટલે જીવને વિષે અનેક પર્યાયનું જ્ઞાન તે પર્યાયસમાસ શ્રુત ૨, અકારાદિક લબ્ધ્યક્ષર એકનું જાણવું તે અક્ષરશ્રુત ૩, બે ત્રણ અક્ષરનું જાણવું તે અક્ષરસમાસશ્રુત ૪, अर्थपरिसमाप्तिः पदं તથા विभक्त्यंतं पदं એમ કહેવાય છે પણ તેવાં પદ અહીં ગ્રહણ નહિ કરતાં શ્રી *આચારાંગને વિષે અઢારહજાર પદ કહ્યાં છે તે માંહેલાં એક પદનું જ્ઞાન તે પદ શ્રુત ૫, તે પદનો સમુદાય-ઘણા પદનું જ્ઞાન તે પદસમાસ શ્રુત ૬, गइइंदिए अ काए ઇત્યાદિ ગાથાએ ઉક્ત દ્વારનો એક દેશ જે ગત્યાદિક તેહનો પણ એક દેશ દેવગત્યાદિક તેહની જે માર્ગણાનું જ્ઞાન તે સંઘાતશ્રુત ૭, તે બે ત્રણ માર્ગણાનું જ્ઞાન તે સંઘાતસમાસશ્રુત ૮, ગત્યાદિ એક દ્વારે જીવની માર્ગણાનું જ્ઞાન તે પ્રતિપત્તિશ્રુત ૯, એથી માંડી સર્વ માર્ગણાનું જ્ઞાન તે પ્રતિપત્તિસમાસશ્રુત ૧૦, संतपयपरूवणया ઇત્યાદિક [1]અનુયોગ કહિએ, તે માંહેલા એકનું જ્ઞાન તે અનુયોગશ્રુત ૧૧, તે બે ત્રણ અનુયોગનું જાણવું તે અનુયોગસમાસશ્રુત ૧૨, પ્રાભૃતને અંતર્વર્ત્તિ અધિકાર વિશેષ તે પ્રાભૃતપ્રાભૃતશ્રુત ૧૩, તે બે ત્રણનું જ્ઞાન તે પ્રાભૃતપ્રાભૃતસમાસ શ્રુત ૧૪, વસ્તુને અંતર્વર્ત્તિ અધિકાર તે પ્રાભૃતશ્રુત

---

* આચારાંગ, ૨ સુયગડાંગ, ૩ ઠાણાંગ, ૪ સમવાયાંગ, ૫ ભગવતી, ૬ જ્ઞાતા ધર્મ કથા, ૭ ઉવાસગ દસા, ૮ અંતગડ દસા ૯ અનુત્તરોવવાઈ દસા, ૧૦ પ્રશ્ન વ્યાકરણ અને ૧૧ વિપાક સૂત્ર એ અગ્યાર અંગના એકેકથી અનુક્રમે બમણા બમણા પદ છે. ૧ संतपय० ઈત્યાદિ નવતત્ત્વની ગાથાવડે ૯ અનુયોગ કહ્યા છે અને દશપુર્વી શ્રીમદ્ ઉમાસ્વાતિજી મહારાજે તત્ત્વાર્થાધિગમ સૂત્રને વિષે सत् संख्या० ઇત્યાદિ સૂત્રવડે 'ભાગ' વિના બાકીના ૮ અનુયોગ વર્ણવ્યા છે.

૧૫, તે બે ત્રણનુ જ્ઞાન તે પ્રાભૃતસમાસશ્રુત ૧૬, પૂર્વાંતર્વર્ત્તિ અધિકાર તે વસ્તુશ્રુત ૧૭, તે બે ત્રણનુ જ્ઞાન તે વસ્તુસમાસ શ્રુત ૧૮, [1]ઉત્પાદ પૂર્વાદિક એક પૂર્વનુ જ્ઞાન તે પૂર્વશ્રુત ૧૯, તે બે ત્રણનુ જ્ઞાન તથા સંપૂર્ણ ચૌદ પૂર્વનુ જ્ઞાન તે પૂર્વ-સમાસશ્રુત ૨૦, એ વીસ ભેદ શ્રુતજ્ઞાનના સંક્ષેપથકી વર્ણવ્યા વિસ્તાર બૃહત્કર્મ્મપ્રકૃતિથકી જાણવા એ શ્રુત-જ્ઞાની દ્રવ્યથી ઉપયોગવંત થકો સર્વ દ્રવ્ય જાણે દેખે, ક્ષેત્ર થકી ઉપયોગી શ્રુતજ્ઞાની સર્વ ક્ષેત્ર લોકાલોક જાણે દેખે. કાળથકી ઉપયોગી શ્રુતજ્ઞાની સર્વ કાળ જાણે દેખે અને ભાવ થકી ઉપયોગવંત શ્રુતજ્ઞાની સર્વ ભાવ જાણે દેખે તે માટે સંપૂર્ણ શ્રુત જ્ઞાની તે કેવળી સરખો કહીએ. એ પ્રકારે શ્રુત જ્ઞાનના ભેદ કહ્યા. ॥ ૮ ॥



---

૧ બાર અંગ માહેના ૧૧ અંગના નામ અને પદ પ્રથમ વર્ણવ્યા છે અને દૃષ્ટિવાદ બારમુ અંગ જે હાલ વિચ્છેદ ગયુ છે તેના ૧ પરિકર્મ, ૨ સૂત્ર ૩ પૂર્વાનુયોગ, ૪ પૂર્વગત અને ૫ ચુલિકા એમ પાંચ ભેદ છે, તે મધ્યે ૧૪ પૂર્વનુ જ્ઞાન તે પૂર્વગત શ્રુતજાણવુ તેના નામ અને પદ આ પ્રમાણે—૧ ઉત્પાદ પૂર્વના એક ક્રોડ, ૨ અગ્રાયણીના ૯૬ લાખ, ૩ વીર્યપ્રવાદના ૭૦ લાખ, ૪ અસ્તિપ્રવાદના ૬૦ લાખ, ૫ જ્ઞાનપ્રવાદ પૂર્વના એક ક્રોડમા એક ઓછુ, ૬ સત્યપ્રવાદના એક ક્રોડ અને ૭, ૭ આત્મપ્રવાદના ૨૬ ક્રોડ, ૮ કર્મપ્રવાદના એક ક્રોડ એંશી લાખ, ૯ પ્રત્યાખ્યાનપ્રવાદ પૂર્વના ૮૪ લાખ ૧૦ વિદ્યાપ્રવાદના એક ક્રોડ દશ હજાર, ૧૧ કલ્યાણ પૂર્વના ૨૬ ક્રોડ, ૧૨ પ્રાણાયુ પૂર્વના ૫૬ લાખ ક્રોડ ૧૩ ક્રિયાવિશાલ પૂર્વના ૯ ક્રોડ અને ૧૪ શ્રી લોકબિંદુસાર પૂર્વના ૧૨॥ લાખ પદો છે પ્રાય ૫૧૦૮૮૬૮૪૦ શ્લોકનુ એક પદ થાય છે આ ચૌદ પૂર્વના અર્થનો વિસ્તાર ઘણોજ છે, એક હાથી પ્રમાણ કાજળના ઢગલાની શાહીથી લખી શકાય તેટલો પહેલા પૂર્વનો અર્થ છે અને તેથી બમણો બમણો વિસ્તાર અનુક્રમે ચૌદ પૂર્વનો છે

અણુગામિવડ્ઢમાણય-પડિવાઇયરવિહા છહા ઓહી;
રિઉમઇવિઉલમઇ મણ-નાણં કેવલમિગવિહાણં ॥૮॥

| | |
|---|---|
| અણુગામિ-સાથે ચાલનારૂં. | ઓહી-અવધિજ્ઞાન. |
| વડ્ઢમાણય-વર્દ્ધમાન (વધતું.) | રિઉમઇ-ઋજુમતિ. |
| પડિવાઇ-પ્રતિપાતિ ( આવીને પાછું જાય તે ) | વિઉલમઇ-વિપુલમતિ. |
| | મણનાણં-મનઃપર્યવજ્ઞાન. |
| ઇયરવિહા-વિપરિત ભેદે. | કેવલં-કેવલજ્ઞાન. |
| છહા-૭ પ્રકારે. | ઇગવિહાણં-એક ભેદે. |

અર્થ—અનુગામિ, વર્દ્ધમાન અને પ્રતિપાતિ (એ ત્રણ) પ્રતિપક્ષી ભેદ સહિત ૭ પ્રકારે અવધિજ્ઞાન[1] જાણવું. ઋજુમતિ અને વિપુલમતિ એ બે પ્રકારે મન પર્યાયજ્ઞાન અને કેવળજ્ઞાન એક પ્રકારે છે. ૮.

વિવેચન—હવે અવધિજ્ઞાનના ભેદ કહે છે.-અનુગામિ અવધિજ્ઞાન ૧, અનાનુગામી અવધિજ્ઞાન ૨, વર્દ્ધમાન અવધિજ્ઞાન ૩, હીયમાન અવધિજ્ઞાન ૪, પ્રતિપાતી અવધિજ્ઞાન ૫, અપ્રતિપાતી અવધિજ્ઞાન ૬; એ ત્રણ ભેદ સૂત્રોક્ત અને તે થકી ઇતર ત્રણ ભેદ એવં ૬ છ ભેદે અવધિજ્ઞાન હોય.

---

૧ તત્ત્વાર્થ સૂત્ર અ૦ ૧ સૂત્ર ૨૩ મા અવધિજ્ઞાનના ૭ ભેદ આ પ્રમાણે છે-૧ અનુગામિ, ૨ અનાનુગામિ ૩ હીયમાન. ૪ વર્દ્ધમાન, ૫ અનવસ્થિત અને ૬ અવસ્થિત. પહેલા ચાર ભેદ કર્મ ગ્રંથની સાથે મળતા આવે છે. અનવસ્થિત એટલે વધે, ઘટે, ઉત્પન્ન થાય, ઉત્પન્ન થયેલુ જાય આમાં ઉપરનાં પાચમા ભેદનો સમાવેશ થાય છે અને અવસ્થિત નામનો છઠ્ઠો ભેદ પ્રતિપાતિને મળતો છે તે જેટલા ક્ષેત્રનુ અવધિ જ્ઞાન પ્રાપ્ત થયું હોય તેટલું કેવળજ્ઞાન થતા સુધી કાયમ રહે અગર મરણ પર્યંત રહે અને કેટલાએક ( તીર્થંકરાદિ )ને બીજા ભવમાં પણ સાથે જાય છે.

અવધિજ્ઞાન બે ભેદે છે. ૧ ભવ પ્રત્યયિક અને ૨ ગુણપ્રત્યયિક. ભવપ્રત્યયિક તે દેવતા નારકીને હોય અને ગુણ પ્રત્યયિક મનુષ્ય તિર્યંચને હોય, તે ગુણપ્રત્યયિક ૭ ભેદે છે, તેહનુ વિવેચન નીચે પ્રમાણે-જે સ્થાનકે રહ્યા અવધ ઉપન્યુ તે સ્થાનકથી અન્યત્ર જાય તોપણ લોચનનીપેરે સાથે આવે તે અનુગામિ અવધિ જ્ઞાન ૧, જે સ્થાનકે રહ્યા ઉપન્યુ હતુ તે સ્થાનકે આવે ત્યારેજ હોય અન્યત્ર જાય ત્યારે ન હોય, શૃ ખલાબદ્ધ દીપકનીપેરે, તે ક્ષેત્ર પ્રત્યયી ક્ષયોપશમ માટે, તે અનાનુગામી અ૦ ૨, ઘણા ઘણા ઇંધણને પ્રક્ષેપે જેમ અગ્નિ વધે તેમ પ્રશસ્ત અતિ પ્રશસ્તતર અ ધ્યવસાય થકી સમયે સમયે અવધિજ્ઞાન વધે પ્રથમ ઉપજતા અ ગુળને અસ ખ્યાતમે ભાગે ક્ષેત્ર જાણે દેખે, પછી વધતુ વધતુ યાવત્ અલોકને વિષે લોક જેવડા અસ ખ્યાતા ખ ડક દેખે તે વર્દ્ધમાન અ૦ ૩, પૂર્વે શુભ પરિણામવશે ઘણુ ઉપજે અને પછી તથાવિધ સામગ્રીને અભાવે પડતે પરિણામે કરીને ઘટતુ જાય તે હીયમાન અ૦ ૪, જે સ ખ્યાતા અસ ખ્યાતા યોજન ઉત્કૃષ્ટપણે યાવત્ સમગ્ર લોક દેખીને પણ પડે, આવ્યુ જાય તે પ્રતિપાતી અ૦ ૫, જે સમગ્ર લોકને દેખીને અલોકનો એક પ્રદેશ દેખે, આવ્યુ ન જાય તે અપ્રતિપાતી અ૦ ૬ હીયમાન અને પ્રતિપાતીમા શુ વિશેષ છે ? તદ્યોત્તર હીયમાન તે હળવે હળવે ઘટતુ જાય અને પ્રતિપાતિ તે નિર્ઘાત પ્રદીપની પરે સમકાળે સામટુ જાય એ વિશેષ છે એ ૭ ભેદે અવધિજ્ઞાન જાણવુ એ અવધિજ્ઞાની દ્રવ્યથી જઘન્યપણે અનતા રૂપી દ્રવ્ય જાણે દેખે, ઉત્કૃષ્ટપણે સર્વ રૂપી દ્રવ્ય જાણે દેખે, ક્ષેત્રથકી અવધિજ્ઞાની જઘન્યથી અ ગુળનો અસ ખ્યાતમો ભાગ જાણે દેખે, ઉત્કૃષ્ટપણે અલોકને વિષે લોક જેવડા અસ ખ્યાતા ખ ડક જાણે દેખે, કાળથકી અવધિજ્ઞાની જઘન્યથી આવળિકાનો અસ ખ્યાતમો ભાગ જાણે દેખે, ઉત્કૃષ્ટપણે અસ ખ્યાતી ઉત્સ-

ર્પિણી અવસર્પિણી લગે અતીત અનાગત કાળ જાણે દેખે; ભાવથકી અવધિજ્ઞાની જઘન્યથી અનંતા ભાવ જાણે દેખે, ઉત્કૃષ્ટપણે પણ અનંતા ભાવ જાણે દેખે-સર્વ ભાવનો અનંતમો ભાગ જાણે દેખે; એ પ્રમાણે અવધિજ્ઞાન કહ્યું. વિભંગ જ્ઞાન તે મિથ્યાત્વીને હોય તે માટે મલીન છે. ભાવથી અવળું સવળું જાણે દેખે પણ તે અવધિજ્ઞાનનીજ જાતિ છે તે માટે ભેળું જાણવું.

હવે મન:પર્યવ જ્ઞાનના ભેદ કહે છે,-અઢી દ્વીપમાં જે સંજ્ઞીપંચેંદ્રિયજીવના મનોગત ભાવ જાણે તે મન:પર્યવજ્ઞાન કહીએ. તે બે ભેદ છે-ઋજુમતી ૧, વિપુલમતી ૨, જેમ-એણે ઘડો ચિંતવ્યો છે એટલુંજ સામાન્યપણે મનનો અધ્યવસાય ગ્રહે તે ઋજુમતી ૧. તથા એણે ઘડો ચિંતવ્યો છે તે દ્રવ્યથી સુવર્ણનો, સુકુમાળ ઇત્યાદિ વિશેષગ્રાહિણી મતિ તે વિપુલમતી ૨, કહિએ; એ મન પર્યવજ્ઞાનના બે ભેદ કહ્યા. હવે તે મન પર્યવજ્ઞાની ઋજુમતી દ્રવ્યથી અનંતાઅનંત પ્રદેશી સ્કંધ જાણે દેખે અને વિપુલમતી તેહીજ સ્કંધ અધિકેરા દેખે વિશુદ્ધપણે દેખે; ક્ષેત્રથકી ઋજુમતી હેઠે રત્નપ્રભાના ક્ષુલ્લક પ્રતર લગે, ઊંચું જ્યોતિષીના ઊપર તલા લગે, તિર્છું અઢી દ્વીપમાં છે એટલે અઢી દ્વીપ બે સમુદ્રમાં આવેલ પન્નર કર્મભૂમિ, ત્રીશ અકર્મભૂમિ, છપ્પન્ન અંતર દ્વીપને વિષે સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તાના મનોગત ભાવ જાણે દેખે અને વિપુલમતી તેહજ ક્ષેત્ર અઢી અંગુળે અધિક દેખે અને તે વળી વિશુદ્ધ દેખે; કાળથકી [1]ઋજુમતી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જઘન્યથી અને

---

૧ ઋજુમતિ અને વિપુલમતિમા વિશુદ્ધિ અને અપ્રતિપાતિપણા વડે કરીને ભેદ છે, અર્થાત્ વિપુલમતિ વિશેષ શુદ્ધ અને અપ્રતિપાતિ ( આવેલું ન જાય એવું ) છે ત્યારે ઋજુમતિ તેનાં કરતાં ઓછું શુદ્ધ અને પ્રતિપાતિ છે. તત્ત્વા૦ અ૦ ૧ સૂ૦ ૨૫.

ઉત્કૃષ્ટા અતીત અનાગત કાળ જાણે દેખે અને વિપુલમતી તેહજ અધિકેરો અને વિશુદ્ધતર જાણે દેખે [1] ભાવ થકી ઋજુમતી અનતા ભાવ જાણે દેખે-સર્વ ભાવનો અનતમો ભાગ જાણે દેખે અને વિપુલમતી તેહજ અધિકેરો અને વિશુદ્ધતર જાણે દેખે.

હવે કેવળજ્ઞાન કહે છે,-તે કેવળજ્ઞાન એકજ પ્રકારે છે. સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ સમકાળે સામટું ગ્રહે જાણે દેખે તે માટે સહુને સન્મુખ હોય. [2]केवलं शुद्धं तदावरणापगमात् सकलं वा केवलं तत्प्रथमतयैव निःशेषतदावरणविगमतः सम्पूर्णोत्पत्तेः असाधारणं वा केवलं अनन्यसदृशत्वात् अनन्तं वा केवलं ज्ञेयाऽनन्तत्वादनन्तकालावस्थायित्वाद्वा निर्व्याघातं वा केवलं लोकेऽलोके वा प्रसक्तौ व्याघाताभावात् तथा केवलं एकं मत्यादिचतुष्करहितत्वात् જેમ સૂર્યાસ્ત છતે ચંદ્ર

---

૧ તત્ત્વા૦ અ૦ ૧ સૂ૦ ૨૬ મા અવધિજ્ઞાન અને મનઃપર્યવજ્ઞાનનો ભેદ આ પ્રમાણે જણાવ્યો છે—૧ અવધિજ્ઞાન કરતાં મનઃપર્યવજ્ઞાનની વિશુદ્ધિ વધારે છે, ૨ બન્નેની ક્ષેત્રની મર્યાદા જૂદી જૂદી છે, ૩ અવધિજ્ઞાન ચારે ગતિના જીવોને થાય અને મનઃપર્યવજ્ઞાન તો મનુષ્ય સંયતનેજ થાય છે, ૪ અવધિજ્ઞાન રૂપી દ્રવ્યો અને તેના કેટલાક પર્યાયોને જાણે ત્યારે મનઃપર્યવજ્ઞાન અવધિ વડે જણાતા રૂપી દ્રવ્યના અનંતમે ભાગે (મનુષ્ય ક્ષેત્રમાં મનપણે પરિણમેલા [illegible]) જાણે

૨ કેવળ એટલે શુદ્ધ તેના આવરણનો નાશ થવાથી અથવા [illegible] તેના આવરણ [illegible] સંપૂર્ણ ઉપજે છે તેથી કેવળ એટલે [illegible] અથવા તેના જેવું બીજું નહિ હોવાથી કેવળ એટલે [illegible] અથવા [illegible] તથા અનંત [illegible] કેવળ એટલે [illegible] અથવા [illegible] તો [illegible] તેથી કેવળ એટલે [illegible] અથવા [illegible] એટલે [illegible]

તારક દીપાદિક પ્રકાશ કરે. તેમ કેવળજ્ઞાનાવરણે મત્યાદિકના આવરણને ક્ષયોપશમે જીવાજીવાદિકનો કાંઈક પ્રકાશ થાય અને સૂર્ય ઉગ્યે જેમ ચંદ્રાદિકનો પ્રકાશ અંતર્ભૂત થાય તેમ કેવળજ્ઞાનાવરણ ટળે ત્યારે મત્યાદિક સર્વ જ્ઞાનનો પ્રકાશ તેમાં અંતર્ભૂત થાય अत्रकश्चिद्वक्ति—જો મત્યાદિક પોતપોતાના આવરણને ક્ષયોપશમે પ્રકટ થાય છે તો સર્વથા ક્ષયે તો અતિ વિશુદ્ધજ થાય. तत्रोत्तर જેમ અતિ ઘન પટલમાંહિ રહ્યા સૂર્યનો પ્રકાશ કટકુટયાવરણ વિવરે પેઠો થકો ઘટાદિક પ્રકાશે તેમ કેવળાવરણ છતે મત્યાવરણાદિકને ક્ષયોપશમે કાંઈક પ્રકાશ કરે તે મત્યાદિક જ્ઞાન કહેવાય અને સર્વાવરણ ટળે તો સૂર્યનીપરે કેવળજ્ઞાનજ કહેવાય પણ અનેરાં જ્ઞાન ન કહેવાય.[1] હવે તે કેવળજ્ઞાની દ્રવ્ય થકી રૂપી અરૂપી સર્વ દ્રવ્ય જાણે દેખે. ક્ષેત્ર થકી કેવળજ્ઞાની લોક અલોક સર્વ ક્ષેત્ર જાણે દેખે. કાળ થકી કેવળજ્ઞાની સર્વ અતીત અનાગત વર્તમાન કાળ સમકાળે જાણે

---

૧ આ સંબંધી તત્ત્વાર્થ૦ અ૦, ૧ સૂ૦ ૩૧ માના ભાષ્યમાં આ પ્રમાણે છે કે—કેવળજ્ઞાન થાય ત્યારે મત્યાદિ જ્ઞાન હોય કે નહિ ? ન હોય. કેટલાક આચાર્ય મત્યાદિનો અભાવ માનતા નથી. પરંતુ જેમ આકાશમાં સૂર્યનો પ્રકાશ થયે છતે તેનાથી પરાભવ પામેલા અગ્નિ, મણિ, ચંદ્ર, નક્ષત્ર વગેરેનો પ્રકાશ અપ્રગટ—અંતર્ભૂત થઈ જાય છે, તેમ કેવળજ્ઞાન થયે છતે આંખ વગેરે ઇંદ્રિયોની પેઠે મતિ આદિ જ્ઞાનોનો [illegible] જાય છે. કેટલાક આચાર્ય વળી કહે છે કે [illegible] સમ્યગ્દર્શન [illegible] દ્રષ્ટિપૂર્વક મતિજ્ઞાન થાય છે, શ્રુતજ્ઞાન મતિ પૂર્વક થાય છે અને અવધિજ્ઞાન અને મનઃપર્યાયજ્ઞાનનો વિષય રૂપી દ્રવ્યો જ છે. આ સઘળું ક્ષયોપશમભાવે [illegible] કેવળીને નથી માટે કેવળીને ચાર જ્ઞાન [illegible] જ્ઞાનનો [illegible] ઉપયોગ થતો નથી [illegible] [illegible] સાથે હોય છે.

દેખે. ભાવથકી કેવળજ્ઞાની સર્વ જીવ અજીવના સર્વ ભાવ જાણે દેખે. એ પ્રકારે કેવળજ્ઞાનનું સ્વરૂપ કહ્યું. એ પાંચ જ્ઞાનના ભેદ કહ્યા. ૮.

---

**એસિં જં આવરણં, પડુવ્વ ચક્ખુસ્સ તં તયાવરણં;**
**દંસણ ચઉ પણ નિદ્દા, વિત્તિસમં દંસણાવરણં ॥ ૯॥**

| | |
|---|---|
| એસિં, જં—એ જ્ઞાનોનું, જે | દંસણ—દર્શનાવરણ |
| આવરણં—આચ્છાદન | ચઉ—ચાર |
| પડુવ્વ—પાટાની પેઠે | પણનિદ્દા—પાંચ નિદ્રા |
| ચક્ખુસ્સ—આંખના | વિત્તિસમં—પોળીઆ જેવું |
| તં—તે | દંસણાવરણં—દર્શનાવરણ |
| તયાવરણં—તેનું આવરણ | |

અર્થ—આંખે પાટાની પેઠે એ જ્ઞાનોનું જે આચ્છાદન કરે તે તેનું આવરણ (જ્ઞાનાવરણ) કર્મ કહેવાય છે. દર્શનાવરણ ચાર અને નિદ્રા પાંચ છે પોળીયા જેવું દર્શનાવરણ કર્મ છે. ૯

વિવેચન—હવે જ્ઞાનાવરણીય કર્મ તે શું કહીએ તે કહે છે-એ પાંચ જ્ઞાનના જે આવરણ તે તે જ્ઞાનાવરણીય કહીએ આવરણ તે આંખના પાટાની પેરે, જેમ આંખે પાટો આંધ્યે કાંઇ સૂઝે નહીં તેમ મતિજ્ઞાનના આવરણ આડા આવે તેથી મતિ ઉપજે નહીં તે મતિજ્ઞાનાવરણીય કહિએ ૧, શ્રુતજ્ઞાનના આવરણ આડા છતે શ્રુત આવડે નહીં તે શ્રુત જ્ઞાનાવરણીય કહિએ ૨, અવધિજ્ઞાનના આવરણ આડા છતે અવધિજ્ઞાન ઉપજે નહિ તે અવધિજ્ઞાનાવરણીય કહિએ ૩, મન પર્યવ જ્ઞાનના આવરણ આડા છતે મન પર્યવ જ્ઞાન ઉપજે નહિ તે મનપર્યવજ્ઞાનાવરણીય

કહિએ ૪, કેવળજ્ઞાનનાં આવરણ આડાં છતે કેવળજ્ઞાન ઉપજે નહિ તે કેવળ જ્ઞાનાવરણીય કર્મ્મ કહિએ ૫, એ જ્ઞાનાવરણીય કર્મ્મની પાંચ ઉત્તર પ્રકૃતિ કહી.

હવે દર્શનાવરણીય કર્મ્મની નવ ઉત્તર પ્રકૃતિ કહે છે-ચાર દર્શનનાં આવરણ અને પાંચ નિદ્રા એ નવ ભેદે દર્શનાવરણીય કર્મ્મ કહિએ. તે વેત્રી સમાન કહ્યું, વેત્રી તે પ્રતીહાર-પોળિયો તેણે રોકયો મનુષ્ય જેમ રાજાનું દર્શન ન પામે તેમ દર્શનાવરણે આવર્યા જીવને તથાવિધ પદાર્થનું દર્શન ન થાય. ૯

---

## દર્શનાવરણના ચાર ભેદ.

ચક્ખૂદિટ્ઠિઅચક્ખૂ-સેસિંદિઅઓહિકેવલેહિં ચ;
દંસણમિહ સામન્નં, તસ્સાવરણં તયં ચઉહા ॥ ૧૦ ॥

ચક્ખૂદિટ્ઠિ-ચક્ષુ તે દ્રષ્ટિ
અચક્ખૂ-અચક્ષુ.
સેસ-બાકીની (આંખવિના).
ઇંદિય-ઇંદ્રિયો.
ઓહિ-અવધિ.
કેવલેહિં-કેવલવડે.
ચ શબ્દે મન લેવું.
દંસણમિહ-દર્શન, અહીં.
સામન્નં-સામાન્ય ઉપયોગ.
તસ્સાવરણં-તેનું આવરણ.
તયં-તેજ નામે.
ચઉહા-ચાર ભેદે.

અર્થ—ચક્ષુ તે દ્રષ્ટિ, અચક્ષુ તે બાકીની ઇંદ્રિય અને મન, અવધિ અને કેવળવડે કરી દર્શન ચાર પ્રકારનું ) જાણવું. દર્શન સિદ્ધાન્તમાં સામાન્યોપયોગ કહેવાય છે તેનું આવરણ તે ચાર પ્રકારે છે. ૧૦.

વિવેચન—દ્દષ્ટિ-આંખે કરીને દેખવું તે ચક્ષુદર્શન કહિયે ૧, શેષ ચાર ઇંદ્રિય અને મન તેણે કરી જાણવું દેખવું તે અચક્ષુદર્શન કહિયે ૨, અવધિદર્શન ૩, કેવળ

દર્શન ૪, ઇહ-પ્રવચને સિદ્ધાંતમાં સામાન્યોપયોગ તે સામાન્યપણે દેખવું તે દર્શન કહિયે અને વિશેષોપયોગ તે વિશેષપણે જાણવું તે જ્ઞાન કહિયે, છદ્મસ્થને પ્રથમ સામાન્યોપયોગી દર્શન હોય, અને પછી વિશેષોપયોગી જ્ઞાન હોય અને કેવળીને પ્રથમ પહેલે સમયે કેવળજ્ઞાન હોય અને બીજે સમયે કેવળદર્શન હોય તે દર્શનને આવરે-આચ્છાદે (ઢાંકે) તે તદાવરણ કર્મ કહિયે. જેમ ચક્ષુદર્શનને આવરે તે ચક્ષુદર્શનાવરણ ૧, અચક્ષુ દર્શનને આવરે તે અચક્ષુદર્શનાવરણ ૨, અવધિદર્શનને આવરે તે અવધિદર્શનાવરણ ૩, કેવળ દર્શનને આવરે તે કેવળદર્શનાવરણ કર્મ કહિયે ૪. ઇહાં એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિયને તો મૂળથી ચક્ષુ હોયજ નહીં, ચઉરિંદ્રિય, પંચેંદ્રિયને ચક્ષુ હોય તો પણ વિણસે, તિમિરાદિકે તેજહીન હોય, એ ચક્ષુદર્શનાવરણનો ઉદય. એકેંદ્રિય અને વિકલેંદ્રિયને ઇંદ્રિય ન્યૂન હોય, પંચેંદ્રિયને સર્વ ઇંદ્રિય પૂર્ણ હોય તોપણ હીણાં હોય, બધિર મૂંગાદિક હોય તે અચક્ષુદર્શનાવરણનો ઉદય. અવધિ, કેવળ ન હોય તેને અવધિદર્શનાવરણ, કેવળદર્શનાવરણનો ઉદય કહિયે ઇહાં કોઇક કહે જે અવધિ અને કેવળ દર્શન કહ્યાં તેમ મનપર્યવ દર્શન કેમ ન કહ્યું? તત્રોત્તર મનપર્યવજ્ઞાની તથાવિધ ક્ષયોપશમને પ્રબળપણે (નિર્મળતા વડે) કરીને પ્રથમ અને પછી પણ મનના ભાવ વિશેષપણેજ જાણે, સામાન્યપણું હોયજ નહીં તે માટે દર્શન ન કહ્યું. ॥૧૦॥

---

સુહપડિબોહા નિદ્દા, નિદ્દાનિદ્દા ય દુક્ખપડિબોહા,
પયલા ઠિઓવવિટ્ઠસ્સ, પયલપયલા ઉ ચંકમઓ ॥૧૧॥

સુહપડિબોહા-સુખે પ્રતિ ! પયલા-પ્રચલા

| | |
|---|---|
| બોધ(જાગવું)છે જેમાં તે. | ઠિઓવવિટ્ઠસ્સ–ઉભા તથા બેઠાને. |
| નિદ્દા–નિદ્રા. | પયલપયલા–પ્રચલા પ્રચલા. |
| નિદ્દાનિદ્દા ય–નિદ્રાનિદ્રા. અને. | ઉ– વળી, તો. |
| દુખ્ખપડિબોહા–દુઃખે જાગવું થાય છે. જેમાં તે | ચંકમઓ–ચાલતાં થકાં |

અર્થ—સુખે જાગવું થાય છે જેમાં તે નિદ્રા અને દુખે જાગવું થાય છે જેમાં તે નિદ્રાનિદ્રા, ઉભેલા અને બેઠેલાને ઉંઘ આવે તે પ્રચલા, પ્રચલા પ્રચલા વળી ચાલતાને આવે તે જાણવી. ૧૧.

વિવેચન—સુખે–લઘુ શબ્દ કર્યેજ જાગે તે નિદ્રા કહિએ ૧, દુ.ખે–ઘણું ઘોલના કર્યે જાગે તે નિદ્રા નિદ્રા (અત્યંત નિદ્રા) કહિએ ૨, ઊભો થકો બેઠો થકો ઊંઘે તે *પ્રચલા કહિએ. ૩, પ્રચલા થકી પણ અત્યંત ચાલતો થકો પણ ઊંઘે તે પ્રચલાપ્રચલા કહિએ. ૪. ॥ ૧૧ ॥

---

દિણચિંતિઅત્થકરણી,થીણદ્ધી અદ્ધચકિકઅદ્ધબલા;
મહુલિત્તખગ્ગધારા,–લિહણં વ દુહા ઉ વેઅણિઅં॥૧૨॥

| | |
|---|---|
| દિણચિંતિ–દિવસે ચિંતવેલ. | મહુલિત્ત–મધથી લેપાયેલી. |
| અત્થકરણી–અર્થને કરનારી. | ખગ્ગધારા–ખડ્ગની ધારને. |
| થીણદ્ધી–થીણદ્ધી,સ્ત્યાનગૃદ્ધિ. | લિહણંવ–ચાટવા સરખું. |
| અદ્ધચક્કિ–વાસુદેવના. | દુહા ઉ–બે ભેદેજ. |
| અદ્ધબલા–અર્દ્ધા બલવાળી. | વેઅણિઅં–વેદનીય કર્મ. |

અર્થ—દિવસે ચિન્તવેલ કાર્યને કરવાવાળી થિણદ્ધી નિદ્રા વાસુદેવના અર્દ્ધ બળવાળી જાણવી. મધથી ખરડા-

* " प्रचलति विघूर्णते यस्यां स्वापावस्थायां प्राणी सा प्रचला "

ચેલ ખડ્ગધારને ચાટવા સરખુ બે પ્રકારનુ નિશ્ચે વેદનીય કર્મ છે ૧૨

વિવેચન—દિવસે ચિંતવ્યુ કાર્ય પોતાને કરવા અશક્ય તે રાત્રે નિદ્રા માહે કરે તે થીણદ્ધી નિદ્રા કહિએ. ૫. તે થીણદ્ધી નિદ્રા આવ્યે વજ્રઋષભનારાચસ઼ંઘયણવાળા જીવને અર્દ્ધચક્રી જે વાસુદેવ તેનાથી અર્દ્ધ બળ હોય, તે મરીને નરકે જાય, છેવઠ્ઠ સંઘયણવાળાને પણ એ નિદ્રા માહે બમણુ ત્રમણુ બળ વધે. स्त्यानासंघातीभूता गृद्धिर्दिनचिंतितार्थसाधनविषयाऽभिकांक्षा यस्या सा स्त्यानगृद्धि । प्राकृतत्वात् थीणद्धी इति निपात ॥ એ નવ ભેદે દર્શનાવરણ કર્મ કહ્યુ હવે વેદનીય કર્મ બે ભેદે કહે છે. મધુલિપ્ત ખડ્ગધારાનુ ચાટવુ તેની પરે બે ભેદ વેદનીય કર્મ છે, એમા મધુના ચાટવાનીપરે સાતાવેદનીય, અને ખડ્ગધારાએ જીભ છેદાય તેની પેરે અસાતા વેદનીય, એ બે પ્રાયે સલભ્ય હોય. ૧૨

---

ઓસન્ન સુરમણુએ, સાયમસાય તુ તિરિઅનિરએસુ,
મજ્જ વ મોહણીઅ, દુવિહ દસણચરણમોહા ॥ ૧૩ ॥

| | |
|---|---|
| ઓસન્ન-પ્રાય | મજ્જ-મદિરા |
| સુર-દેવતાને વિષે | વ-પેઠે |
| મણુએ-મનુષ્યને વિષે | મોહણીઅ-મોહનીય કર્મ |
| સાયમ-શાતા વેદનીય | દુવિહ-બે પ્રકારે |
| અસાય-અસાતા વેદનીય | દસણ-દર્શન |
| તિરિઅ-તિર્યચ | ચરણ-ચારિત્ર |
| નિરએસુ-નારકીને વિષે | મોહા-મોહનીય થકી |

અર્થ—ઘણુ કરીને દેવતા અને મનુષ્યને સાતાવેદનીય

અને તિર્યંચ અને નારકીને વિષે અસાતા વેદનીય હોય છે. મદિરા જેવું મોહનીય કર્મ જાણવું, તે દર્શન મોહનીય અને ચારિત્ર મોહનીયથકી બે પ્રકારે છે. ૧૩.

વિવેચન—પ્રાયઃ દેવતા મનુષ્યને વિષે સાતા વેદનીયનો ઉદય હોય, પણ નિશ્ચે નહી; કેમકે ચ્યવનકાળ તથા ગર્ભાવાસે ચિત્તની ઉદ્વેગતાએ દુખ પણ હોય છે. અને તિર્યંચ નારકીને પ્રાયે અસાતા વેદનીયનો ઉદય હોય, તે પણ નિશ્ચય નહી, કેમકે જિન જન્માદિ કાળે નારકીને પણ સુખ હોય તથા પટ્ટ હસ્તી તુરંગમાદિકને સાતાપણ હોય. એ બે ભેદ વેદનીય કર્મ્મ કહ્યું.

હવે મોહનીય કર્મ્મ કહે છે. મદિરાપાન સરખું મોહનીય કર્મ્મ છે, જીવને મુંઝાવે, વિવેકથી વિકળ કરે તે મોહનીય બે ભેદે છે,—યથાવસ્થિત તત્ત્વનું શ્રદ્ધાન તે દર્શન કહિએ, તેને વિષે મુંઝવે તે દર્શન મોહનીય ૧ અને ચારિત્ર તે શુદ્ધાચરણ તેહને વિષે મુંઝવે તે ચારિત્ર મોહનીય કહિએ. ૧૩

---

## દર્શનમોહનીય કર્મના ભેદ.

દંસણમોહં તિવિહં, સમ્મં મીસં તહેવ મિચ્છત્તં;
સુદ્ધં અદ્ધવિસુદ્ધં, અવિસુદ્ધં તં હવઇ કમસો ॥ ૧૪ ॥

| | |
|---|---|
| દંસણમોહં—દર્શનમોહનીય. | સુદ્ધં—શોધેલું. |
| તિવિહં—ત્રણ પ્રકારે. | અદ્ધવિસુદ્ધં—અર્દ્ધ શોધેલું. |
| સમ્મં—સમ્યકત્વ મોહનીય. | અવિસુદ્ધં—અણ શોધ્યું. |
| મીસં—મિશ્ર મોહનીય. | તં—તે. |
| તહેવ—તેમજ. | હવઇ—હોય. |
| મિચ્છત્તં—મિથ્યાત્વમોહનીય. | કમસો—અનુક્રમે. |

અર્થ—દર્શન મોહ ત્રણ પ્રકારે છે સમ્યકત્વ, મિશ્ર તેમજ મિથ્યાત્વ તે અનુક્રમે શુદ્ધ, અર્દ્ધશુદ્ધ અને અશુદ્ધ હોય છે. ૧૪.

વિવેચન—દર્શન મોહનીય ત્રણ પ્રકારે છે તેના નામ—સમ્યકત્વમા સુઝવે તે સમ્યકત્વ મોહનીય૧, મિશ્ર પણામા સુઝવે તે મિશ્ર મોહનીય ૨, તેમજ વળી મિથ્યાત્વમા સુઝાઈ રહે તે મિથ્યાત્વ મોહનીય કહિએ ૩ જેમ મદન કોદ્રવ ધાન્ય શોધ્યુ—ખાંડયુ—તુષ રહિત તે વિકાર ન કરે, અર્ધ શોધ્યુ કાઈક વિકાર કરે અને અણશોધ્યુ—અણખાંડયુ તુસ સહિત તે ઘણો વિકાર કરે, તેમ મિથ્યાત્વના પુદ્ગળ શુદ્ધ કર્યા તે સમ્યકત્વ મોહનીય ૧, અર્દ્ધશોધ્યા તે મિશ્ર મોહનીય ૨, અને અણશોધ્યા—મલીન તે મિથ્યાત્વ મોહનીય ૩ ॥ ૧૪ ॥

---

સમ્યકત્વનુ સ્વરૂપ.

જિઅઅજિઅપુણ્ણપાવા—સવસવરબંધમુખ્ખનિજ્જરણા,
જેણ સદ્દહઈ તય, સમ્મ ખઇગાઇબહુભેઅ ॥ ૧૫ ॥

| | |
|---|---|
| જીય—જીવતત્વ | નિજ્જરણા—નિર્જરા તત્વ |
| અજીય—અજીવતત્વ | જેણ—જેનાવડે |
| પુણ્ણ—પુન્યતત્વ | સદ્દહઈ—સદ્દહે |
| પાવ—પાપતત્વ | તય—તે |
| આસવ—આશ્રવતત્વ | સમ્મ—સમ્યકત્વ |
| સવર—સવરતત્વ | ખઇગાઇ—ક્ષાયકાદિ |
| બંધ—બંધતત્વ | બહુભેઅ—બહુ ભેદે (છે) |
| મુખ્ખ—મોક્ષતત્વ | |

અર્થ—જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સવર, બન્ધ, મોક્ષ અને નિર્જરા (એ નવ તત્વો) ને જે કર્મવડે

સદ્દહે છે તે સમ્યક્ત્વ કહેવાય છે, તે ક્ષાયિકાદિ બહુ ભેદ વાળું છે. ૧૫.

વિવેચન—વળી તેનું સ્વરૂપ કહે છે-ચેતના લક્ષણ તે જીવતત્ત્વ ૧૪ ભેદ ૧, જડ લક્ષણ તે અજીવતત્ત્વ ૧૪ ભેદ ૨, શુભ પ્રકૃતિનો ઉદય તે પુન્યતત્ત્વ ૪૨ ભેદ ૩, અશુભ પ્રકૃતિનો ઉદય તે પાપતત્ત્વ ૮૨ ભેદ ૪, કર્મનું મેળવવું તે આશ્રવતત્ત્વ ૪૨ ભેદ ૫, આશ્રવનું રૂંધવું તે સંવર તત્ત્વ ૫૭ ભેદ ૬, કર્મ્મનો બંધ તે બંધતત્ત્વ ૪ ભેદ ૭, કર્મનો અત્યંત વિયોગ તે મોક્ષતત્ત્વ ૮, કર્મ્મનું છાંડવું તે નિર્જરા તત્ત્વ ૧૨ ભેદ ૯, એ નવ તત્ત્વ જેણે કરીને સદ્દહે તે સમ્યક્ત્વ કહિયે; તે સમ્યક્ત્વ ક્ષાયિકાદિક બહુ ભેદ છે. ક્ષાયિક ૧, વેદક ૨, ક્ષાયોપશમિક ૩, ઔપશમિક ૪ અને સાસ્વાદન ૫; તેમાં ક્ષાયિક તે અપૌદ્ગલિક શુદ્ધ સમ્યક્ત્વ છે અને ઔપશમિક સાસ્વાદન પણ અપુદ્ગળિક છે ત્યાં પુદ્ગળની સત્તા તો છે પણ વેદવું નથી તે માટે. અને ક્ષાયોપશમિક તે સમ્યક્ત્વમોહનીય કહિયે, પુદ્ગળના વેદવા માટે. ઇહાં કોઇક કહે કે સમ્યક્ત્વ પુદ્ગળ શુદ્ધ છે વિકાર ન કરે તો તેને મોહનીય કેમ કહો છો? તેનો ઉત્તર એ છે જે પુદ્ગળિક સમ્યક્ત્વ તે મિથ્યાત્વનાં દળિયાં છે તે શુદ્ધ થકાં સમ્યક્ત્વપણે કહેવાય પણ તીવ્ર મોહને ઉદયે પાછા અશુદ્ધ થાય, તે માટે પુદ્ગળિક સમ્યક્ત્વને સમ્યક્ત્વ મોહનીય કહિએ છીએ. ૧૫.

---

મીસા ન રાગદોસો, જિણધમ્મે અંતમુહુ જહા અન્ને;
નાલિયરદીવમણુણો મિચ્છં જિણધમ્મવિવરીઅં॥૧૬॥

| | |
|---|---|
| મીસા—મિશ્ર મોહનીયથકી. | અન્ને—અન્નને વિષે. |
| ન—ન હોય. | નાલિયરદીવ—નાલિકેર દ્વીપના |

| | |
|---|---|
| રાગદોસા–રાગદ્વેષ | મણુણા–મનુષ્યને |
| જિણધમ્મે–જિન ધર્મને વિષે | મિચ્છ–મિથ્યાત્વ |
| અંતમુહુ–અંતર્મુહૂર્ત્ત | જિણધમ્મ–જિન ધર્મથી |
| જહા–જેમ | વિવરીઅ–વિપરીત |

અર્થ—મિશ્ર મોહનીયના ઉદયથી જિન ધર્મને વિષે રાગ કે દ્વેષ ન હોય અંતર્મુહૂર્ત કાળ સુધી રહે. જેમ અનાજને વિષે નાલિકેર દ્વીપના મનુષ્યને રાગદ્વેષ નથી તેમ. અને મિથ્યાત્વ તે જિનધર્મથી વિપરીત જાણવું. ૧૬.

વિવેચન—મિશ્રમોહનીયને ઉદયે જિન ધર્મને વિષે રાગ પણ ન હોય અને દ્વેષ પણ ન હોય, સમભાવ હોય. તે મિશ્રપણું અંતર્મુહૂર્ત્ત પ્રમાણજ હોય, દૃષ્ટાંત કહે છે કે-જેમ અન્ન ઉપર નાલિયેરદ્વીપના મનુષ્યને રાગ પણ ન હોય, દ્વેષ પણ ન હોય, કેમકે તે મનુષ્યે અન્ન દીઠું સાંભળ્યું નથી. તે માટે એ મિશ્ર મોહનીય કહીએ જિનપ્રણીત ધર્મથકી વિપરીત મતિ હોય-શુદ્ધ ધર્મ સર્વથા રૂચે નહી તે મિથ્યાત્વ મોહનીય કહીએ. એ ત્રણ દર્શનમોહનીય કહી. ॥ ૧૬ ॥

## ચારિત્રમોહનીય કર્મ

સોલસ કસાય નવ નો–કસાય* દુવિહ ચરિત્તમોહણિઅં,
અણઅપચ્ચખ્ખાણા, પચ્ચખ્ખાણા ય સંજલણા ॥૧૭॥

| | |
|---|---|
| સોલસકસાય–સોલ કષાય | અણ–અનંતાનુબંધિ |
| નવ નોકસાય–નવ નોકષાય | અપચ્ચખ્ખાણા–અપ્રત્યાખ્યાનીય |
| દુવિહ–(એમ) બે પ્રકારે | |

* कषायसहचारित्वात्, कषायप्रेरणादपि । कषायपरिणामाद्य, नोकषाये कषायता ॥ १ ॥

ચરિત્તમોહણિયં-ચારિત્ર મોહનીય છે. | પચ્ચખ્ખાણા-પ્રત્યાખ્યાનીય સંજલણા-સંજ્વલન.

અર્થ—સોળ કષાય, નવ નોકષાય એમ બે પ્રકારે ચારિત્રમોહનીય જાણવું. અનંતાનુંબંધિ, અપ્રત્યાખ્યાનીય,* પ્રત્યાખ્યાનીય અને સંજ્વલન એ ચાર પ્રકારે કષાયો જાણવા. (દરેકના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર ચાર ભેદ હોવાથી ૧૬ ભેદ થયા) ૧૭.

વિવેચન—હવે ચારિત્ર મોહનીય બે ભેદે છે-કષાય મોહનીય ૧, નોકષાય મોહનીય ૨; તેમાં કષાય મોહનીય ૧૬ ભેદે છે અને નોકષાય મોહનીય નવ ભેદે છે, કષાય[1] તો નહિ પણ કષાયને ઉપજાવે, કષાયના સહચારી, કષાયને પ્રેરક, કષાયપણે પરિણમે તે માટે નોકષાય કહીએ. અનંતા સંસારના [2]અનુબંધિ મિથ્યાત્વનો ઉદય કરે તે અનંતાનુબંધી ચાર કષાય ૧, જેહના ઉદયથી થોડું પણ પચ્ચખ્ખાણ ઉદય ન આવે તે અપ્રત્યાખ્યાનીય ચાર કષાય ૨, સર્વ વિરતિરૂપ પચ્ચખ્ખાણને આવરે તે પ્રત્યાખ્યાનાવરણ ચાર કષાય-ક્રોધ, માન, માયા અને લોભ ૩, ચારિત્રીયાને પણ લગારેક

---

* અપ્રત્યાખ્યાનાવરણ

૧ જેને વિષે પ્રાણીઓ પરસ્પર પીડાય તે **કષ** એટલે સંસાર તેનો **આય** એટલે લાભ જેનાથી થાય તે કષાય અથવા જે વડે જીવો સંસાર તરફ જાય તે કષાય અર્થાત્ જેનાથી સંસારની પરંપરા વધે તે કષાય.

૨ અનુબંધ-પરંપરાવાળા.

બાળે (ઉદય આવે-પ્રગટ થાય) તે સંજ્વલન ચાર કષાય ૪. એમ ૪×૪=૧૬ [૨]સોળ થયા. ॥ ૧૭ ॥

---

## ચાર કષાય મોહનીય.

**જાજીવવરિસચઉમાસ પખ્ખગાનિરયતિરિઅનરઅમરા, સમ્માણુસવ્વવિરઈ-અહખ્ખાયચરિત્તઘાયકરા ॥૧૮॥**

| | |
|---|---|
| જાજીવ-યાવત્ જીવ લગે | અમરા-દેવતા |
| વરિસ-વરસ લગે | સમ્મ-સમ્યક્ત્વ |
| ચઉમાસ-ચાર માસ લગે. | અણુ-અણુવ્રત |
| પખ્ખગા-પખવાડીયા લગે રહેનારા | સવ્વવિરઈ-સર્વ વિરતિ |
| | અહખ્ખાય-યથાખ્યાત |
| તિરિય-તિર્યંચ | ચરિત્ત-ચારિત્રના |
| નર-મનુષ્ય | ઘાયકરા-ઘાત કરનાર |

અર્થ—તે અનુક્રમે જાવજ્જીવ, વરસ, ચાર માસ અને પખવાડીયા સુધી રહેવાવાળા, નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવગતિના કારણભૂત અને સમ્યક્ત્વ, દેશવિરતિ, સર્વ વિરતિ અને યથાખ્યાત ચારિત્રનો ઘાત કરનાર છે. ૧૮.

વિવેચન—ચારે અનંતાનુબંધિયા કષાય ઉત્કૃષ્ટ યાવ-

---

૨ આ ૧૬ કષાયના મની અપેક્ષાએ ૬૪ ભે થાય છે, જેમ અનંતાનુબંધી ક્રોધ હોય તો સ અનંતાનુબંધિ અપ્રત્યાખ્યાની, પ્રત્યા ખ્યાની અને સંજ્વલનના મ જેવો હોય, એમ ૧૬ ભેદના [illegible] ઉપર ચાર ચાર પ્રકાર [illegible] ગણતાંથી ૬૪ ભેદ થાય છે

જાજીવ લગે રહે* ૧, અપ્રત્યાખ્યાનીયા વર્ષ લગે રહે ૨, પ્રત્યાખ્યાનીયા કષાય ચાર માસ લગે રહે ૩, અને સંજ્વલન કષાય પક્ષ લગે રહે ૪. વળી અનંતાનુબંધિના ઉદયે મરે તે નરકે જાય ૧, અપ્રત્યાખ્યાનીયાને ઉદયે મરે તે તિર્યંચ થાય ૨, પ્રત્યાખ્યાનીયાને ઉદયે મરે તે મનુષ્ય થાય ૩, સંજ્વલનના ઉદયે મરે તે દેવગતિએ જાય ૪. અનંતાનુબંધિયા કષાય સમ્યક્ત્વ પામવા ન આપે ૧, અપ્રત્યાખ્યાનીયા દેશવિરતિ ચારિત્ર પામવા ન આપે ૨, પ્રત્યાખ્યાનીયા સર્વવિરતિ હણે (પામવા ન આપે) ૩, સંજ્વલના કષાય પોતાને ઉદયે યથાખ્યાત ચારિત્રનો ઘાત કરે. ૪. ॥ ૧૮ ॥

---

## ક્રોધ અને માનનું સ્વરૂપ.

**જલરેણુપુઢવિપવ્વય–રાઇસરિસો ચઉવ્વિહો કોહો;**
**તિણિસલયાકટ્ઠટ્ઠિઅ–સેલત્થંભોવમો માણો ॥ ૧૯ ॥**

| | |
|---|---|
| જલ–જલની રેખા જેવો. | તિણિસલયા–નેત્રની સોટી. |
| રેણુ–રેતીની રેખા જેવો. | કટ્ઠ–કાષ્ટ (લાકડા) |
| પુઢવી–માટીની રેખા જેવો. | અટ્ઠિઅ–હાડકાં. |
| પવ્વય–પર્વતની. | સેલ–પત્થરના. |

---

* जाजीववरिस० એ વચન વ્યવહારનય આશ્રયી જાણવું પણ નિશ્ચે નહી, જે માટે બાહુબલિ પ્રમુખને વર્ષ લગે પણ સંજ્વલના કષાય રહ્યાં દીસે છે. તથા निरय तिरिय नर अमरा એ વચન પણ પ્રાયિક દીસે છે, જે માટે અનંતાનુબંધિના ઉદયવંત મિથ્યાત્વી ગ્રૈવેયક લગે પણ ઉપજે છે, અપ્રત્યાખ્યાનીયાના ઉદયવંત મનુષ્ય પણ થાય છે અને પ્રત્યાખ્યાનીયાના ઉદયવંત દેશવિરતિવાળા, દેવ પણ થાય છે, તે માટે નિશ્ચે નહી.

| | |
|---|---|
| રાઈસરિસો-રેખા સરખો | ત્થંભોવમો-થાંભલા જેવો |
| ચઉવ્વિહો-ચાર પ્રકારનો | માણો-માન |
| કોહો-ક્રોધ | |

અર્થ—પાણી, રેતી, પૃથ્વી અને પર્વતમાં કરેલ રેખા (લીટી) સદૃશ ચાર પ્રકારનો ક્રોધ[1] (અનુક્રમે) જાણવો. નેતરની સોટી, કાષ્ઠ, હાડકાં અને પત્થરના થાંભલા જેવો માન[2] જાણવો. ૧૮

વિવેચન—જળની રેખા સમાન સંજ્વલન ક્રોધ, તરત વિલય જાય ૧ રેતી માંહે રેખા સમાન પ્રત્યાખ્યાન ક્રોધ, વાયરે મટે ૨, ફાટી ગયેલી પૃથ્વીની રેખા સમાન અપ્રત્યાખ્યાનીય ક્રોધ, મેહ વૂઠે મટે ૩, ફાટી ગયેલા પર્વતની રાય (રેખા-તડ) સમાન અનંતાનુબંધિ ક્રોધ, કોઈ વખતે પણ ન મટે ૪, એ ચાર ભેદે ક્રોધના ચાર દૃષ્ટાંત કહ્યા તિનિસ તે નેતરના તે સરખો સંજ્વલન માન, સુખે નમાડીએ તેમ નમે ૧, કાષ્ઠ સરીખો પ્રત્યાખ્યાનીય માન, ઉપાયે નમે ૨, અસ્થિ-હાડકા સરખો અપ્રત્યાખ્યાનીય માન, મહા કષ્ટે નમે ૩, પત્થરના સ્તંભ સરખો અનંતાનુબંધિ માન, કોઈ રીતે નમેજ નહી ૪, એ માનના દૃષ્ટાંત કહ્યા ૧૯

---

## માયા અને લોભનુ સ્વરૂપ

માયાવલેહિગોમુત્તિ-મિંઢસિંગઘણવંસિમૂલસમા,
લોહો હલિદ્દખંજણ-કદ્દમકિમિરાગસામાણો(સાણિઓ)૨

૧ [illegible]
૨ [illegible]

માયા—માયા.
અવલેહિ—વાંસની છોલ સરખી.
ગોમુત્તિ—બળદના મૂત્રની ધારા સરખી.
મિંઢસિંગ—ઘેટાના શીંગડા સરખી.
ઘણવંસિ—કઠણ વાંસના.
મૂલસમા—મૂળ સરખી.

લોહો—લોભ.
હલિદ્દ—હળદર.
ખંજણ—આંજણ, કાજળ.
કદ્દમ—ગાડાની મળી.
કિમિરાગ—કીરમજનો રંગ.
સામાણો—સરખો.
સારિચ્છો—સરખો.

અર્થ—વાંસની છોલ, બળદની મૂત્રધારા, મેંઢાના શિંગડા અને કઠણ વાંસના મૂળ સમાન માયા[3] જાણવી. હળદર, કાજળ, ગાડાની મળી અને કીરમજના રંગસમાન લોભ[4] જાણવો. ૨૦

વિવેચન—વંશાદિકની છોલ તે અવલેહી કહીએ તે સરખી સંજ્વલની માયા જાણવી, એ સુખે વળે-પોતાની વક્રતા છાંડે૧,વૃષભના મૂત્રની ધારા સરખી પ્રત્યાખ્યાની માયા,પવનાદિકે વક્રતા છાંડે ૨,મેંઢા(ઘેટા)ના શૃંગ સરખી અપ્રત્યાખાની માયા, તેની વક્રતા અતિ કષ્ટે ટળે ૩, ઘન કઠિન વંશીમૂળ સરખી અનંતાનુબંધિની માયા, તેની કુટિલતા કોઇ રીતે ટળેજ નહી ૪; એ ૪ દૃષ્ટાંત માયાનાં કહ્યાં. જેમ હળદરનો રંગ સૂર્યને તડકે ટળે તે સરખો સંજ્વલન લોભ તુરત ટળે ૧, વસ્ત્રે લાગ્યુ દીવાનું કાજળ તે સરખો પ્રત્યાખ્યાનીય લોભ તે દુખે ઉતરે ૨, ગાડાના પઇડાંમાં હોય તે કર્દમ (મળી)સરખો અપ્રત્યાખ્યાનીય લોભ અતિ કષ્ટે ટળે૩,કર-

૩ પરને છેતરવાની ઇચ્છા

૪ અસંતોષમય લાલચુ પરિણામ.

મજી રંગ તે જેહુ હીર (રેશમ) રંગાય તે મરખો અન-તાનુબંધિ લોભ તે કિમહી ન ટળે, એ ચાર દ્દષ્ટાંત લોભના કહ્યા. એ ૧૬ કષાય કહ્યા. ૨૦

---

### હાસ્યાદિ ૭ મોહનીય

જસ્સુદયા હોઇ જિએ, હાસ[1] રઈ[2] અરઈ[3] સોગ[4] ભય[5] કુચ્છા[6]
સનિમિત્તમન્નહા વા, તં ઇહ હાસાઇમોહણિયં ॥ ૨૧ ॥

| | |
|---|---|
| જસ્સુદયા–જેના ઉદયથી | સનિમિત્ત–કારણ સહિત |
| હોઇ જિએ–જીવને હોય | અન્નહા–અન્યથા |
| હાસ–હાસ્ય | વા–અથવા |
| રઈ રતિ | તં–તે |
| અરઈ–અરતિ | ઇહ–અહીં–આગમમાં |
| સોગ–શોક | હાસાઈ–હાસ્યાદિ |
| ભય–ભય | મોહણિય–મોહનીય કર્મ |
| કુચ્છા–દુગંછા | |

અર્થ—જેના ઉદયથી જીવને હાસ્ય રતિ, અરતિ, શોક, ભય અને દુગંછા, નિમિત્તે અગર નિમિત્ત વિના થાય તે અહીં (આગમમાં) હાસ્યાદિ મોહનીય કર્મ કહેવાય છે. ૨૧

વિવેચન—હવે ૯ નોકષાય કહે છે જે કર્મના ઉદય થકી જીવને હાસ્ય (હાસ્ય) આવે ૧. આના વેદાય તે રતિ ૨, અરતિ તે અમાતા વેદાય ૩, શોક-ચિંતા ઉપજે ૪. ભય ઉપજે ૫, કુચ્છા તે જુગુપ્સા-દુગંછા ઉપજે ૬ કોઇક નિમિત્ત (કારણ) અથવા અન્યથા કા૨ણ વિનાજ ઉપજે તે

ઇહાં હાસ્યાદિક છ ભેદે નોકષાય મોહનીય કહીએ. તે આ પ્રમાણે-હાસ્ય ૧, રતિ ૨, અરતિ ૩, શોક ૪, ભય ૫, અને જુગુપ્સા. ૨૧.

---

## ત્રણ વેદ મોહનીયનું સ્વરૂપ.

**પુરિસિત્થિતદુભયંપઇ,અહિલાસો જવ્વસા હવઇ સો ઉ॥ થીનરનપુવેઉદઓ,ફુંફુમતણનગરદાહસમો ॥ ૨૨ ॥**

| | |
|---|---|
| **પુરિસ**–પુરૂષ. | **નર**–પુરૂષ વેદ. |
| **ઇ ત્થિ**–સ્ત્રી. | **નપુ**–નપુંસક. |
| **તદુભયં**–તે બે. પુરૂષ અને સ્ત્રી. | **વેઉદઓ**–વેદનો ઉદય. |
| **પઇ**–પ્રત્યે. | **ફુંફુમ**–કોઉદાહ ( બકરીની લીંડીનો તાપ. ) |
| **અહિલાસો**–અભિલાષ. | **તણ**–તૃણદાહ. |
| **જવ્વસા**–જેના વશથી. | **નગરદાહ**–નગરદાહ. |
| **હવઇ**–હોય. | **સમો**–સરખો. |
| **સો ઉ**–તે વળી. | |
| **થી**–સ્ત્રી વેદ | |

અર્થ—પુરૂષ, સ્ત્રી અને તે બંનેના પ્રત્યે વાંચ્છા જે કર્મના વશથી હોય તે વળી સ્ત્રી પુરૂષ અને નપુંસક વેદનો ઉદય જાણવો. તે અનુક્રમે કરીષ, ઘાસ અને નગરના અગ્નિ સમાન છે. ૨૨

વિવેચન—વારંવાર પુરૂષ સેવવાનો ૧, વારંવાર સ્ત્રી સેવવાનો ૨, અને પુરૂષ, સ્ત્રી બંનેને સેવવાનો ૩, અભિલાષ-મૈથુન સેવવાની વાંચ્છા જે કર્મનેવશે કરીને હોય, તે અનુક્રમે સ્ત્રી ૧, પુરૂષ ૨, નપુંસક ૩, વેદનો ઉદય કહિએ. પુરૂષની વાંચ્છા કરે તે સ્ત્રી વેદનો ઉદય કહિએ ૧,સ્ત્રીની વાંચ્છા કરે તે પુરૂષ વેદનો ઉદય ૨, બેની વાંચ્છા કરે તે નપુંસક વેદનો

ઉદય ૩. કુંકુમ તે કરીષની અગ્નિ તે સરખો [1]સ્ત્રીવેદનો ઊદય મોડો ઉપશમે ૧,તૃણની અગ્નિ સરખો પુરુષ[2]વેદનો ઊદય તુરત ઉપશમે ૨, નગરના દાહ સરખો નપુંસક[3] વેદનો ઉદય ૩, કેમે ઓલ્હાયે નહી એ રીતે હાસ્યાદિક ૬ અને ૩ વેદ એમ ૯ નોકષાય. સોળ કષાય અને નવ નોકષાય એવ પચ્ચીશ ભેદે ચારિત્ર મોહનીય કહ્યુ અને ત્રણ ભેદે દર્શન મોહનીય, એમ ૨૮ અઠ્ઠાવીશ ભેદે મોહનીય કર્મ્મ કહ્યુ. ૨૨

---

## આયુકર્મ અને નામ કર્મના ભેદો

*સુરનરતિરિનિરયાઊ,હડિસરિસ નામકમ્મ ચિત્તિસમ;
બાયાલતિનવઇવિહ, તિઉત્તરસય ચ સત્તઠ્ઠી ॥૨૩॥

---

૧ છાણ-અડાયાંની લીંડીનો અગ્નિ જેમ જેમ ખોરીએ તેમ તેમ વધારે સળગતો જાય તેવી રીતે જેમ જેમ પુરુષનો સ્પર્શ થાય તેમ તેમ અભિલાષા વધે અને નહિ ભોગવવાના વખતે પણ તેમાં અગ્નિ (ભાગ) સરખો મંદ હોય

૨ ઘાસનો અગ્નિ જેમ તુરત શાન્ત થાય તેવી રીતે, જેને મનાણાની પેઠે ખાવાની ઇચ્છા થાય તેમ સ્ત્રી ભોગવવાની વાંછા થાય અને સેવતા પાછી તુરત શાન્ત થાય

૩ નગર દાહનો અગ્નિ જેમ ઘણા વખતે શાન્ત થાય તેવીજ રીતે સ્ત્રી પુરુષ બંને સેવવાની અભિલાષા ઉત્પન્ન થાય અને સેવતાં ક્યાં જરા તૃપ્તિ ન થાય

* જે રીતે રાજા હેડ અથવા વિશિષ્ટ સ્વરૂપ ભોગવે અથવા બંધનોના દુઃખ વગેરે ભોગવે તે રીતે આયુ તે ગ્રહણ કરેલું પ્રમાણ જેમ છે-જન્મે તે નર-મનુષ્ય નામ આપે તે તિર્યંચ પણ પાપ કરનાર મનુષ્ય અને તિર્યંચ બોલાવે અથવા નથી પામ્યું જ્ઞાનાદિ ગુણ કે જેનું તે નરકાવાસ તેની અંદર ઉત્પન્ન થાય તે નારકી જાણવા

સુર-સુરાયુ.
નર-નરાયુ.
તિરિ-તિર્યંચાયુ.
નિરયાઉ-નરકાયુ.
હડિ સરિસં-હેડ સરખું.
નામકમ્મ-નામ કર્મ.
ચિત્તિસમ્મં-ચિતારા જેવું.
બાયાલ-બેંતાલીશ ભેદે.
તિનવઇવિહં-ત્રાણું ભેદે.
તિઉત્તરસયં-એકસો ત્રણ ભેદે.
ચ-વળી.
સત્તઠ્ઠી-સડસઠ ભેદે.

અર્થ—દેવ, મનુષ્ય, તિર્યંચ અને નરકનું આયુષ્ય હેડ સરખું છે. નામ કર્મ ચિતારા સમાન છે. તે બહેંતાળીશ પ્રકારે, ત્રાણું પ્રકારે, એકસો ત્રણ પ્રકારે અને સડસઠ પ્રકારે છે. ૨૩

વિવેચન—હવે આયુ કર્મ કહે છે-દેવાયુઃ ૧, મનુષ્યાયુઃ ૨, તિર્યંચાયુ ૩, નરકાયુઃ ૪; એ ચાર ભેદે આયુ કર્મ છે. તે આયુઃકર્મ હેડ સરખું છે,જેમ ખોડા (હેડ)માં ઘાલેલા ચોરાદિક ઘણુંએ નિકળવા વાંછે પણ વિવક્ષિત કાળ ભોગવી રહે ત્યારેજ નિકળે, તેમ જીવ જ્યાં ઉપન્યો હોય ત્યાંનું આયુ. પૂર્ણ થાય ત્યારેજ નિકળી શકે. એ ૪ ભેદે આયુ કર્મ કહ્યું.

હવે નામ કર્મ કહે છે. તે નામ કર્મ ચિત્રકાર સરખું છે જેમ ચિતારો જેવું ચિત્ર આળેખવા વાંછે તેવું ચિતરે, તેમ જીવ પણ જેવી ગત્યાદિકે જવું હોય તેવું નામ કર્મ બાંધે. તે નામ કર્મ બેતાલીશ ૪૨ ભેદે પણ છે, ત્રાણુ ૯૩ ભેદે પણ છે, એકસોત્રણ ૧૦૩ ભેદે પણ છે અને ૬૭ સડસઠ ભેદે પણ છે. ૨૩

---

## ચૌદ પિંડપ્રકૃતિનાં નામો.

ગઇજાઇતણુઉવંગા, બંધણસંઘાયણાણિ સંઘયણા;
સંઠાણવણ્ણગંધરસ-ફાસઅણુપુવ્વિવિહગગઇ ॥૨૪॥

| | |
|---|---|
| ગઇ-ગતિ નામ | સંઠાણ-સંસ્થાન નામ |
| જાઇ-જાતિ નામ | વણ્ણ-વર્ણ નામ |
| તણુ-શરીર નામ | ગંધ-ગંધ નામ |
| ઉવંગા-ઉપાંગ નામ | રસ-રસ નામ |
| બંધણ-બંધન નામ | ફાસ-સ્પર્શ નામ |
| સંઘાયણાણિ સંઘાતન નામ | આણુપુવ્વિ-આનુપૂર્વી નામ |
| સંઘયણા-સંઘયણ નામ | વિહગગઇ-વિહાયો ગતિનામ |

વિવેચન—પ્રથમ બેતાલીશ ભેદ કહે છે. ગતિ નામ કર્મ ૧, જાતિ નામ કર્મ ૨, શરીર નામ કર્મ ૩, શરીરોપાંગ નામ કર્મ ૪, શરીરબંધન નામકર્મ ૫, શરીર સંઘાતન નામ કર્મ ૬, સંઘયણ નામ કર્મ ૭, સંસ્થાન નામ કર્મ ૮, વર્ણ નામ કર્મ ૯, ગંધ નામ કર્મ ૧ , રસ નામ કર્મ ૧૧, સ્પર્શ નામ કર્મ ૧૨, આનુપૂર્વી નામ કર્મ ૧૩, વિહાયોગતિ નામ કર્મ ૧૪,

એ નામ કર્મની પ્રકૃતિનો અર્થ સૂત્રકાર જ આગળ કહેશે તેથી આંહી લખ્યો નથી ૨૪.

---

## આઠ પ્રત્યેક પ્રકૃતિ

પિંડપયડિત્તિ ચઉદસ, પરઘાઊસાસઆયવુજ્જોઅં,
અગુરૂલહુતિત્થનિમિણો-વઘાયમિઅઅટ્ઠ પત્તેઆારપા

| | |
|---|---|
| પિંડપયડિત્તિ-પિંડ પ્રકૃતિ [ એમ | અગુરૂલહુ-અગુરૂલઘુ નામ |
| ચઉદસ-ચૌદ | તિત્થ-તીર્થંકર નામ |
| પરઘા-પરાઘાત નામ | નિમિણો-નિર્માણ નામ |
| ઊસાસ-ઉચ્છ્વાસ નામ | ઉવઘાયં-ઉપઘાત નામ. |

| | |
|---|---|
| આયવ–આતપ નામ. | ઈઅ અટ્ઠ–એમ એ આઠ. |
| ઉજ્જોઅં–ઉદ્યોત નામ. | પત્તેયા–પ્રત્યેક પ્રકૃતિ. |

વિવેચન–એ પ્રકારે ૧૪ ચૌદ પિંડપ્રકૃતિ જાણવી. એક પ્રકૃતિને વિષે બે ત્રણ ચાર ભેળી હોય તે પિંડ પ્રકૃતિ કહિએ. હવે ૨૮ અઠ્ઠાવીશ પ્રત્યેક પ્રકૃતિ કહે છે. પરાઘાત નામ કર્મ્મ ૧, ઉશ્વાસ નામ કર્મ્મ ૨, આતપ નામ કર્મ્મ ૩, ઉદ્યોત નામ કર્મ્મ ૪, અગુરૂલઘુ નામ કર્મ્મ ૫, તીર્થંકર નામ કર્મ્મ ૬, નિર્મ્માણ નામ કર્મ્મ ૭, ઉપઘાત નામ કર્મ્મ ૮; એ આઠ પ્રત્યેક પ્રકૃતિ છે. પ્રત્યેક તે એકેકીજ છે, એ માંહી ભેળી કોઇ નથી. ॥ ૨૫ ॥

---

## ત્રસ દશકનું વર્ણન.

તસબાયરપજ્જત્તં, પત્તેયથિરં સુભં ચ સુભગં ચ;
સુસરાઇજ્જજસં તસ–દસગં થાવરદસં તુ ઇમં ॥૨૬॥

| | |
|---|---|
| તસ–ત્રસ નામ. | સુસ્સર–સુસ્વર નામ. |
| બાયર–બાદર નામ. | આઇજ્જ–આદેય નામ. |
| પજ્જત્તં–પર્યાપ્ત નામ. | જસં–યશ નામ. |
| પત્તેય–પ્રત્યેક નામ. | તસદસગં–ત્રસદશક. |
| થિરં–સ્થિર નામ | થાવર દસં–સ્થાવર દશક. |
| સુભં–શુભ નામ. | તુ–તો. |
| સુભગં–સૌભાગ્ય નામ. | ઇમં–આ પ્રમાણે. |

વિવેચન––ત્રસ નામ કર્મ્મ ૧, બાદર નામ કર્મ્મ ૨, પર્યાપ્ત નામ કર્મ્મ ૩, પ્રત્યેક નામ કર્મ્મ ૪, સ્થિર નામ કર્મ્મ ૫, શુભ નામ કર્મ્મ ૬, અને સુભગ નામ કર્મ્મ ૭; સુસ્વર નામ કર્મ્મ ૮, આદેય નામ કર્મ્મ ૯, યશ નામ

| | |
|---|---|
| તસચઉ–ત્રસચતુષ્ક. | સુભગતિગાઇ–સૌભાગ્ય ત્રિક |
| થિરછક્કં–સ્થિરષટ્ક. | વિભાસા–વિશેષ સંજ્ઞા.[આદિ. |
| અથિરછક્ક–અસ્થિરષટ્ક. | તયાઇ–તે પ્રકૃતિથી આદિ લઇ |
| સુહુમતિગ–સૂક્ષ્મત્રિક. | સંખાહિ–સંખ્યાવાળી. |
| થાવર ચઉક્કં–સ્થાવર ચતુષ્ક | પયડીહિં–પ્રકૃતિવડે(જાણવી.) |

અર્થ—ત્રસ ચતુષ્ક, સ્થિર ષટ્ક, અસ્થિરષટ્ક, સૂક્ષ્મત્રિક, સ્થાવર ચતુષ્ક અને સૌભાગ્યત્રિક વગેરે સંજ્ઞા, તે (પ્રકૃતિ) આદિમાં લઇને તેટલી સંખ્યાની પ્રકૃતિવડે જાણવી. ૨૮

વિવેચન—ત્રસ ચતુષ્ક કહ્યાથી ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩, અને પ્રત્યેક ૪, એ ૪ જાણવી. સ્થિરષટ્ક તે સ્થિર ૧, શુભ ૨, સુભગ ૩, સુસ્વર ૪, આદેય ૫, અને યશ ૬, એ ૭ જાણવી. અથિરષટ્ક તે અસ્થિર ૧, અશુભ ૨, દુર્ભગ ૩, દુસ્વર ૪, અનાદેય ૫,અને અયશ૬,એ ૭. સૂક્ષ્મત્રિક તે સૂક્ષ્મ ૧,અપર્યાપ્ત૨,અને સાધારણ૩.સ્થાવર ચતુષ્ક તેસ્થાવર૧,સૂક્ષ્મ ૨, અપર્યાપ્ત ૩, અને સાધારણ ૪. સુભગત્રિક તે સુભગ ૧, સુસ્વર ૨, આદેય ૩, એ ત્રણ જાણવી. આદિ શબ્દથી દુર્ભગત્રિક પ્રમુખ વિભાષા સંજ્ઞા આગળ સૂત્રમાંહે કહેશે તે પ્રકૃતિથી માંડીને તેટલી સંખ્યાએ પ્રકૃતિની,સંજ્ઞા જાણવી.૨૮



વન્નચઉ અગુરૂલહુચઉ,તસાઇદુ-તિ-ચઉર-છક્કમિચ્ચાઇ;
ઇઅ અન્નાવિ વિભાસા,તયાઇસંખાહૅં પયડીહિં ॥૨૯॥

| | |
|---|---|
| વણ્ણચઉ–વર્ણચતુષ્ક. | ઇચ્ચાઇ–ઇત્યાદિ. |
| અગુરૂલહુચઉ–અગુરૂલઘુ ચતુષ્ક. | ઇય–એ. |
| | અન્નાવિ–અનેરીપણ |
| તસાઇદુ–ત્રસાદિદ્વિક. | વિભાસા–સંજ્ઞા. |

| | |
|---|---|
| તિ-ત્રસત્રિક, | તયાઇ-તે આદિમા લઇ |
| ચઉર-ત્રસચતુષ્ક | સ ખાહિઁ-તેટલી સખ્યાએ |
| છક્ક-ત્રસષટ્ક | પયડીહિ-પ્રકૃતિવડે |

અર્થ—વર્ણ ચતુષ્ક, અગુરૂલઘુ ચતુષ્ક, ત્રસાદિદ્વિક,-ત્રિક-ચતુષ્ક-ષટ્ક ઇત્યાદિક આ અને બીજી પણ વિશેષ સજ્ઞા, તે આદિમા લઇને તેટલી સખ્યાની પ્રકૃતિ વડે જાણવી. ૨૯

વિવેચન—વર્ણ ચતુષ્ક તે વર્ણ ૧, ગધ ૨,રસ ૩,અને સ્પર્શ ૪, એ ચાર જાણવા. અગુરૂલઘુ ચતુષ્ક તે અગુરૂલઘુ ૧, ઉપઘાત ૨ પરાઘાત ૩, અને ઉશ્વાસ ૪, એ ચાર જાણવા. ત્રસદ્વિક તે ત્રસ ૧, બાદર ૨. ત્રસત્રિક તે ત્રસ ૧, બાદર ૨, અને પર્યાપ્ત ૩. ત્રસ ચતુષ્ક તે ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩, અને પ્રત્યેક ૪. ત્રસષટ્ક તે ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩, પ્રત્યેક ૪, સ્થિર ૫, અને શુભ ૬, ઇત્યાદિક એ અને અનેરી પણ વિભાષા વિશેષ સજ્ઞા જે આગળ સૂત્રમાહે જે પ્રકૃતિનુ નામ કહેશે તે થકી આદીને તેટલી સખ્યાએ પ્રકૃતિની વિભાષા જાણવી. ૨૯

---

### ચૌદાપિડ પ્રકૃતિના ૬૫ ઉત્તર ભેદ.

ગઇઆઇણ ઉ કમસો,ચઉપણપણતિપણપંચછછક્ક,
પણદુગપણટ્ઠચઉદુગ, ઇઅ ઉત્તરભેયપણસટ્ઠી ॥૩૦॥

| | |
|---|---|
| ગઇઆઇણ-ગતિ આદિના | પણદુગપણટ્ઠ-પાચ, બે, પાચ, આઠ |
| ઉ-તો | |
| કમસો-અનુક્રમે. | ચઉદુગ-ચાર બે |

| | |
|---|---|
| ચઉ પણ-ચાર, પાંચ. | દુગ્ગ-બે. |
| પણ તિ પણ-પાંચ,ત્રણ,પાંચ. | ઉત્તરભેઅ-ઉત્તરભેદ |
| પંચ છ છક્કં-પાંચ, છ, છ. | પણસટ્ઠી-પાંસઠ. |

અર્થ—ગતિ આદિના તો અનુક્રમે ચાર, પાંચ, પાંચ, ત્રણ, પાંચ, પાંચ, છ, છ, પાંચ, બે, પાંચ, આઠ, ચાર અને બે-એ પ્રકારે ઉત્તરભેદ પાંસઠ જાણવા. ૩૦

વિવેચન—હવે નામ કર્મના ૯૩ ભેદ કહે છે-તેમાં ગત્યાદિક ૧૪ પિંડ પ્રકૃતિના અનુક્રમે ઉત્તર ભેદ કહે છે. ગતિ ચાર ભેદે, જાતિ પાંચ ભેદે, શરીર પાંચ ભેદે, ઉપાંગ ત્રણ, બંધન પાંચ. સંઘાતન પાંચ, સંઘયણ છ, સંસ્થાન છ, વર્ણ પાંચ, ગંધ બે ભેદે, રસ પાંચ ભેદે, સ્પર્શ આઠ ભેદે, આનુપૂર્વી ચાર ભેદે અને વિહાયોગતિ બેભેદે;એમ ઉત્તરભેદ પાંસઠ થાય. ૩૦

---

## નામકર્મનાં ભેદનું વિવરણ.

અડવીસજુઆ તિનવઇ, સંતે વા પનરબંધણે તિસયં;
બંધણસંઘાયગહો, તણૂસુ સામણ્ણવણ્ણચઉ ॥ ૩૧ ॥

| | |
|---|---|
| અડવીસજુઆ-અઠ્ઠાવીસ પ્રકૃતિયુક્ત. | બંધણ-બંધન. |
| તિનવઇ-ત્રાણું. | સંઘાય-સંઘાતનનું. |
| વા-અથવા. | ગહો-ગ્રહણ. |
| પનરબંધણે-પંદર બંધને. | તણૂસુ-શરીર સાથે. |
| તિસયં-એકસોત્રણ. | સામણ્ણ-સામાન્યપણે. |
| | વણ્ણચઉ-વર્ણચતુષ્ક. |

અર્થ—એ પૂર્વોક્ત પાસઠ ભેદ અઠ્ઠાવીશ ભેદે સહિત કરતા ત્રાણુ ભેદ *સત્તામા હોય અથવા (પાચને બદલે) પદર બધન નાખતા ૧૦૩ ભેદ સત્તામા હોય. બધન અને સઘાતનનુ ગ્રહણ શરીરમા કરીએ અને સામાન્યથી વર્ણચતુષ્ક લઇએ ૩૧

વિવેચન—તે અઠ્ઠાવીશ પ્રત્યેક પ્રકૃતિએ યુક્ત કરીએ ત્યારે ત્રાણુ ભેદ નામકર્મના સત્તાએ થાય. અથવા સત્તામા પાચ બધનને ઠેકાણે પદર બધન ગણીએ ત્યારે એકસો ત્રણ ભેદ નમકર્મના થાય. હવે સડસઠ ભેદ કહે છે. પદર ભેદે બધન અને પાચ ભેદે સઘાતન એ ૨૦ પ્રકૃતિ તે શરીર ભેગીજ વિવક્ષીએ શરીર બાધે ત્યારે ભેળાજ બાધ તે માટે જૂદી ન ગણીએ એટલે ૧૦ તે ઓછી અને વર્ણાદિક વીશ છે તે સામાન્યપણે વર્ણ, ગધ, રસ, સ્પર્શ એ ૪ જ નાખીએ એટલે એ ૧૬ ઓછી, ૩૧



આઠકર્મની બધ ઉદય ઉદીરણા અને સત્તાપ્રકૃતિ.

इअ सत्तट्ठी बधोदए य, न य सम्ममीसया बधे,
बधुदए सत्ताए, वीसदुवीसट्ठवण्णसय ॥ ३२ ॥

| | |
|---|---|
| ઇઅ સત્તટ્ઠી—એમ, સડસઠ | બધે—બધમા |
| બધોદએ ય—બધ, ઉદય અને ઉદીરણામાં | બધુદએ સત્તાએ—બધ, ઉદય અને સત્તામા |

* [illegible] ૧૪૮ પ્રકૃતિ [illegible] નામકર્મની [illegible] ૯૩ પ્રકૃતિ [illegible]

નય-નજ હોય.
સમ્મ-સમકિત મોહનીય.
મિસયા-મિશ્ર મોહનીય.
વીસસયં-એકસોવીશ.
દુવીસસયં-એકસો બાવીશ.
અઠ્ઠવણ્ણસયં-એકસોઅઠ્ઠાવન

અર્થ—એમ સડસઠ પ્રકૃતિ બંધ, ઉદય અને ઉદીરણામાં હોય. સમ્યકત્વ મોહનીય અને મિશ્ર મોહનીય બંધમાં નજ હોય (એટલે) બંધ, ઉદય અને સત્તામાં અનુક્રમે એકસોવીશ, એકસોબાવીશ, અને એકસોઅઠ્ઠાવન ( ઉત્તર પ્રકૃતિ આઠે કર્મની ) હોય. ૩૨

વિવેચન—એમ એકસો ત્રણમાંથી એ ૩૬ છત્રીશ પ્રકૃતિ ઓછી કરીએ એટલે નામ કર્મની ૬૭થાય. તે બંધે અને ઉદયે જાણવી. વળી સમ્યકત્વ મોહનીય ૧, મિશ્ર મોહનીય ૨. એ બે બધે ન હોય. બંધે તો મિથ્યાત્વજ બાંધે, અને તે મિથ્યાત્વનાં દળિયાં વિશુદ્ધ અને અર્ધવિશુદ્ધ થયા થકાં સમ્યકત્વપણ મિશ્રપણ કહેવાય. તે માટે મોહનીયની ૨૬, નામ કર્મની ૬૭,શેષ ૭ કર્મની ૨૭ એમ ૧૨૦ પ્રકૃતિ બંધે હોય તથા મોહનીયની ૨૮, નામ કર્મની ૬૭, શેષ ૭ કર્મ (બાકીના ૬ કર્મ)ની ૨૭ એમ ૧૨૨ ઉદયે અને ઉદીરણાએ હોય, અને મોહનીયની ૨૮, નામની ૧૦૩, અને શેષ કર્મની ૨૭, એમ ૧૫૮ સત્તાએ જાણવી. ૩૨



## ૬૫ ઉત્તર ભેદનાં નામ.

નિરયતિરિનરસુરગઈ, ઇગબિઅતિઅચઉપણિંદિજાઇઓ;
ઓરાલવિઉવ્વાહારગ,-તેઅકમ્મણ પણસરીરા ॥ ૩૩ ॥

| | |
|---|---|
| નિરય-નરકગતિ | જાઈઓ-જાતિઓ |
| તિરિ-તિર્યંચ ગતિ | ઓરાલ-ઔદારિક |
| નર-મનુષ્ય ગતિ | વિઉવ્વ-વૈક્રિય |
| સુરગઈ-દેવગતિ | આહારગ-આહારક, |
| ઇગ-એકેંદ્રિય જાતિ | તેઅ-તૈજસ |
| બિઅ-બેઇંદ્રિય જાતિ | કમ્મણ-કાર્મણ |
| તિઅ-તેઇંદ્રિય જાતિ | પણ-પાંચ |
| ચઉ-ચૌરિંદ્રિય જાતિ | સરીર-શરીરો |
| પણિંદિ-પંચેંદ્રિય જાતિ | |

અર્થ—નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ગતિ, એકેંદ્રિય બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય અને પંચેંદ્રિય એ જાતિ, ઔદારિક વૈક્રિય આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચ શરીરો જાણવા. ૩૩

વિવેચન—હવે પિંડ પ્રકૃતિના ઉત્તર ભેદના નામ અને અર્થ કહે છે. નરકગતિ નામ ૧ તિર્યંચ ગતિ નામ ૨, મનુષ્યગતિ નામ ૩ દેવ ગતિ નામ ૪ એ ૪ ગતિ કહીએ [1]ગમન [1]ગતિ એક સ્પર્શનેંદ્રિયવંત તે એકેંદ્રિય ૧, સ્પર્શન, રસનેંદ્રિયવંત તે બેઇંદ્રિય ૨ સ્પર્શન-રસન-ઘ્રાણેંદ્રિયવંત તે તેઇંદ્રિય ૩, સ્પર્શન-રસન-ઘ્રાણ-ચક્ષુવંત તે ચઉરિંદ્રિય ૪ સ્પર્શન-રસન-ઘ્રાણ-ચક્ષુ-શ્રોત્રવંત તે પંચેંદ્રિય એ પાંચ જાતિ નામ કર્મ કહીએ. "જનન [2]જાતિ" ઔદારિક શરીરનામકર્મ ૧, વૈક્રિયશરીરનામકર્મ ૨, આહારક શરીર નામકર્મ ૩, તૈજસશરીરનામકર્મ ૪ કાર્મણ શરીર નામ

૧ ગમન કરીને-પ્રાપ્ત કરીએ જેને વિષે પદાર્થો તે ગતિ
૨ એકેન્દ્રિયાદિ જાતિની સમાનતા રૂપ ભાવ તે જાતિ

કર્મ ૫, એ પાંચ શરીરનામકર્મ કહીએ. 'शीर्यते तच्छरीरं' પ્રતિક્ષણે પુદ્ગળને ઉપચય અપચયે કરીને વધે ઘટે તે શરીર કહીએ. 'शीर्यते तच्छरीरं' उदारं स्फुरत्वंत ઉદાર-પ્રધાન, ઉત્તમ સર્વ શરીર થકી ઉત્તમ, તીર્થંકર ગણધરની અપેક્ષાએ તે ઔદારિક તથા ઉદાર મોટું સહસ્ર યોજન માન માટે; તે ઔદારિક શરીર તિર્યંચ મનુષ્ય સર્વને હોય. ૧. તથા એક, અનેક, નાનું, મોટું, ખેચર, ભૂચર, દૃશ્ય, અદૃશ્ય, ઇત્યાદિ વિવિધ ક્રિયાએ ઉપન્યું તે વૈક્રિય શરીર કહીએ તે બે ભેદે હોય. ¹ભવપ્રત્યયિક દેવતા નારકીને હોય અને ²લબ્ધિપ્રત્યયિક મનુષ્ય તિર્યંચને હોય. ૨. તથા ચૌદપૂર્વી સાધુ, તીર્થંકરની ઋદ્ધિ દેખવા તથા સંશય ટાળવા નિમિત્તે ઉત્તમ પુદ્ગળ આહરી-લઇને (મુંડાહસ્ત પ્રમાણ) શરીર કરે તે ³આહારક શરીર કહીએ. તે સ્ફટિકની પરે અતિ નિર્મળ કોઈક દેખે કોઇક ન દેખે એવું હોય. ૩. તથા તેજના પુદ્ગળથી નિષ્પન્ન તે તૈજસ શરીર કહીએ. જે અદૃશ્ય સતું ભુક્ત આહારને પચાવે. વળી લબ્ધિવંત તેજોલેશ્યા મૂકે તેનું હેતુ હોય. ૪, કર્મ્મ પુદ્ગળથી નીપન્યું તે કાર્મ્મણ શરીર, જેના ઉદયથકી જીવ કર્મ્મ પુદ્ગળ ગ્રહીને તે રૂપપણે પરિણમાવે છે તૈજસ કાર્મ્મણ શરીર સહિત જીવ પરભવે

---

૧ ભવ જેનુ કારણ છે તે ભવ પ્રત્યયિક એટલે કે દેવ, નારકીના ભવમા ઉપજે તે દરેકને અવશ્ય હોય.

૨ તપશ્ચર્યા આદિ ગુણ જેનુ કારણ છે તે ગુણ પ્રત્યયિક, તે મનુષ્ય અને તિર્યંચને થાય.

૩ સર્વવિરતિ સાધુનેજ આ શરીરની લબ્ધિ થાય.

જાય છે પણ કર્મવર્ગણા અતિ સૂક્ષ્મ છે તે માટે કોઇ દેખે નહી ૫. એ પાચ શરીરનુ સ્વરુપ જાણવુ ૩૩

## અંગ, ઉપાંગ અને અંગોપાંગનુ સ્વરૂપ.

બાહૂરુ પિટ્ઠિ સિર ઉર, ઉયરંગ ઉવંગ અંગુલીપમુહા,
સેસા અંગોવંગા, પઢમતણુતિગસ્સુવંગાણિ ॥૩૪॥

| | |
|---|---|
| બાહૂ-ભુજા | ઉવંગ-ઉપાંગ |
| ઉરૂ-સાથળ | અંગુલી-આંગળી |
| પિટ્ઠિ-પીઠ | પમુહા-પ્રમુખ |
| સિર-માથુ | સેસા-બાકીના |
| ઉર-હૈયુ-હૃદય | અંગોવંગા-અંગોપાંગ |
| ઉઅર-ઉદર | તણુતિગસ્સ-ત્રણ શરીરને |
| અંગ-એ આ૦ અંગ | ઉવંગાણિ-ઉપાંગ આદિ હોય |

વિવેચન—બે બાહુ-ભુજા ૨, બે ઊરૂ-સાથળ ૪, પૃષ્ટિ તે વાંસો ૫ શિર-મસ્તક ૬, ઉર તે હૃદય ૭, ઉદર તે પેટ ૮, શરીરને વિષે એ આઠ અંગ કહીએ, તે અંગને વિષે આંગળી પ્રમુખ તે ઉપાંગ કહીએ અને તે ઉપાંગને વિષે ગેપ જે પર્વ રેખા, નખ, રોમાદિક તે અંગોપાંગ કહીએ. એ ઉપાંગ તે પ્રથમ ત્રણ શરીરનેજ હોય-ઓદારિકોપાંગ ૧, વૈક્રિયોપાંગ ૨, અને આહારકોપાંગ ૩. તૈજસ કાર્મણ તો જીવ પ્રદેશ સંસ્થાને છે, અદ્રશ્ય છે, તે માટે તેને ઉપાંગ ન હોય ૩૪

## પાંચ બંધનનું સ્વરૂપ.

ઉરલાઇપુગ્ગલાણં, નિબદ્ધબજ્ઝંતયાણ સંબંધં ॥
જં કુણઇ જઉસમં તં, બંધણમુરલાઇતણુનામા
(ઉરલાઈ બંધણં નેય)* ॥ ૩૫ ॥

ઉરલાઇ-ઔદારિકાદિ.
પુગ્ગલાણં-પુદ્દગલને.
નિબદ્ધ-પૂર્વે બાંધેલા.
બજ્ઝંતયાણ-( હમણા ) બંધાતાનો.
સંબંધં-મેલાપ
જં-જે.
કુણઈ-કરે.
જઉસમં-લાખ-રાળ સરખું.
તં-તે.
બંધણં-બંધનનામકર્મ.
ઉરલાઈ-ઔદારિકાદિ
તણુનામા-પાંચ શરીરને નામે.

વિવેચન—ઔદારિકાદિક શરીરના પુદ્દગળ-પૂર્વે બાંધેલા અને નવા બંધાતા, તેનો સમ્યક પ્રકારે બંધ કરે છે. જતુ કહેતાં લાખનીપરે એટલે જેમ લાક્ષા બે કાષ્ટનો બંધ કરે-એકીભાવ કરે તેમ, ગૃહીત અને ગૃહ્યમાણ પુદ્દગળને એકકરે તે [1]બંધન નામ કહીએ, તે ઔદારિકાદિક શરીરને નામે પાંચ ભેદે છે. ઔદારિક બંધન ૧, વૈક્રિય બંધન ૨, આહારક બંધન ૩, તૈજસબંધન ૪, કાર્મ્મણ બંધન નામકર્મ ૫. ૩૫

---

* ઔદારિક આદિ બધન જાણવું.

૧ જે કર્મવડે આત્મા, પૂર્વે ગ્રહણ કરેલા ઔદારિકાદિ પુદ્દગલોની સાથે નવા ગ્રહણ કરાતા ઔદારિકાદિ પુદ્દગલોને અન્યોઅન્ય એકત્ર કરે-જોડે, તે ઔદારિકાદિ બંધનનામકર્મ જાણવું.

## પાંચ સંઘાતનનું સ્વરૂપ

જં સંઘાયઇ ઉરલાઇ,-પુગ્ગલે તિ(ત)ણગણ વ દંતાલી।
તં સંઘાય બંધણુ-મિવ તણુનામેણ પંચવિહં ॥૩૬॥

જં—જે
સંઘાયઇ—એકઠા કરે
ઉરલાઇ—ઔદારિકાદિ
પુગ્ગલે—પુદ્દગલો પ્રત્યે
તણગણં વ—તૃણના સમૂહની પેઠે
દંતાલી—દંતાલી, ખંપાળી
તં—તે
સંઘાય—સંઘાતન નામ
બંધણમિવ—બંધણની પેરે
તણુનામેણ—શરીરના નામે
પંચવિહં—પાંચ ભેદે છે

વિવેચન—જે કર્મ ઔદારિકાદિક ભાવપણે પરિણમ્યા પુદ્દગળપ્રત્યે સંઘાતે (એકઠા કરે) જેમ તૃણના સમૂહ પ્રત્યે દંતાલી એકઠા કરે તેમ, તે સંઘાતન નામ કર્મ કહીએ. બંધનનીપરે શરીરને નામે કરીને તે પાંચ ભેદેછે.-ઔદારિક સંઘાતન ૧, વૈક્રિયસંઘાતન ૨, આહારકસંઘાતન ૩, તૈજસ સંઘાતન ૪, અને કાર્મણ સંઘાતન નામકર્મ ૫. ૩૬

---

## પંદર બંધનનું વર્ણન

ઓરાલવિઉવ્વાહારયાણ, સગતેઅકમ્મજુત્તાણ ॥
નવબંધણાણિ ઇઅર દુ, સહિયાણ તિન્નિ તેસિં ચ*॥૩૭॥

*(पाठांतर गाथा) उरलाण उ सगतय-कम्मसाहिआण पण चउ ति पधा ॥ पदमाण सेसकम्माद । तिण्णि इय पनर बंधणया ॥ ३७ ॥

ભાવાર્થ—ઔદારિક આદિ પાંચ શરીરના વર્ગ પોતાની સાથે પાંચ

ઓરાલ–ઔદારિક.
વિઉવ્વ–વૈક્રિય તથા.
આહારયાણં–આહારકના.
સગ–પોતપોતાની સાથે જોડતાં.
તેઅ–તૈજસ સાથેના.
કમ્મજુત્તાણં–કાર્મણ સાથેના.
નવબંધણાણિ–નવ બંધનો થાય.
ઇઅર–ઇતર, બીજા.
દુ–બે ( તૈજસ, કાર્મણ )
સહિઆણં–સહિત કરતાં.
તિન્નિ–ત્રણ બંધન.
તેસિં–તેમના ( તૈજસ, કાર્મણના. )

અર્થ—ઔદારિક, વૈક્રિય અને આહારકને ૧ પોતાની સાથે, ૨ તૈજસની સાથે અને ૩ કાર્મણની સાથેના ( દરેકના ત્રણ ત્રણ મળી ) નવ બંધન થયા; બીજા ( તૈજસ, કાર્મણ ) બે સાથેના ત્રણ; અને ત્રણ તે ( તૈજસ, કાર્મણ ) ના ( મળી કુલ ૧૫ બંધન થયા ) ૩૭

વિવેચન—ઔદારિક, વૈક્રિય અને આહારક ને પોતાસાથે તથા તૈજસસાથે તથા કાર્મણસાથે યુક્ત કરતાં ત્રણ ત્રણ એમ

---

બંધન, તૈજસ શિવાય ચાર શરીરને તૈજસ સાથે ચાર બંધન અને તૈજસ કાર્મણ વિના ત્રણ શરીરને કાર્મણસાથે ત્રણ બંધન; પહેલાના ત્રણ શરીરને તૈજસ કાર્મણની સાથે ત્રણ બંધન, એ પ્રકારે ૫ દર બંધન જાણવા. તે આ પ્રમાણે,–૧ ઔદારિક ઔદારિક બંધન, ૨ વૈક્રિય વૈક્રિય બંધન, ૩ આહારક આહારક બંધન, ૪ તૈજસ તૈજસ બંધન, ૫ કાર્મણ કાર્મણ બંધન, ૬ ઔદારિક તૈજસ બંધન, ૭ વૈક્રિય તૈજસબંધન, ૮ આહારક તૈજસ બંધન, ૯ કાર્મણ તૈજસ બંધન, ૧૦ ઔદારિક કાર્મણ બંધન, ૧૧ વૈક્રિય કાર્મણ બંધન, ૧૨ આહારક કાર્મણ બંધન, ૧૩ ઔદારિક તૈજસ કાર્મણ બંધન, ૧૪ વૈક્રિય તૈજસ કાર્મણ બંધન અને ૧૫ આહારક તૈજસ કાર્મણ બંધન.

નવ બંધન થાય તે કેમ? ઔદારિક ઔદારિક બંધન ૧, ઔદારિક તૈજસબંધન ૨, ઔદારિક કાર્મણબંધન ૩, વૈક્રિય વૈક્રિયબંધન ૪, વૈક્રિય તૈજસ બંધન ૫, વૈક્રિય કાર્મણ બંધન ૬, આહારક આહારકબંધન ૭, આહારક તૈજસબંધન ૮, આહારક કાર્મણ બંધન ૯, વળી તે ત્રણને તેજસ કાર્મણ એએ યુક્ત કરતા ત્રણ બંધન થાય. ઔદારિક તૈજસકાર્મણ બંધન ૧૦, વૈ૦ તૈ૦ કા૦ બં૦ ૧૧, આહા૦ તૈ૦ કા૦ બં૦ ૧૨, અને તૈજસ કાર્મણના પરસ્પરે ૩ બંધન તે કેમ? તૈજસ તૈજસ બંધન ૧૩, તૈજસ કાર્મણબંધન ૧૪, કાર્મણ કાર્મણ બંધન ૧૫ એ ૧૫ દશબંધન જાણવા. ૩૭

---

## છ સંઘયણનું સ્વરૂપ

સંઘયણમટ્ઠિનિચઓ, તં છદ્ધા વજ્જરિસહનારાય ॥
તહ રિસહનારાય, નારાય અદ્ધનારાય ॥૩૮॥

---

૧ અહીં કોઈ પ્રશ્ન કરે કે પાંચ શરીરના દ્વિકાદિ સંયોગે ૧૬ બંધન થાય છે, તો ૧૫ બંધન કેમ કહ્યાં? તેનો ઉત્તર કહે છે કે ઔદારિક, વૈક્રિય અને આહારક એ ત્રણ શરીર પરસ્પર વિરુદ્ધ હોવાથી તેનો બંધ થતો નથી તેથી ૧૬ [illegible] બંધ થાય છે અધિક થતા [illegible] વળી કોઈ એવી આ[illegible] [illegible] કે જેમ [illegible] તેમ [illegible] બીજાના પરસ્પર સંબંધ [illegible] કેમ [illegible] તેનો [illegible] બંધ થાય [illegible] પરસ્પર [illegible] હોય તો જ [illegible] [illegible] તેનો સંબંધ કરાય છે પરંતુ અહીંયા

**કીલિઅ છેવટ્ઠં ઇહ, રિસહો પટ્ટો અ કીલિઆ વજ્જં ॥**
**ઉભઓ મક્કડબંધો, નારાયં ઇમમુરાલંગે ॥ ૩૯ ॥**

**સંઘયણું**—સંઘયણ.
**અટ્ઠિ**—અસ્થિનો.
**નિચઓ**—સમૂહ—રચના વિશેષ.
**તં છદ્ધા**—તે છ પ્રકારે.
**વજ્જરિસહનારાયં**—વજ્રઋષભ નારાચ.
**તહ ય**—તેમજ.
**રિસહંનારાયં**—ઋષભ નારાચ.
**નારાયં**—નારાચ.
**અદ્ધનારાયં**—અર્દ્ધનારાચ.
**કીલિઅ**—કીલિકા.
**છેવટ્ઠં**—છેવટ્ઠું.
**ઇહ**—અહીંઆં.
**રિસહોપટ્ટો**—ઋષભ તે પાટો.
**કીલીઆ**—ખીલી.
**વજ્જં**—વજ્ર તે.
**ઉભઓ**—બે પાસે.
**મક્કડબંધો**—મર્કટ બંધ.
**નારાયં**—નારાચ.
**ઇમં**—એ સંઘયણ.
**ઉરાલંગે**—ઔદારિક શરીરે હોય.

**અર્થ**—હાડકાનો સમૂહ (રચના) તે [1]સંઘયણ જાણવું. તે વજ્રઋષભનારાચ તેમજ ઋષભનારાચ, નારાચ, અર્દ્ધ-

---

તેટલા સંઘાતન કેમ નથી કર્યા ? તેનો ઉત્તર કહે છે—તમારી આશંકા અસત્ય છે. જે કારણ માટે લોકને વિષે સ્વજાતિ (પોત પોતાની જાતિ) ને વિષે જે સંયોગ થાય તેનેજ શુભ ગણેલો છે, તેમ અહીં પણ સ્વશરીર પુદ્ગલનો સ્વશરીર પુદ્ગલો સાથે જે સંયોગ રૂપ સંઘાત તેને શુભ ગણેલો છે. એ પ્રકારે પ્રધાનપણું જણાવવાને અર્થે પાંચજ સંઘાતો ગણાવ્યા છે.

૧ જેનાવડે શરીર પુદ્ગલો દઢ કરાય તે અસ્થિનિચય—હાડની રચના એટલે સંઘયણ જાણવું.

નારાચ, કિલિકા અને છેવટ્ઠુ એમ ૭ પ્રકારે છે અહીં ઋષભ તે પાટો અને વજ્ર તે ખીલી, બે પાસાનો મર્કટ બંધ તે નારાચ કહેવાય છે. આ સંઘયણ ઔદારિક શરીરે હોય. ૩૮-૩૯

વિવેચન—હવે સંઘયણ કહે છે-અસ્થિ-હાડનો નિચય-રચના વિશેષ અર્થાત્ શરીરના પુદ્ગળનું દૃઢપણું તે સંઘયણ કહીએ. તે સંઘયણ ૭ ભેદે છે તે કહે છે. હાડની સંધિ, નારાચ તે મર્કટબંધ, તે ઉપરે ઋષભ તે હાડનો પાટો, તે ઉપરે તે ત્રણેને ભેદે (વિંધે) એવો વજ્ર તે ખીલો, એ ત્રણે યુક્ત હોય તે વજ્ર ઋષભનારાચ સંઘયણ કહીએ ૧, તેમ નારાચ તે મર્કટબંધ તે ઉપરે ઋષભ તે પાટો હોય પણ ખીલી ન હોય, તે ઋષભનારાચ સંઘયણ ૨, કેવળ મર્કટબંધજ હોય પણ પાટો ખીલી ન હોય તે નારાચ ૩, એક પાસે મર્કટબંધ હોય બીજે છેડે[1] પાધરૂ હાડ હોય તે અર્ધનારાચ સંઘયણ ૪, ૩૮. વચ્ચે ખીલીજ હોય મર્કટબંધ પણ ન હોય તે કીલિકા સંઘયણ ૫, બે પાસે હાડેહાડ અડી રહ્યા હોય તે છેવટ્ઠુ સંઘયણ ૬ અહીં સંઘયણ વિષે ઋષભ તે પાટો કહીએ, બે હાડ ઉપર વીંટાઈ રહ્યો હોય તે અને વજ્ર તે ખીલી બે હાડ અને બે પાસે પાટાને ભેદીને રહે એવી. અને બે પાસે મર્કટબંધ હોય તે નારાચ કહીએ જેમ મર્કટ તે વાનરનું બાળક માતાને હૈયે વળગી રહે તે મર્કટબંધ. એ ૭ ૬ સંઘયણ તે ઔદારિક શરીરને વિષેજ હોય, વૈક્રિય આહારક શરીરે ન[2] હોય. ગર્ભજ તિર્યંચ અને મનુષ્યને ૭

---

૧ અર્ધનારાચ સંઘયણમાં એક પાસે મર્કટ બંધ અને એક પાસે ખીલી હોય એમ સ્વોપજ્ઞ ટીકામાં કહેલ છે

૨ વૈક્રિય અને આહારક શરીરને હાડકા નથી તેથી તેને સંઘયણ ન હોય

સંઘયણ હોય અને વિકલેંદ્રિયને છેવઠું સંઘયણજ હોય અને એકેંદ્રિય અસંઘયણી હોય. ૩૯

---

## ૭ સંસ્થાન અને પાંચવર્ણના નામ.

સમચઉરંસં નિગ્ગોહ, સાઇ ખુજ્જાઇ વામણં હુંડં ॥
સંઠાણા વણ્ણા કિણ્હ-નીલલોહિઅહલિદ્દસિઆ ॥૪૦॥

સમચઉરંસં-સમચતુરસ્ર.
નિગ્ગોહ-ન્યગ્રોધપરિમંડળ.
સાઇ-સાદી.
ખુજ્જાઇ-કુબ્જ.
વામણં-વામન.
હુંડં-હુંડક.
સંઠાણા-સંસ્થાનો.
વણ્ણા-વર્ણા.
કિણ્હ-કૃષ્ણ વર્ણ નામકર્મ.
નીલ-નીલો વર્ણ.
લોહિય-લાલવર્ણ.
હલિદ્દ-પીત વર્ણ.
સિઆ-શ્વેતવર્ણ.

અર્થ—સમચતુરસ્ર, ન્યગ્રોધપરિમંડળ, સાદિ, કુબ્જ, વામન અને હુંડ (છ) સંસ્થાનો જાણવા. કૃષ્ણ, નીલ, રક્ત, પીત અને શ્વેત એ (પાંચ) વર્ણો જાણવા. ૪૦

વિવેચન—હવે સંસ્થાન કહે છે-શરીરનો આકાર તે સંસ્થાન કહીએ ત્યાં પર્યંકાસને બે ઢીંચણનું અંતર ૧, જમણો ખભો અને ડાબો ઢીંચણ તેનું અંતર ૨, ડાબો ખભો અને જમણા ઢીંચણનું અંતર ૩, પલાંઠીનું મધ્ય અને નિલાડનું અંતર ૪, એ ચારે હાંસે સરખું અને સર્વાંગે સુંદર હોય તે સમચતુરસ્ર સંસ્થાન કહીએ. ૧ નાભિ ઉપર

સંપૂર્ણ સુંદર અવયવ હોય અને હેઠે હીનાધિક હોય તે ન્યગ્રોધ પરિમંડળ ૨ નાભિથી નીચે સંપૂર્ણ અવયવ હોય અને ઉપરે હીનાધિક હોય તે સાદિ ૩. હાથ, પગ, મસ્તક અને ગ્રીવા (ડોક) સુલક્ષણ હોય અને હૃદય, પેટ હીન હોય તે કુબ્જ ૪, હૃદયતથા પેટ સુલક્ષણ અને હાથ, પગ, શિર અને ગ્રીવા કુલક્ષણ હોય તે વામન ૫, સર્વ અંગોપાંગે કુલક્ષણ હીનાધિક હોય તે હુંડસંસ્થાન ૬ તેમા દેવતા સર્વને સમચતુરસ્રસંસ્થાન હોય ગર્ભજ તિર્યંચ મનુષ્યને છ સંસ્થાન હોય. શેષ સર્વ જીવને હુંડ સંસ્થાન હોય એ છ સંસ્થાન કહ્યા. હવે વર્ણ પાંચ કહે છે-કૃષ્ણવર્ણ-કાજળ જેવો ૧, નીલો-પોપટની પાખ જેવો ૨, રાતો-મજીઠ જેવો ૩, પીળો-હળદર જેવો ૪, શ્વેત-ધોળો શંખ જેવો ૫ ૪૦

---

બે ગંધ, પાંચરસ, અને આઠ સ્પર્શના નામ.

સુરહિદુરહી રસા પણ, તિત્તકડુકસાયઅંબિલા મહુરા॥
ફાસા ગુરૂલહુમિઉખર,–સીઉણ્હસિણિદ્ધરૂખ્ખટ્ઠા ॥૪૦॥

| | |
|---|---|
| સુરહિ-સુરભિગંધ | ગુરૂ-ભારે |
| દુરહી-દુરભિગંધ | લહુ-લઘુ ( હલકો ) |
| રસાપણ-રસ પાંચ | મિઉ-મૃદુ ( કોમલ ) |
| તિત્ત-તિક્તરસ, કડવો | ખર-ખર ( ખરસટ ) |
| કડુ-કટુ રસ, તીખો | સી-શીત |
| કસાય-કષાયેલો રસ | ઉણ્હ-ઉષ્ણ |
| અંબિલા-ખાટો રસ | સિણિદ્ધ-સ્નિગ્ધ (ચીકણો) |
| મહુરા-મધુર રસ | રૂખ્ખ-રૂક્ષ (લુખો) |
| ફાસા-સ્પર્શ | અટ્ઠા-એ આઠ સ્પર્શ |

વિવેચન—હવે બે ગંધ કહે છે-સુગંધ કસ્તુરી જેવો ૧, દુર્ગંધ લસણ જેવો ૨. હવે પાંચરસ કહે છે-તિક્તરસ નિંબવત્ ૧, કટુકરસ સુંઠ મરિ જેવો ૨, કષાયરસ ત્રિફળાદિક જેવો ૩, આમ્લ-ખાટો રસ આંબલી પ્રમુખ જેવો ૪, મધુર-મીઠો રસ શર્કરાદિક જેવો ૫. હવે સ્પર્શ ૮ કહે છે-ગુરૂ-ભારે સ્પર્શ લોહાદિક જેવો ૧, લઘુ સ્પર્શ-અર્ક તૂલાદિ જેવો ૨, મૃદુ સ્પર્શ-નવનીત (માખણ) જેવો ૩, ખર-કર્કશ સ્પર્શ-કરવત જેવો ૪, શીત સ્પર્શ-હિમ જેવો ૫, ઉષ્ણ સ્પર્શ-અગ્નિ જેવો ૬, સ્નિગ્ધ (ચીકણો) સ્પર્શ-તૈલાદિ જેવો ૭, રૂક્ષ (લુખો) સ્પર્શ-ભસ્મ (રાખ) જેવો ૮, એ ૮ સ્પર્શ. ૪૧.

---

## શુભઅશુભવર્ણચતુષ્ક.

નીલકસિણં દુગંધં, તિત્તં કડુઅં ગુરૂં ખરં રૂખ્ખં ॥
સીઅં ચ અસુહનવગં, ઇક્કારસગં સુભં સેસં ॥૪૨॥

| | |
|---|---|
| નીલ-નીલોવર્ણ. | કડુઅં-કટુ, તીખો. |
| કસિણં-કૃષ્ણવર્ણ. | ગુરૂં-ભારે સ્પર્શ. |
| દુગંધં-દુર્ગંધ. | ખરં-કર્કશ સ્પર્શ. |
| તિત્તં-તિક્ત, કડવો. | રૂખ્ખં-લુખો સ્પર્શ. |
| સીઅં-શીતસ્પર્શ. | ઇક્કારસગં-અગિઆર. |
| અસુહ નવગં-અશુભની નવ પ્રકૃતિ. | સુભં-શુભ. |
| | સેસં-બાકીની. |

વિવેચન—એ વર્ણાદિક ૨૦ પ્રકૃતિ માંહે શુભ અશુભ કહે છે-નીલોવર્ણ ૧, કાળોવર્ણ ૨, દુર્ગંધ ૩, તિક્તરસ ૪,

કટુકરસ ૫, ગુરૂસ્પર્શ ૬, કર્કશ સ્પર્શ ૭, રૂક્ષ સ્પર્શ ૮, શીત સ્પર્શ ૯, એ નવ પ્રકૃતિ અશુભ જાણવી. શેષ (બાકી) ઈગ્યાર ૧૧, શુભ-ઉત્તમ જાણવી ૪૨

---

ચઉહગઇવ્વણુપુવ્વી,ગઇપુવ્વિદુગ તિગ નિયાઉજુઅ॥
પુવ્વીઉદઓ વક્કે, સુહઅસુહવસુટ્ટવિહગગઈ॥૪૩॥

| | |
|---|---|
| ચઉહ-ચારભેદે | પુવ્વીઉદઓ-આનુપૂર્વીનો ઉદય |
| ગઇવ્વ-ગતિનીપેરે | વક્કે-વક્ર ગતિએ હોય |
| અણુપુવ્વી-આનુપૂર્વી | સુહ-શુભ |
| ગઇ પુવ્વિદુગ-ગતિ, આનુપૂર્વી મળીદ્વીક | અસુહ-અશુભ |
| નિઆઉજુઅ-પોતાના આયુ સહિત કરતા | વસ-વૃષભ |
| તિગ-ત્રિક થાય | ઉટ્ટ-ઉટ |
| | વિહગગઈ-વિહાયો ગતિ |

અર્થ—ચાર પ્રકારની ગતિની પેઠે આનુપૂર્વી જાણવી, ગતિ અને આનુપૂર્વી તે દ્વિક જાણવુ અને પોતાના આયુષ્યે સહિત ગતિ, આનુપૂર્વી તે ત્રિક કહેવાય છે આનુપૂર્વીનો ઉદય વક્રગતિમા હોય. વૃષભની શુભ [1]વિહાયોગતિ અને ઉટની અશુભ વિહાયોગતિ જાણવી. ૪૩

વિવેચન—ચાર ગતિની પરે ચાર આનુપૂર્વી જાણવી. નરકાનુપૂર્વી ૧, તિર્યંચાનુપૂર્વી ૨, મનુષ્યાનુપૂર્વી ૩, દેવાનુપૂર્વી ૪, એ આનુપૂર્વી પોતપોતાની ગતિ સાથે બધાય,

૧ અહી દેવાદિગતિથી ભિન્નપણુ દર્શાવવા માટે વિહાયોગતિ નામ આપ્યુ છે, આકાશમા ગમન ક્રિયા તે વિહાયોગતિ-ચાલ

ગતિ સાથે ઉદય આવે, વેદાય, તે માટેજ જ્યાં દુગં કહ્યું હોય ત્યાં ગતિ અને આનુપૂર્વી કહેવી. તિગં કહ્યું હોય તો ત્યાં ગતિ ૧, આનુપૂર્વી ૨, આઉખું ૩, એ ત્રણ કહેવાં. આનુપૂર્વીનો ઉદય તે તે ગતિએ જતાં વાટે (રસ્તામાં) વિગ્રહ ) ગતિમાં હોય. તે બે ત્રણ સમયની વિગ્રહ ( વક્ર ) ગતિએ વર્તતા જીવને બળદની નાથ સરખી આનુપૂર્વી ઉદય આવીને પોતાની ગતિએ લઇ જાય. હવે વિહાયોગતિ બે ભેદ કહે છે શુભ વિહાયોગતિ ૧, અશુભ વિહાયોગતિ ૨. વૃષભ ગજ હંસાદિકનીપરે ચાલે તે શુભ વિહાયોગતિ ૧, અને ઊંટ ખર તીડનીપરે ચાલે તે અશુભ વિહાયોગતિ ૨. આકાશે ચાલવું તે વિહાયોગતિ કહીએ, તે ત્રસ જીવને હોય. ૪૩

---

## પરાઘાત નામ કર્મ અને શ્વાસોશ્વાસ નામ કર્મનું સ્વરૂપ.

પરઘાઉદયા પાણી, પરેસિ બલિણંપિ હોઇ દુદ્ધરિસો ॥
ઊસસણલદ્ધિજુત્તો, હવેઇ ઊસાસનામવસા ॥ ૪૪ ॥

| | |
|---|---|
| પરઘા—પરાઘાત નામ કર્મના. | દુદ્ધરિસો—દુઃખે જીતવાયોગ્ય. |
| ઉદયા—ઉદયથી. | ઊસસિણ—શ્વાસોશ્વાસ. |
| પાણી—પ્રાણી. | લદ્ધિજુત્તો—લબ્ધિ યુક્ત. |
| પરેસિ—બીજા. | હવેઇ—હોય. |
| બલિણંપિ—બળવંતને પણ. | ઊસાસનામ—શ્વાસનામકર્મના |
| હોઇ-હોય. | વસા—વશે કરી. |

વિવેચન—હવે આઠ પ્રત્યેક પ્રકૃતિનો અર્થ કહે છે. પરાઘાત નામ કર્મના ઉદયથી પરને-બળિયાને પણ દુર્ધર્ષ-

દુસહ થાય. મોટી સભાને વિષે ગયો થકો પણ સર્વને ક્ષોભ પમાડે તે પરાઘાત નામ કહીએ પરાન્ આહતાતિ પરાઘાત ૧, શ્વાસોશ્વાસ લેવાની લબ્ધિવાળો હોય,-શ્વાસોશ્વાસ લે-તે ઉશ્વાસનામકર્મના[1] ઉદયથકી, તે પર્યાપ્તાને ઉદયે હોય ૨, ૪૪

---

## આતપ નામકર્મનું સ્વરૂપ.

રવિબિંબે ઉ જિઅંગં, તાવજુઅં આયવાઉ ન ઉ જલણે॥
જમુસિણફાસસ્સ તહિં, લોહિઅવણ્ણસ્સ ઉદઉત્તિ॥૪૫॥

| | |
|---|---|
| રવિબિંબે-સૂર્યબિંબને વિષે | આયવાઉ-આતપના ઉદયે |
| ઉ-નિશ્ચે | ન ઉ જલણે-અગ્નિકાયના શરીરે |
| જિઅંગં-(રત્નના)જીવનું અંગ | વળી ન હોય |
| તાવજુઅં-તાપયુક્ત | |

---

[1] જે કર્મના ઉદયથી આત્માને શ્વાસોશ્વાસ ( ઉંચો શ્વાસ અને નીચો શ્વાસ-શ્વાસ લેવો મૂકવો ) લબ્ધિ થાય તેનું નામ શ્વાસોશ્વાસ નામ કર્મ એ શ્વાસોશ્વાસ લબ્ધિ કર્મના ઉદયથી થાય માટે ઔદયિકી છે જો કે સર્વ લબ્ધિઓ ક્ષાયોપશમિકી છે, તો-પણ વૈક્રિય અને આહારક લબ્ધિ ઔદયિકી પણ સંભવે છે, ત્યાં વીર્યાંતરાયનો ક્ષયોપશમ પણ નિમિત્તભૂત છે તેથી ઔદયિકપણું છતે ક્ષાયોપશમિકપણું હોય તેમાં કાંઇ વિરૂદ્ધતા નથી તેમ ઉક્ત લબ્ધિ આશ્રયી જાણવું નામ કર્મથી લબ્ધિ થાય, શ્વાસોશ્વાસ યોગ્ય પુદ્ગલ ગ્રહણ કરી શ્વાસોશ્વાસપણે પરિણમાવી અવલંબી મૂકવાની શક્તિ તે શ્વાસોશ્વાસ પર્યાપ્તિ અને શ્વાસોશ્વાસ લેવા મૂકવાનો વ્યાપાર -ક્રિયા તે શ્વાસોશ્વાસ પ્રાણ જાણવો

| | |
|---|---|
| જમુસિણફાસસ્સ-જે માટે ઉષ્ણ સ્પર્શનો. | લોહિઅવણ્ણસ્સ-રાતાવર્ણનો |
| તહિં-તે અગ્નિના શરીરે. | ઉદઉત્તિ-ઉદય છે એમ જાણવું. |

વિવેચન--સૂર્યના બિંબને વિષે પૃથ્વીકાઈયા પર્યાપ્તા જીવનુંજ શરીર તાપ યુક્ત હોય, પોતે શીતળછતાં ઉષ્ણ પ્રકાશ કરે, તે આતપનામ કર્મના ઉદયથી. એ ટાળી બીજામાં આતપનામ ન હોય. અગ્નિકાયને વિષે આતપનામ ન હોય, જે માટે અગ્નિને વિષે તો ઉષ્ણ સ્પર્શનો ઉદય છે અને લોહિત તે રાતા વર્ણનો ઉદય છે, તેણે કરીને ઉષ્ણતા અને રાતો પ્રકાશ કરે છે. ૪૫

---

## ઉદ્યોતનામકર્મનું સ્વરૂપ.

અણુસિણપયાસરુવં,જિઅંગમુજ્જોઅએ ઇહુજ્જોઆ॥
જઇદેવુત્તરવિક્કિઅ,-જોઇસખજ્જોઅમાઇવ્વ ॥૪૬॥

| | |
|---|---|
| અણુસિણ-શીત. | જઇ-યાત. |
| પયાસરુવં-પ્રકાશરૂપ. | દેવ-દેવવડે. |
| જિઅંગં-જીવનું અંગ. | ઉત્તરવિક્કિય-કરાયેલ ઉત્તર વૈક્રિય રૂપ. |
| ઉજ્જોઅએ-ઉદ્યોત કરે. | જોઇસ-જ્યોતિષી. |
| ઇહ-અહીંઆં. | ખજ્જોઅમાઇવ્વ-ખદ્યોત-ખજુઆ આદિની પેરે. |
| ઉજ્જોઆ-ઉદ્યોત નામ કર્મના ઉદયથી. | |

વિવેચન--ઉષ્ણ નહિ એવા(શીત)પ્રકાશરૂપ જે જીવનું શરીર ઉદ્યોત કરે-દિપે, ઇહાં લોકને વિષે તે ઉદ્યોત નામ કર્મના ઉદયથકી. યતિનું અને દેવતાનું ઉત્ત વૈક્રિય શરીર જ્યોતિષીનાં વિમાન ( વિમાનના પૃથ્વીકાઈયા જીવો ),

ખજૂઓ (આગીયા) ચોરેંદ્રિયજીવ આદિ શબ્દથકી ઐાપધિ, મણિ, રત્નાદિક એહને વિષે ઉદ્યોત નામનો ઉદય હોય, તેની પેઠે. તેઊવાઊમા ન હોય. ૪૬

## અગુરૂલઘુ અને તીર્થંકર નામ કર્મ

અ ગ ન ગુરૂ ન લહુઅ, જાયઇ જીવસ્સ અગુરૂલહુઉદયા;
તિત્થેણતિહુઅણસ્સવિ, પુજ્જો સે ઉદઓ કેવલિણો ॥૪૭॥

| | |
|---|---|
| અ ગ–શરીર | તિત્થેણ–તીર્થંકર નામ કર્મના ઉદયથી |
| ન ગુરૂ–નહીં ભારે | તિહુઅણસ્સવિ–ત્રણ ભુવનને પણ |
| ન લહુઅ–નહીં હળવુ | પુજ્જો–પૂજનિક |
| જાયઇ–હોય, થાય છે | સે ઉદઓ–તેનો ઉદય |
| જીવસ્સ–જીવને | કેવલિણો–તીર્થંકર કેવલીનેહોય. |
| અગુરૂલહુ–અગુરૂ લઘુના | |
| ઉદયા–ઉદયથી | |

વિવેચન—જે જીવનુ શરીર અત્યંત ગુરૂ (ભારે) ન હોય, અત્યંત લઘુ-હળુઉં પણ ન હોય, સમ શરીર હોય તે અગુરૂલઘુ નામ કર્મના ઉદય થકી. ૧ તીર્થંકર નામ કર્મને ઉદયે કરીને ત્રિભુવનમાંહી દેવદાનવ માનવને પણ પૂજનિક હોય, તે તીર્થંકર નામનો ઉદય કેવળજ્ઞાન ઉપને જ થાય છદ્મસ્થને ન હોય, પણ જેણે પૂર્વે તીર્થંકર નામ બાંધ્યુ હોય એવા છદ્મસ્થને હોય, અને સર્વ કેવળીને પણ ન હોય. ૬ ૪૭

---

૧ તીર્થંકર નામ કર્મનો ઉદય તીર્થંકરનેજ કહ્યો તે રસો ૧ જાણવો, પ્રદેશોદય તો ત્રીજે ભવે ચોથે ગુણઠાણે તીર્થંકર

## નિર્માણ અને ઉપઘાત નામ કર્મ.

**અંગોવંગનિઅમણં, નિમ્માણં કુણઇ સુત્તહારસમં;**
**ઉવઘાયા ઉવહમ્મઇ, સતણુવયવલંબિગાઈહિં ॥૪૮॥**

અંગોવંગ–અંગોપાંગનું.
નિયમણં–નિયમિતપણું.
નિમ્માણં–નિર્માણ નામ કર્મ.
કુણઇ–કરે.
સુત્તહાર–સુતાર.
સમં–સરખું.
ઉવઘાયા–ઉપઘાત નામ કર્મના ઉદયથી.
ઉવહમ્મઇ–હણાય, નાશપામે.
સતણુ–પોતાના શરીરના.
અવયવ–અવયવો.
લંબિગાઈહિં–પડજીભી આદિકે કરી.

અર્થ—નિર્માણ નામકર્મ અંગોપાંગની રચના કરે, તે સૂત્રધાર સરખું જાણવું. ઉપઘાત નામ કર્મના ઉદયથી પોતાના શરીરના અવયવ લાંબિકાદિવડે હણાય છે ૪૮

---

નામ નિકાચિત કર્યાં પછી અંતમુહૂર્તેજ થાય છે, તેને લીધે અન્ય પ્રાણી કરતાં તેમની આજ્ઞા, ઐશ્વર્ય, વચન આદેયતા વગેરે વિશેષ હોય તથા જે ભવે તીર્થંકરપણે ઉત્પન્ન થાય તે ભવમાં તેમના પાંચે કલ્યાણક મહોત્સવમાં ઇંદ્રાદિ પૂજે, આહાર નીહાર કોઇ દેખે નહિ, રોગ રહિત સુગંધિ પરસેવો હોય, કાયા નિર્મળ અને શ્વાસોશ્વાસ સુગંધી હોય, લોહી માંસ શ્વેત હોય. એ ચાર અતિશય જન્મથી હોય ચાર ઘાતી કર્મનો ક્ષય કરવાથી રસોદય હોય, તેને લીધે સમવસરણાદિ વિભૂતિ હોય, વાણીના પાંત્રીશ ગુણે ભવ્ય જીવને પ્રતિબોધી ચતુર્વિધ સંઘની સ્થાપના કરે, દેશના અફળ જાય નહિ, ચોત્રીશ અતિશયવંત હોય.

વિવેચન—અંગોપાંગનુ નિપજાવવુ તે નિર્મ્માણ[1] નામ કર્મ તેથી તે સૂત્રધાર સરખુ છે. જેમ સૂત્રધાર કાષ્ટ પાષાણની પૂતળી ઘડે-ઘાટમા લાવે તેમ નિર્મ્માણ નામ પણ જાણવુ ૭ ઉપઘાત નામ કર્મ્મના ઉદય થકી જીવ પોતાના શરીર અવયવ અધિકા ઓછા લંબિકા-પડજીભી, ગ્સોલી, મસ, હુરસ, ચોરદંત, પડગુલી પ્રમુખે કરીને હણાય, દુખ પામે. ૮ ૪૮

### ત્રસ, બાદર અને પર્યાપ્ત નામ કર્મ

બિતિચઉપણિ દિઅતસા,બાયરઓબાયરાજિઆથૂલા;
નિઅનિઅપજ્જત્તિજુઆ,પજ્જત્તા લદ્ધિકરણેહિ ॥૪૯॥

| | |
|---|---|
| બિતિચઉ-બે ઇંદ્રિય, તે ઇંદ્રિય, ચૌરિંદ્રિય | થૂલા-સ્થૂલ, મોટા |
| પણિંદિઅ,-પંચે દ્રિય | નિઅનિઅ-પોતપોતાની |
| તસા-ત્રસ નામ કર્મના ઉદયથી | પજ્જત્તિ-પર્યાપ્તિ |
| બાયરઓ-બાદર નામ કર્મના ઉદયથી | જુઆ-યુક્ત, સહિત |
| બાયરા-બાદર | પજ્જત્તા,-પર્યાપ્ત નામ કર્મના ઉદયથી |
| જીઆ-જીવો | લદ્ધિ-લબ્ધિએ કરી |
| | કરણેહિ-કરણે કરી |

અર્થ—ત્રસનામ કર્મના ઉદયથી (જીવ)બે ઇંદ્રિય,તેઇંદ્રિય અને ચૌરિંદ્રિયપણ પામે છે. બાદર નામ કર્મના ઉદયથી જીવો બાદર સ્થૂલ(મોટા)થાય છે પર્યાપ્ત નામ કર્મના ઉદયથી પોતપોતાની પર્યાપ્તિએ યુક્ત હોય, તે પર્યાપ્તા લબ્ધિ અને કરણવડે બે પ્રકારે જાણવા ૪૯

1 અંગોપાંગને પોતપોતાને ઠેકાણે જ્યાંજે જોઈએ ત્યાંની વ્યવસ્થા કરનાર નિર્માણ નામ કર્મ

વિવેચન—હવે ત્રસ દશકાનો અર્થ કરે છે. ત્રસ નામકર્મના ઉદયથી બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, પંચેંદ્રિયપણું પામે તે [1]ત્રસ કહિયે. ૧, બાદર નામ કર્મના ઉદયથકી બાદરપણું પામે, એક તથા અનેક તથા અનંતા જીવનાં સંખ્યાતાં અસંખ્યાતાં પણ શરીર ભેળાં મળ્યાં થકાં પણ નજરે દીસે તે બાદર કહિયે. ૨, જે જીવને જેટલી પર્યાપ્તિ હોય તેટલી આપ આપણી પર્યાપ્તિયુક્ત સહિત હોય તે પર્યાપ્ત નામ કર્મનો ઉદય કહિયે. ૩, તે પર્યાપ્તા બે ભેદે લબ્ધિપર્યાપ્તા ૧ અને કરણ પર્યાપ્તા. ૨. ૪૯

---

[2]पर्याप्तिस्वरूपं यथा—आहारशरीरिंदिअ, पज्जत्ती आणपाणभासमणो।
चउ पंच पंच छप्पिअ, इग विगलासन्निसन्नीणं ॥ १ ॥

ભાવાર્થ—જેણે કરીને આહાર લીધો થકો રસ, ખલાદિરૂપપણે પરિણમાવે તે આહાર પર્યાપ્તિ ૧, તે આહારને રુધિર માંસાદિક સપ્ત ધાતુરૂપ શરીરપણે પરિણમાવે તે શરીર પર્યાપ્તિ. ૨, તે આહાર ધાતુપણે થઈને ઇંદ્રિયપણે પરિણમાવે તે ઇંદ્રિય પર્યાપ્તિ. ૩, જે વડે શ્વાસોશ્વાસ યોગ્ય વર્ગણા ગ્રહીને તે પુદ્ગળ શ્વાસોશ્વાસપણે પરિણમાવી મૂકે તે શ્વાસોશ્વાસ પર્યાપ્તિ ૪, તેમજ વળી ભાષાવર્ગણા યોગ્ય વર્ગણા દ્રવ્ય ગ્રહી તેને વચનપણે પરિણમાવી મૂકે તે ભાષાપર્યાપ્તિ ૫, વળી જે વડે મન યોગ્ય વર્ગણાનાં દલિયાં ગ્રહણ કરી તેને મનપણે પરિણમાવી મૂકે તે મનપર્યાપ્તિ. ૬. એ અનુક્રમે એકેંદ્રિયને ચ્યાર પર્યાપ્તિ હોય. વિકળેંદ્રિયને પાંચ, અસંજ્ઞી પંચેંદ્રિયને પાંચ અને સંજ્ઞી પંચે-

---

૧ તાપાદિકથી પિડાતા જીવનાં ત્રાસ પામી છાયાદિના આશ્રય લેવા બીજે સ્થાને જાય તે ત્રસ.

૨ पुद्गलोपचयजः पुद्गलग्रहणपरिणमनहेतुः शक्तिविशेषः

દ્દયને ૭ પર્યાપ્તિ હોય उक्तच-उक्तंचित व्वाहारे छण्हंपि पज्जत्ति जुगवमारंभो ॥ तिण्ह पढमिगम्मय बीआ अंतोमुहुत्तिआ हवई १ पिहु पिहु असमसमइअ आमुहुत्ता उरालि चउरावापिहु पिहु समया चउरो हुंति वेउव्विआ हारे २ छण्हंपि सममारंभो पढमा समएण अंतमुहु बीआ ॥ ति तुरिअ समए समए सुरेसु पणछट्ठि इगसमए ३ सो लद्धिप ज्जत्तो जो मरई पूरिउ सपज्जत्ती॥लद्धिअपज्जत्ता पुण जो मरइ ता अपूरित्ता ४ न ज्जइवि पूरेइ पर पूरिस्सइ स इह करण अपज्जत्तो॥सो पुण करणपज्जत्तो जेण ता पूरिआ हुंति ५ સર્વ જીવ સર્વ પર્યાપ્તિ સામટી ( એક સાથે ) પ્રારંભ કરતા માટે (જેમ ૭ જણી કાતનારી સાથે કાતતા બેઠી હોય તેમા જે જાડુ કાતે તે કૂકડુ વહેલુ પૂર્ણ કરે અને ઝીણુ કાતે તે મોડુ કોકડુ પૂર્ણ કરે તેમ આ પર્યાપ્તિ સાથે આરંભે અને અનુક્રમે પૂરી કરે ) ત્યા ઔદારિક શરીરી પહેલી પર્યાપ્તિ એક સમયે પૂરી કરે, તે વાર પછી અંતર્મુહૂર્ત્તે બીજી પર્યાપ્તિ પૂરી કરે, તે વાર પછી ત્રીજી અંતર્મુહૂર્ત્તે, એમ ચોથી પાચમી છઠ્ઠી એકેક અંતર્મુહૂર્ત્તે પૂરી કરે વૈક્રિય આહારક શરીરી પહેલી એક સમયે પૂરી કરે, તે વાર પછી બીજી અંતર્મુહૂર્ત્તે પૂરી કરે, તે વાર પછી ત્રીજી, ચોથી, પાચમી, છઠ્ઠી, એકેક સમયે ( અનુક્રમે ) પૂરી કરે દેવતા પાચમી છઠ્ઠી બે એક સમયે પૂરી કરે. જેને જેટલી પર્યાપ્તિ કહિ છે તેટલી પૂરી કરીને મરશે તે લબ્ધિ પર્યાપ્તો. ૧, અને જે અધુરી પર્યાપ્તિએ મરશે તે લબ્ધિ અપર્યાપ્તો ૨, અને જે હજી અપર્યાપ્તો છે પણ પર્યાપ્તો થશે તે કરણઅપર્યાપ્તો ૩ અને જેણે સર્વ પર્યાપ્તિ પૂરી કરી છે તે કરણ[1] પર્યાપ્તો કહિએ.

---

[1] કરણ એટલે ઇંદ્રિય એટલે ઇંદ્રિય પર્યાપ્તિ પૂર્ણ કરે તે કરણ પર્યાપ્તો અને ઇંદ્રિય પર્યાપ્તિ પૂર્ણ કરી ન હોય તે કરણ અપર્યાપ્તો

## કયા કયા જીવોને કેટ કેટલી પર્યાપ્તિ હોય અને તે પુરી કરતાં દરેકમાં કેટલો કાળ (વખત) લાગે તેનું કોષ્ટક.*

| જીવોનાં નામ. | પર્યાપ્તિની સંખ્યા. | આહાર પર્યાપ્તિ. | શરીર પર્યાપ્તિ | ઇંદ્રિય પર્યાપ્તિ | શ્વાસોશ્વાસ પર્યાપ્તિ. | ભાષા પર્યાપ્તિ. | મન પર્યાપ્તિ. |
|---|---|---|---|---|---|---|---|
| એકંદ્રિય. | ૪ | સ | અં | અ | અં | | |
| વિકલેંદ્રિય અને અસંજ્ઞી પંચેંદ્રિય. | ૫ | સ | અ | અં | અં | અં | |
| ઔદારિક શરીરી. | ૬ | સ | અ | અ | અં | અં | અં |
| વૈક્રિય શરીરી અને આહારક શરીરી. | ૬ | સ | અ | સ | સ | સ | સ |
| દેવના | ૬ | સ | અ | સ | સ | સ | |

* આ કોષ્ટકમા જ્યા **સ** છે તે સમય અને **અં** છે તે અંતમુહૂર્તકાળ સમજવો. દરેક જીવો કોઠામાં બતાવ્યા મૂજબ અનુક્રમે પર્યાપ્તિ પૂર્ણ કરે એક પર્યાપ્તિમાં પહેલા ખાનામાં જણાવ્યા મૂજબ વખત લાગે બીજી કરે તેમા પહેલા ઉપરાત બીજાનો વખત ઉમેરવો. એમ અનુક્રમે આગળ આગળમાં પૂર્વની બધી પર્યાપ્તિનો વખત ઉમેરવો. દેવતા પાચમી છઠ્ઠી એક સમયમા પૂરી કરે છે તેથી એનુ એક ખાનુ કર્યુ છે.

## પ્રત્યેક, સ્થિર, શુભ અને સૌભાગ્ય નામકર્મ.

પત્તેઅતણૂ પત્તે,-ઉદએણં દંતઅટ્ઠિમાઇ થિરં ॥
નાભુવરિ સિરાઇ સુહં,સુભગાઓ સવ્વજણઇટ્ઠો॥૫૦॥

| | |
|---|---|
| પત્તેઅતણૂ-પ્રત્યેક જૂદુ શરીર | સિરાઇ-મસ્તક આદિ |
| પત્તે-પ્રત્યેક નામ કર્મના | સુહં-શુભ નામ કર્મના ઉદયથી. |
| ઉદએણં-ઉદયે કરી | સુભગાઓ-સૌભાગ્ય નામ કર્મના ઉદયથી |
| દંત-દાંત | સવ્વજણ-સર્વ જનને |
| અટ્ઠિમાઇ-અસ્થિ-હાડકાદિ | ઇટ્ઠો-ઇષ્ટ-વલ્લભ લાગે |
| થિરં-સ્થિર હોય | |
| નાભુવરિ-નાભિ ઉપરના | |

વિવેચન—પ્રત્યેક તે જીવ પ્રતે જુદું જુદું શરીર હોય તે પ્રત્યેક નામકર્મને ઉદયે ૪, શરીરને વિષે દાંત અસ્થિ પ્રમુખ સ્થિર (અડગ) અવયવો હોય તે સ્થિર નામનો ઉદય ૫, નાભિ ઉપરના મસ્તકાદિક શુભ-શ્રેષ્ઠ અવયવ હોય (જેના સ્પર્શવડે કોઇને અપ્રીતિ ન થાય) તે શુભ નામનો ઉદય ૬, સુભગ નામના ઉદયથકી સર્વ જનને ઇષ્ટ-વલ્લભ-સૌભાગી હોય ૭. ૫૦

---

## સુસ્વર, આદેય અને યશનામકર્મ

સુસરા મહુરસુહઝુણી,આઇજ્જા સવ્વલોઅગિજ્ઝવઓ,
જસઓ જસકિત્તીઓ,થાવરદસગં વિવજ્જત્થં ॥૫૧॥

| | |
|---|---|
| સુસરા-સુસ્વર નામ કર્મના ઉદયથી | ઝુણી-ધ્વની, સ્વર |
| મહુર-મીઠો | આઇજ્જા-આદેય નામકર્મના ઉદયથી |
| સુહ-સુખદાઇ | સવ્વલોઅ-સર્વ લોકને |

ગિજ્ઝ-ગ્રહવાયોગ્ય
વઓ-વચનવાળો હોય [ યથી.
જસઓ-જશનામ કર્મના ઉદ-
જસકિત્તીઓ-યશ કીર્ત્તિ હોય.
થાવર દસગં-સ્થાવર દશક
વિવજ્જત્થં-વિપરીતાર્થ જા-
ણવો.

અર્થ—સુસ્વર નામ કર્મના ઉદયથી મધુર અને સુખ-દાયી સ્વર થાય, આદેય નામ કર્મના ઉદયથી સર્વ લોકને ગ્રહણ કરવા યોગ્ય વચનવાળો થાય; યશ નામ કર્મના ઉદ-યથી યશ કીર્તિ થાય; સ્થાવરદશક વિપરીત અર્થ વાળો છે. ૫૧

વિવેચન—સુસ્વર નામ કર્મના ઉદયથકી મધુર અને સર્વને સુખદાયી ધ્વનિ-સ્વર હોય કોકિલનીપેરે ૮, આદેય નામ કર્મ્મના ઉદયથકી સર્વ લોકને ગ્રાહ્ય વચન હોય, તેનનું વચન સૌ માને ૯, યશ નામ કર્મ્મના ઉદયથકી યશ કીર્ત્તિ ઘણી હોય दानपुण्यकृता कीर्ति पराक्रमकृतं यशः । एकदि-ग्गामिनी कीर्त्तिः सर्व दिग्गामुक यश १ ॥ १०, એ ત્રસ દશ-કાનો અર્થ કહ્યો. હવે સ્થાવર દશકાનો અર્થ ત્રસ દશકાથી વિપરીત કહેવો, તે આ પ્રમાણે-સ્થાવર તે એકેંદ્રિય કહિએ સ્થિર રહે તે માટે સ્થાવર. अत्राह कश्चित् તેજો,વાયુ તો ગમન-શીલ છે તેને સ્થાવર કેમ કહિએ तत्रोत्तरं-એ તો ગતિત્રસ છે. સ્વભાવે તથા પરપ્રેરણાએ હાલે છે પણ પોતાની ઇચ્છાએ ચાલતા નથી એને સ્થાવર નામ કર્મ્મનો ઉદય છે તે માટે સ્થાવર કહિએ ૧,સંખ્યાતાં અસંખ્યાતાં શરીર ભેળાં મળ્યાં થકાં પણ નજરે ન દેખાય તે સૂક્ષ્મનામ ૨, અપર્યાપ્તા બે ભેદ છે-લબ્ધિ અને કરણ. જે પોતાની પર્યાપ્તિ પૂરી નહી કરે, અપર્યાપ્તોજ મરે તે લબ્ધિ અપર્યાપ્તો અને જે હમણાં અપર્યાપ્તો છે પણ આગળ પર્યાપ્તિ પૂરી કરશેજ

તે કરણ અપર્યાપ્તો કહિએ યદ્યપિ આહાર શરીર ઇંદ્રિય એ ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા વિના તો કોઈ જીવ મરે નહી ત્રણ પર્યાપ્તિ પૂરી કર્યા વિના પરભવનું આયુ ન બંધાય અને પરભવાયુ બાંધ્યા વિના કોઇ મરે નહી તોપણ ચોથી શ્વાસોશ્વાસ પર્યાપ્તિ અધૂરીએ પરભવાયુ બાંધીને મરે તે અપર્યાપ્તોજ કહિએ ૩, અનંતા જીવનું એકઠું એક શરીર હોય તે સાધારણ નામનો ઉદય કહિએ ૪, કાન, પાંપણ, જીભ પ્રમુખ અવયવ હગતા હોય, હાથપગની સંધિ શિથિલ હોય તે અસ્થિર નામ કહિએ. ૫, નાભિ નીચે પગ આદિ દઇ અવયવો અશુભ-માઠા હોય તે અશુભ નામ કહિએ ૬, સર્વ જનને અનિષ્ટ-અળખામણો-દુર્ભાગી હોય, તે દુર્ભગ નામ ૭, ખરની પેરે માઠો ક્રુર સ્વર હોય તે દુઃસ્વર નામ ૮, કોઇને ગ્રાહ્ય વચન ન હોય, વચન કોઇ માને નહી તે અનાદેય નામ ૯, અપયશ અપકીર્ત્તિ પામે તે અયશ નામ કર્મનો ઉદય ૧૦, એ સ્થાવર દશકાનો અર્થ જાણવો, એટલે એ નામ કર્મની ૧૦૩ પ્રકૃતિ કહી ૬. ૫૧

---

## ગોત્ર અને અંતરાય કર્મના ભેદ'

ગોઅ દુહુચ્ચનીઅં, કુલાલ ઇવ સુઘડભુંભલાઇઅં ॥
વિગ્ધ દાણે લાભે, ભોગુવભોગેસુ વીરિએ અ ॥૫૨॥

| | |
|---|---|
| ગોઅ-ગોત્ર કર્મ | કુલાલઇવ-કુંભારનીપેરે |
| દુહ-બે ભેદે | સુઘડ-સારા ઘડા જેવુ |
| ઉચ્ચ-ઉચ્ચૈર્ગોત્ર | ભુંભલાઇઅં-મદિરાદિના ઘડા જેવુ |
| નીઅ-નીચૈર્ગોત્ર | |

| | |
|---|---|
| વિગ્ઘં-અંતરાય | ઉવભોગેસુ-ઉપભોગમાં |
| દાણે-દાનમાં | વીરિએ-વીર્યમાં |
| લાભે-લાભમાં | અ-અને. |
| ભોગ-ભોગમાં | |

અર્થ—જેમ કુંભાર સારો ઘડો અને ખરાબ ઘડો કરે તેની પેઠે ઉંચ અને નીચ એમ બે પ્રકારે ગોત્રકર્મ જાણવું. દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્ય સંબંધી અંતરાય કર્મ પાંચ પ્રકારે જાણવું. ૫૨

વિવેચન—હવે ગોત્ર કર્મ્મ કહે છે-તે ગોત્ર કર્મ્મ બે ભેદ છે. ઉચ્ચૈર્ગોત્ર ૧, અને નીચૈર્ગોત્ર ૨. એ ગોત્ર કર્મ્મ કુંભાર સરખું છે, જેમ કુંભાર સુઘટ-ઘૃત દુગ્ધાદિકનો ઘડો ઘડે અને ભુંભલ તે અશુભ મદિરા પ્રમુખનો ઘડો પણ ઘડે તેમ ઉચ્ચ નીચ ગોત્ર જાણવું.[1] ઉચ્ચૈર્ગોત્ર આઠ ભેદ છે તે કેમ? જાતિ વિશિષ્ટતા ૧, કુળ વિશિષ્ટતા ૨, બળ વિશિષ્ટતા ૩, રૂપવિશિષ્ટતા ૪, તપ વિશિષ્ટતા ૫, શ્રુત વિશિષ્ટતા ૬, લાભ વિશિષ્ટતા ૭, ઐશ્વર્ય વિશિષ્ટતા ૮, એ આઠ ભેદ જાણવા અને નીચૈર્ગોત્રના ભેદ એનાથી વિપરીત જાણવા ૭. હવે અંતરાય કર્મ્મ કહે છે-જેનો ઉદય થયે છતે, છતે દ્રવ્યે

૧ અર્થાત્ સારો ઘડો લોકમાં પૂજાને પામે અને મદિરાનો ઘડો તેમાં મદિરા ભરી ન હોય છતાં પણ નિંદાને પાત્ર રહે તેમ નિર્ધન, કુરૂપ અને બુદ્ધિ વગેરેથી હીન હોય તો પણ સુકુલ (ઉચ્ચ ગોત્ર)માં જન્મ માત્રથી તે લોકમાં પૂજા પામે છે અને મહા ધનવાન, અત્યંત સુરૂપ અને બુદ્ધિ વગેરે ગુણવાન હોય છતાં વિશિષ્ટ કુળના અભાવ (નીચ ગોત્ર)થી નિંદા પામે છે.

છતે પાત્રયોગે પણ દાન દઇ ન શકે તે દાનાંતરાય ૧, છતે લાભને યોગે પણ લાભ ન પામે તે લાભાંતરાય ૨, એક વાર ભોગવવા યોગ્ય અન્ન ફૂલ ચંદનાદિક તે ભોગ કહિએ, તે છતે યોગે પણ ભોગવી ન શકે તે ભોગાંતરાય ૩, વારંવાર ભોગવવાયોગ્ય જે વસ્ત્ર,ભૂષણ, સ્ત્રી આદિક તે ઉપભોગ કહિએ તે છતે યોગે પણ ભોગવી ન શકે તે ઉપભોગાંતરાય ૪, છતે શક્તિએ શરીરે પુષ્ટ નિરોગી થકો પણ પરાક્રમ ફોરવી ન શકે તે વીર્યાંતરાય[૨] ૫, એ પાંચ ભેદ અંતરાય-કર્મ. ૮ ૫૨

---

અંતરાય કર્મનું સ્વરૂપ.

સિરિહરિઅસમ એઅં, જહ પડિકૂલેણ તેણ રાયાઇ ॥
ન કુણઇ દાણાઇઅં, એવં વિગ્ઘેણ જીવો વિ ॥ ૫૩ ॥

| | |
|---|---|
| સિરિહરિઅ-શ્રીગૃહી-ભંડારી | ન કુણઇ-ન કરી શકે |
| સમં, એઅં-સરખું, એ | દાણાઇઅં-દાનાદિક |
| જહ-જેમ | એવં-એ પ્રમાણે |
| પડિકૂલેણ-પ્રતિકૂલ થકે | વિગ્ઘેણ-અંતરાય કર્મે કરી |
| તેણ, રાયાઈ-તે, રાજાદિક | જીવોવિ-જીવ પણ |

---

૨ વીર્ય ત્રણ પ્રકારે છે તે આ પ્રમાણે-બિજ્ઞ વીની [illegible] [illegible] શક્તિ તે બાલવીર્ય, દેશ વિરતિ [illegible] [illegible] ક્રિયા તે બાલ પંડિતવીર્ય અને મુનિની [illegible] ક્રિયા તે પંડિતવીર્ય.

અર્થ—ભંડારીના સરખું તે જાણવું. જેમ તે પ્રતિકૂલ છતે રાજા વગેરે દાનાદિક ન કરે, એ પ્રકારે અંતરાય કર્મે વડે જીવ પણ ( દાનાદિક કરી શકે નહિં. ) પ૨.

વિવેચન—શ્રી લક્ષ્મીનું ઘર તે ભંડાર તેનો અધિકારી તે ભંડારી તે સરખું અંતરાય કર્મ છે. જેમ તે ભંડારી પ્રતિકૂળ થકે રાજાદિક દાનાદિક કરવા વાંછે પણ છતે યોગે તે દાનાદિક કરી શકે નહીં, એમ એ દૃષ્ટાંતે વિઘ્ન તે અંતરાય કર્મ તેહને ઉદયે કરીને જીવ પણ છતે યોગે દાનાદિક કરી ન શકે એટલે એ અંતરાય કર્મની પાંચ પ્રકૃતિ કહી; એટલે એ આઠે કર્મની ૧૫૮ પ્રકૃતિ વિવરીને કહી.પ૩

---

## કર્મની મૂળ આઠ પ્રકૃતિ અને ૧૫૮ ઉત્તર પ્રકૃતિનું કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| | **કર્મની મૂળ પ્રકૃતિ ૮** | ૨ | શ્રુત જ્ઞાનાવરણીય. |
| | | ૩ | અવધિ જ્ઞાનાવરણીય. |
| ૧ | જ્ઞાનાવરણીય કર્મ. | ૪ | મન પર્યવ જ્ઞાનાવરણીય. |
| ૨ | દર્શનાવરણીય કર્મ. | ૫ | કેવળ જ્ઞાનાવરણીય |
| ૩ | વેદનીય કર્મ. | | **દર્શનાવરણીયની. ૯** |
| ૪ | મોહનીય કર્મ. | ૧ | ચક્ષુ દર્શનાવરણીય. |
| ૫ | આયુઃ કર્મ. | ૨ | અચક્ષુ દર્શનાવરણીય. |
| ૬ | નામ કર્મ | ૩ | અવધિ દર્શનાવરણીય. |
| ૭ | ગોત્ર કર્મ. | ૪ | કેવળ દર્શનાવરણીય. |
| ૮ | અંતરાય કર્મ. | ૫ | નિદ્રા |
| | **જ્ઞાનાવરણીયની પાંચ** | ૬ | નિદ્રા નિદ્રા. |
| | **પ્રકૃતિ** | ૭ | પ્રચલા. |
| | | ૮ | પ્રચલા પ્રચલા. |
| ૧ | મતિ જ્ઞાનાવરણીય | ૯ | થીણદ્ધી. |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | વૈક્રિય તેજસ કાર્મ્મણ બંધન | ૫૮ | કટુક રસ નામ કર્મ્મ. |
| ૨૬ | આહારક આહારક બંધન | ૫૯ | કષાય રસ નામ કર્મ્મ. |
| ૨૭ | આહારક તેજસ બંધન | ૬૦ | આમ્લ રસ નામ કર્મ્મ. |
| ૨૮ | આહારક કાર્મ્મણ બંધન. | ૬૧ | મધુર રસ નામ કર્મ્મ |
| ૨૯ | આહારક તેજસ કાર્મ્મણ બંધન. | ૬૨ | કર્કશ સ્પર્શ નામ કર્મ્મ. |
| ૩૦ | તેજસ તેજસ બંધન. | ૬૩ | મૃદુ સ્પર્શ નામ કર્મ્મ. |
| ૩૧ | તેજસ કાર્મ્મણ બંધન | ૬૪ | ગુરૂ સ્પર્શ નામ કર્મ્મ. |
| ૩૨ | કાર્મ્મણ કાર્મ્મણ બંધન | ૬૫ | લઘુ સ્પર્શ નામ કર્મ્મ |
| ૩૩ | ઔદારિક સંઘાતન નામ કર્મ્મ | ૬૬ | શીત સ્પર્શ નામ કર્મ્મ |
| ૩૪ | વૈક્રિય સંઘાતન નામ કર્મ્મ. | ૬૭ | ઉષ્ણ સ્પર્શ નામ કર્મ્મ |
| ૩૫ | આહારક સંઘાતન નામ કર્મ | ૬૮ | સ્નિગ્ધ સ્પર્શ નામ કર્મ્મ. |
| ૩૬ | તૈજસ સંઘાતન નામ કર્મ્મ | ૬૯ | રૂક્ષ સ્પર્શ નામ કર્મ્મ |
| ૩૭ | કાર્મ્મણ સંઘાતન નામ કર્મ્મ | ૭૦ | નરકાનુપૂર્વી નામ કર્મ્મ |
| ૩૮ | વજ્ર ઋષભ નારાચ સંહનન. | ૭૧ | તિર્યગાનુપૂર્વી નામ કર્મ્મ. |
| ૩૯ | ઋષભ નારાચ સંહનન. | ૭૨ | મનુષ્યાનુપૂર્વી નામ કર્મ્મ. |
| ૪૦ | નારાચ સંહનન | ૭૩ | દેવાનુપુર્વી નામ કર્મ્મ. |
| ૪૧ | અર્દ્ધ નારાચ સંહનન. | ૭૪ | શુભ વિહાયોગતિ નામ કર્મ્મ. |
| ૪૨ | કીલિકા સંહનન | ૭૫ | અશુભ વિહાયોગતિ નામ કર્મ |
| ૪૩ | છેવઠ્ઠ સંહનન | ૭૬ | પરાઘાત નામ કર્મ્મ. |
| ૪૪ | સમચતુરસ્ત્ર સંસ્થાન નામ કર્મ્મ | ૭૭ | ઉચ્ચ્વાસ નામ કર્મ્મ |
| ૪૫ | ન્યગ્રોધ સંસ્થાન નામ કર્મ્મ | ૭૮ | આતપ નામ કર્મ્મ. |
| ૪૬ | સાદિ સંસ્થાન નામ કર્મ્મ. | ૭૯ | ઉદ્યોત નામ કર્મ્મ. |
| ૪૭ | વામન સંસ્થાન નામ કર્મ્મ | ૮૦ | અગુરૂલઘુ નામ કર્મ્મ |
| ૪૮ | કુબ્જ સંસ્થાન નામ કર્મ્મ. | ૮૧ | તીર્થંકર નામ કર્મ્મ. |
| ૪૯ | હુંડ સંસ્થાન નામ કર્મ્મ. | ૮૨ | નિર્માણ નામ કર્મ્મ. |
| ૫૦ | કૃષ્ણ વર્ણ નામ કર્મ્મ. | ૮૩ | ઉપઘાત નામ કર્મ્મ. |
| ૫૧ | નીલ વર્ણ નામ કર્મ્મ. | ૮૪ | ત્રસ નામ કર્મ્મ |
| ૫૨ | લોહિત્યવર્ણ નામ કર્મ્મ. | ૮૫ | બાદર નામ કર્મ્મ. |
| ૫૩ | હારિદ્રવર્ણ નામ કર્મ્મ. | ૮૬ | પર્યાપ્ત નામ કર્મ્મ. |
| ૫૪ | શ્વેતવર્ણ નામ કર્મ્મ | ૮૭ | પ્રત્યેક નામ કર્મ્મ. |
| ૫૫ | સુરભિ ગંધ નામ કર્મ્મ. | ૮૮ | સ્થિર નામ કર્મ્મ. |
| ૫૬ | દુર્ગંધ નામ કર્મ્મ. | ૮૯ | શુભ નામ કર્મ્મ. |
| ૫૭ | તિક્ત રસ નામ કર્મ્મ | ૯૦ | સુભગ નામ કર્મ્મ. |

| | | | |
|---|---|---|---|
| ૯૧ | સુસ્વર નામ કર્મ | ૭ | **ગોત્ર કર્મની બે પ્ર૦** |
| ૯૨ | આદેય નામ કર્મ | ૧ | ઉચ્ચૈર્ગોત્ર કર્મ |
| ૯૩ | યશકીર્ત્તિ નામ કર્મ | ૨ | નીચૈર્ગોત્ર કર્મ |
| ૯૪ | સ્થાવર નામ કર્મ | ૮ | **અંતરાય કર્મની પાંચ પ્ર૦** |
| ૯૫ | સૂક્ષ્મ નામ કર્મ | ૧ | દાનાંતરાય કર્મ |
| ૯૬ | અપર્યાપ્ત નામ કર્મ | | લાભાંતરાય કર્મ |
| ૯૭ | સાધારણ નામ કર્મ | | ભોગાંતરાય કર્મ |
| ૯૮ | અસ્થિર નામ કર્મ | ૪ | ઉપભોગાંતરાય કર્મ |
| ૯૯ | અશુભ નામ કર્મ | ૫ | વીર્યાંતરાય કર્મ |
| ૧૦૦ | દુર્ભગ નામ કર્મ | | એમ આઠ કર્મની |
| ૧૦૧ | દુઃસ્વર નામ કર્મ | | ઉત્તર પ્રકૃતિ એકસો અઠ્ઠાવન |
| ૧૦૨ | અનાદેય નામ કર્મ | | જાણવી |
| ૧૦૩ | અયશો અકીર્ત્તિ નામ કર્મ | | |

---

## આઠ કર્મની બંધાદિકે ઉત્તર પ્રકૃતિનું કોષ્ટક

| કર્મ નામ | જ્ઞાનાવરણી ૧ | દર્શનાવરણી ૨ | વેદનીય ૩ | મોહનીય ૪ | આયુ ૫ | નામ ૬ | ગોત્ર ૭ | અંતરાય ૮ | એકંદર |
|---|---|---|---|---|---|---|---|---|---|
| બંધે પ્ર૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૭ | ૨ | ૫ | ૧૨૦ |
| ઉદયે પ્ર૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૬૭ | ૨ | ૫ | ૧૨૨ |
| ઉદીરણાએ પ્ર૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૬૭ | ૨ | ૫ | ૧૨૨ |
| સત્તાએ પ્ર૦ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૧૦૩<br>૯૩ | ૨ | ૫ | ૧૫૮<br>૧૪૮ |

પડિણીઅત્તણનિન્હવ-ઉવઘાયપઓસઅંતરાએણ ॥
અચ્ચાસાયણયાએ,આવરણદુગં જિઓ જયઇ ॥૫૪॥

પડિણીઅત્તણ-ગુરૂ આદિક-ની પ્રત્યનિકતાએ.
નિન્હવ-ઓળવવે કરી.
ઉપઘાત-હણવેકરી.
પઓસ-પ્રદ્વેષ રાખવે કરી.
અંતરાએણં-અંતરાય કરવે કરી.

અચ્ચાસાયણયાએ-અત્યંત આશાતના કરવે કરી.
આવરણદુગં-બે આવરણ. (જ્ઞાનાવરણ, દર્શનાવરણ.)
જિઓ-જીવ.
જયઇ-ઉપાર્જે.

અર્થ—( [1]જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનના સાધન અને દર્શન, દર્શની અને દર્શનના ઉપગરણની ) પ્રત્યનિકતા, નિન્હવપણું, નાશ, દ્વેષ અને અંતરાયવડે અને અત્યંત આશાતનાવડે (જ્ઞાનાવરણ અને દર્શનાવરણ) બે આવરણ જીવ બાંધે છે. ૫૪

વિવેચન—આઠ કર્મ બાંધવાના મુખ્ય હેતુ તો મિથ્યાત્વ ૧, અવિરતિ ૨, કષાય ૩, યોગ ૪, એ ચાર છે તે તો ચોથા કર્મગ્રંથને વિષે સવિસ્તરપણે કહેશે તે માટે ઈહાં સ્થૂળ હેતુ કહે છે. ગુર્વાદિકનો પ્રત્યનિક-અનિષ્ટ આચરણનો કરણહાર થાય, નિન્હવ તે લાજથકી ગુરૂને ઓળવી અનેરો ગુરૂ કહે, ઉપઘાત તે ગુર્વાદિકનો ઘાત કરે, તે ઉપર [2]પ્રદ્વેષ રાખે, જ્ઞાનાદિક ભણતાને [3]અંતરાય કરે, જ્ઞાન

---

૧ જ્ઞાન તે મતિ વગેરે, જ્ઞાની તે જ્ઞાનવાન-સાધુ વગેરે, જ્ઞાનના સાધન તે પુસ્તક પાટી વગેરે, દર્શન તે ચક્ષુ દર્શન વગેરે, દર્શની તે સાધુ વગેરે, દર્શનના સાધન તે આંખ કાન નાસિકા વગેરે તથા સંમતિતર્ક અનેકાંતજયપતાકા વગેરે દર્શન પ્રભાવક પુસ્તકો વગેરે જાણવા.

૨ અંતરંગ અપ્રીતિ.

૩ અન્ન, પાણી, વસ્ત્ર અને વસ્તિ વગેરેનો નિષેધ.

દર્શનની અત્યંત આશાતના-હીલના-નિંદા કરે, અવર્ણવાદ બોલે, એવો થકો તે જીવ બે આવરણ ઉપાર્જે. તેમાં જ્ઞાનની અને જ્ઞાનીની આશાતનાએ જ્ઞાનાવરણ[૪] ઉપાર્જે અને દર્શન અને દર્શનીની આશાતનાએ દર્શનાવરણ[૫] કર્મ ઉપાર્જે

---

ગુરૂભત્તિખંતિકરૂણા—વયજોગકસાયવિજયદાણજુઓ;
દઢધમ્માઈ અજ્જઇ, સાયમસાય વિવજ્જયઓ ॥૫૫॥

ગુરૂભત્તિ-ગુરૂભક્તિ
ખંતિ-ક્ષમા
કરૂણા-કરૂણા
વય-વ્રત
જોગ-સંયમ યોગ, દશવિધ ચક્રવાળ સામાચારી વગેરે
કસાયવિજય-કષાયનો જય
દાણજુઓ-દાન ગુણ યુક્ત
દઢધમ્માઈ-દઢધર્મી આદિ, આદિ શબ્દથી વેયાવચ્ચ કરનાર, દેવપૂજામાં તત્પર લેવા
અજ્જઇ-ઉપાર્જે
સાય-શાતાવેદનીય
અસાય-અશાતાવેદનીય
વિવજ્જયઓ-એથી વિપરીતપણે

અર્થ—ગુરૂભક્તિ, ક્ષમા, દયા, વ્રત, સંયમયોગ, કષાયજય અને દાન (એ સાત) વડે યુક્ત તથા દઢ-

---

૧ જ્ઞાનીનો અવર્ણવાદ બોલવા, જિનવચન અને આગમને અ-જાણુ, ભણનારાને નહિ ભણવા અને હિંસા, મૃષાવાદ, ચોરી મૈથુન પરિગ્રહ અને રાત્રી ભોજન વગેરે કરવાથી પણ જ્ઞાનાવરણીય કર્મ બંધાય છે

૨ દર્શનીના દોષ પ્રગટ કરવા નાક, કાન વગેરે છેદવા અને નિદ્રાદિ પાપ સ્થાન આચરવા પણ દર્શનાવરણીય કર્મ બંધાય છે

ધર્મી વગેરે શાતાવેદનીય કર્મ બાંધે. તેથી વિપરીતપણે અશાતા બાંધે. ૫૫

વિવેચન—ગુરૂ તે માતા પિતા ધર્માચાર્ય તેહની ભક્તિ, ક્ષાંતિ-[1]ક્ષમા, કરૂણા તે જીવદયા, વ્રત તે મહાવ્રત પાંચ અને અણુવ્રત ૧૨ નું પાળવું, યોગ[2] મન વચન કાયાના, કષાય ૪ તેહનું જીતવું, દાન દેવું-એટલાંને વિષે રક્ત હોય, દૃઢ ધર્મી[3] હોય તે જીવ સાતા વેદનીય[4] ઉપાર્જે અને એહથકી વિપરીત પ્રવર્ત્તતો અસાતા વેદનીય ઉપાર્જે (બાંધે) ૩. ૫૫

---

ઉમ્મગ્ગદેસણામગ્ગ—નાસણાદેવદવ્વહરણેહિં ॥
દંસણમોહં જિણમુણિ—ચેઇઅસંઘાઇપડિણીઓ ॥૫૬॥

ઉમ્મગ્ગદેસણા—ઉન્માર્ગની દેશનાએ.
મગ્ગનાસણા—સન્માર્ગનો વિનાશ કરતાં.
દેવદવ્વ—દેવ દ્રવ્યને.
હરણેહિં—હરણ કરવે.
દંસણમોહં—દર્શનમોહનીય (બાંધે)
જિણ—તીર્થંકર.
મુણિ—સાધુ.
ચેઇઅ-જિનપ્રતિમા.
સંઘાઇ—સંઘ આદિનો
પડિણીઓ—પ્રત્યનિક.

---

૧ સમર્થ છતાં પારકા અપરાધને સહન કરવો તે.

૨ દશવિધ ચક્રવાલ સામાચારી વગેરે સંયમ યોગનુંજ અહીં ગ્રહણ કરવાનું છે.

૩ આપત્તિને વિષે પણ ધર્મમાં સ્થિર પરિણામવાળો રહે.

૪ સર્વ પ્રાણી ઉપર દયા, દાન, સરાગસંયમ, દેશવિરતિ ચારિત્ર, અકામનિર્જરા, બાલતપ, મનવચનકાયાના શુભ યોગ, ક્ષમા, શૌચ વગેરે હેતુએ શાતાવેદનીય બાંધવાનુ તત્ત્વાર્થ સૂત્રને વિષે કહેલ છે.

અર્થ—ઉન્માર્ગની માર્ગરૂપે દેશના, સન્માર્ગનો નાશ અને દેવદ્રવ્યના હરનારે કરીને જીવ દર્શન મોહનીય કર્મ બાંધે. તેમજ જિન, મુનિ, ચૈત્ય અને સંઘ વગેરેનો પ્રત્યનિક પણ દર્શન મોહનીય બાંધે. ૫૬

વિવેચન—ઉન્માર્ગ ઉત્સૂત્ર માર્ગ-પાપનો માગ તેનું દેખાડવું, શુદ્ધ મોક્ષ માર્ગ તેનું નાશ કરવું-લોપવું દેવ દ્રવ્યનું હરવું, વિણાસાડવું ભક્ષણ કરવું, તેણે કરીને જીવ દર્શન મોહનીય કર્મ ઉપાર્જે. વળી જિન-તીર્થંકર, મુનિ તે સાધુ, ચૈત્ય તે જિનની પ્રતિમા-દેહેરાં, સંઘ-ચતુર્વિધ ઇત્યાદિકનો પ્રત્યનિક થાય તે દર્શન મોહનીય કર્મ બાંધે ૫૬

---

દુવિહંપિ ચરણમોહં, કસાયહાસાઇવિસયવિવસમણો,
બંધઇ નિરયાઉ મહા-રંભપરિગ્ગહરઓરુદ્દો ॥ ૫૭ ॥

| | |
|---|---|
| દુવિહંપિ-બને પ્રકારનું | બંધઇ બાંધે |
| ચરણમોહં-ચારિત્રમોહનીય | નિરયાઉ-નરકાયુ |
| કસાય-કષાય | મહારંભ-મહા આરંભ |
| હાસાઇ-હાસ્યાદિ નોકષાયના | પરિગ્ગહ-પરિગ્રહમાં |
| વિસયવિવસમણો વિષયમાં પરાધિન છે ચિત્ત જેનું એવો | રઓ-રક્ત |
| | રુદ્દો-રૌદ્રધ્યાની |

અર્થ—કષાય અને હાસ્યાદિ નોકષાયના વિષયને વિષે વિશેષ પરાધિન છે મન જેનું એવો જીવ બંને પ્રકારના ચારિત્ર મોહનીયને બાંધે મહા આરંભ પરિગ્રહમાં રક્ત અને રૌદ્ર પરિણામી નરકાયુ બાંધે ૫૭

વિવેચન—બે પ્રકારે ચારિત્ર મોહનીય-કષાય મોહનીય અને નોકષાય મોહનીય-ક્રોધાદિક કષાય અને હાસ્યાદિક

નવ નોકષાયના વિષયને વિષે તત્પર થકો ઉપાર્જે. તેમાં કષાયવંત થકો કષાય મોહનીય ઉપાર્જે અને નોકષાયને વશ થયો થકો નોકષાય મોહનીય ઉપાર્જે ૪. હવે આયુ તેમાં પ્રથમ નરક ગતિનું આયુ બાંધે, તે એવા કારણથી કે મહા આરંભ અને મહા પરિગ્રહ તેને વિષે આસક્તથકો અને રૂદ્ર તે મહા કષાયવંત જીવઘાતનો કરણહાર દુષ્ટ પરિણામી હોય તે નરકાયુ: બાંધે. ૫૭

---

**તિરિઆઉ ગૂઢહિઅઓ,સઢો સસલ્લો તહા મણુસ્સાઉ॥**
**પયઇઇ તણુકસાઓ,દાણરૂઈ મજ્ઝિમગુણો અ ॥૫૮॥**

| | |
|---|---|
| તિરિઆઉ–તિર્યંચાયુ. | મણુસ્સાઉ–મનુષ્યાયુ |
| ગૂઢહિઅઓ–ગુઢ હૃદયવાળો | પયઇઇ–પ્રકૃતિએ. |
| સઢો–મૂર્ખ. | તણુકસાઓ–અલ્પ કષાયી. |
| સસલ્લો–શલ્યસહિત. | દાણરૂઈ–દાનરૂચિવાળો. |
| તહા–તેમજ. | મજ્ઝિમગુણો–મધ્યમ ગુણવાળો. |

અર્થ–ગુઢ હૃદયવાળો, શઠ અને શલ્યવાળો તિર્યંચાયુ બાંધે. તેમજ સહેજે અલ્પ કષાયવાળો, દાનરૂચીવાળો અને મધ્યમ ગુણવાળો હોય તે મનુષ્યાયુષ્ય બાંધે. ૫૮

વિવેચન—હવે તિર્યંચનું આયુ. બાંધે તે એવા હેતુથી કે–ગુઢ હૃદય તે અત્યંત કપટી, શઠ તે મૂર્ખ સ્વભાવ, હૃદય માંહે ત્રણ શલ્ય સહિત હોય તે ૨, હવે મનુષ્યનું આયુ બાંધે તે એવા હેતુથી કે પ્રકૃતિએજ–સ્વભાવથીજ ( સહેજેજ ) અલ્પ કષાયવંત હોય, દાન દેવાની રૂચીવંત હોય, ક્ષમા માર્દવાદિક મધ્યસ્થ ગુણવાળો હોય તે. ૫૮.

અવિરયમાઇ સુરાઉ, બાલતવોકામનિજ્જરો જયઇ ॥
સરલો અગારવિલ્લો, સુહનામ અન્નહા અસુહ ॥૫૯॥

| | |
|---|---|
| અવિરયમાઇ-અવિરતિ સમ્યગદષ્ટિ આદિ | અગારવિલ્લો-ગારવરહિત. |
| સુરાઉ-દેવાયુ બાંધે | સુહનામ-શુભનામને, નામ કર્મની શુભ પ્રકૃતિને |
| બાલતવો-બાલતપવાળો | અન્નહા-અન્યથા, વિપરીત સ્વભાવવાળો |
| અકામનિજ્જરો-અકામનિર્જરાવાળો | અસુહ-અશુભનામને, નામ કર્મની અશુભ પ્રકૃતિને. |
| જયઇ ઉપાર્જે | |
| સરલો-સરળ | |

અર્થ—અવિરતિ આદિ દેવાયુ બાંધે, અજ્ઞાન તપવાળો અને અકામનિર્જરાવાળો દેવાયુ ( સુરાયુ ) બાંધે સરળ અને ગારવ રહિત શુભ નામ કર્મને બાંધે, વિપરીત સ્વભાવવાળો અશુભ નામ કર્મને બાંધે ૫૮

વિવેચન—અવિરત સમ્યક્ દૃષ્ટિ, દેશવિરતિ,સરાગ સંયમી એ દેવતાનું આયુ બાંધે, બાલ તપસ્વી દુખગર્ભ મોહગર્ભ વૈરાગે અકામપણે-અજાણપણાએ દુખ ભોગવતો કર્મ નિર્જરા કરતો દેવાયુ બાંધે, સરલ સ્વભાવી માયા કપટરહિત ઋદ્ધિ ૧, રસ ૨, સાતા ૩ એ ત્રણ ગારવરહિત હોય શુભ નામકર્મ પ્રમુખ પ્રકૃતિ ઉપાર્જે, એ થકી અન્યથા કપટી ગારવવંત હોય તે અશુભ નામ કર્મ-પાપ પ્રકૃતિ ઉપાર્જે ( બાંધે ) ઇ. ૫૮

ગુણપેહી મયરહિઓ, અજ્ઝયણજ્ઝાવણારૂઈ નિચ્ચં ॥
પકુણઇ જિણાઇભત્તો, ઉચ્ચં નીઅં ઇઅરહા ઉ ॥૬૦॥

ગુણપેહી-ગુણને દેખનાર.
મયરહિઓ-મદરહિત.
અજ્ઝયણ-અધ્યયન-ભણવા ઉપર.
અજ્ઝાવણા-ભણાવવા ઉપર.
રૂઈ નિચ્ચં-નિત્ય રૂચિવાળો.
પકુણઇ-પ્રકર્ષે કરી ઉપાર્જનકરે
જિણાઇભત્તો-જિનાદિકનો ભક્ત.
ઉચ્ચં-ઉચ્ચગોત્ર.
નીઅં-નીચગોત્ર
ઈઅરહા-તેથી ઇતર એટલે વિપરીત પ્રકારે.
ઉ-તો.

અર્થ—ગુણનેજ જોનાર, મદરહિત, ભણવા ભણાવવામાં નિરંતર રૂચિવાળો અને જિનાદિકનો ભક્ત, પ્રકર્ષે કરીને ઉચ્ચગોત્ર બાંધે; વિપરીત સ્વભાવવાળો તો નીચગોત્ર બાંધે. ૬૦

વિવેચન—સર્વના ગુણજ દેખે પણ અવગુણ દેખે નહી, આઠ મદરહિત હોય, ભણવું ભણાવવું તે ઉપર નિત્ય-સદાય રૂચિ હોય, તે પ્રકર્ષે કરીને ઉચ્ચગોત્ર ઉપાર્જે; વળી જિન-સિદ્ધ-સાધુ-સાધર્મ્મિક પ્રમુખનો ભક્ત-સેવાકારી હોયતે જીવ પણ ઉચ્ચગોત્ર ઉપાર્જે; એ થકી અન્યથા વિપરીત હોય તે નીચૈર્ગોત્ર ઉપાર્જે. ૭-૬૦.

---

જિણપૂઆવિગ્ઘકરો, હિંસાઇપરાયણો જયઇ વિગ્ઘં ॥
ઇઅ કમ્મવિવાગોયં, લિહિઓ દેવિંદસૂરીહિં ॥ ૬૧ ॥

| | |
|---|---|
| જિણપૂઆ-જિનપૂજાનો | ઇઅ-એણીપેરે |
| વિગ્ઘકરો-વિઘ્ન કરનાર | કમ્મવિવાગો-કર્મવિપાકગ્રંથ- |
| હિંસાઇ-હિંસાદિકમાં | અયં -હમણાજ |
| *પરાયણો-તત્પર | લિહિઓ-લખ્યો |
| જયઇ-ઉપાર્જે | દેવિંદસૂરીહિં -શ્રીદેવેંદ્ર સૂ- |
| વિગ્ઘં -અંતરાય કર્મ | રિએ |

અર્થ—જિનપૂજાનો નિષેધક અને હિંસાદિમાં તત્પર અંતરાયકર્મ બાંધે એ રીતે કર્મવિપાક નામા શાસ્ત્રને હમણાજ દેવેંદ્રસૂરિએ [1]લખ્યો. ૬૧

વિવેચન—કુદેશનાદિકવડે વીતરાગની પૂજા ભક્તિમાં અંતરાયનો કરણહાર, હિંસા, અસત્ય, અદત્ત, મૈથુન અને પરિગ્રહ પ્રમુખ પાંચ આશ્રવને વિષે તત્પર હોય તે જીવ વિઘ્ન કેવ અંતરાયકર્મ ઉપાર્જે, ઇતિ એટલે એ કર્મવિપાક નામા પહેલો કર્મગ્રંથ શ્રી તપોગચ્છાધિરાજ શ્રી જગચ્ચંદ્ર ગુરૂપટ્ટ પ્રભાવક શ્રી દેવેંદ્ર સૂરીશ્વરે લખ્યો. પૂર્વ મુનીશ્વરે પ્રણીત છે પણ મ્હેં અક્ષર ન્યાસ કર્યો છે. ઇતિ નિરહંકારતા સૂચક વચન ૬૧

श्रीमत्कर्म्मग्रंथे स्वनुकार्थो वृत्तित सुगमरीत्या ।
गुर्जरभाषाविहित कर्म्मविपाकस्य पूर्त्तिमगात्* ॥१॥

॥ इति कर्मविपाकनामा प्रथम कर्मग्रन्थ सार्थ समाप्त ॥

---

[1] અહીં ગ્રંથકાર પોતાની લઘુતા બતાવે છે કે આ ગ્રંથ મેં બનાવ્યો નથી પણ પૂર્વાચાર્યે બનાવ્યો છે અને મેં તો લખ્યો છે એટલે પુનરૂક્ત છે.

* શ્રી કર્મગ્રંથને વિષે કર્મ વિપાકનામા પહેલા ગ્રંથનો ટીકા થકી સરળ રીતે પંડિત જીવવિજયજીનો કરેલ ટબાર્થ સંપૂર્ણ થયો.



# अथ कर्मस्तवनामा द्वितीय कर्मग्रंथ.

**તહ થુણિમો વીરજિણં, જહ ગુણઠાણેસુ સયલકમ્માઇં ॥**
**બંધુદઓદીરણયા—સત્તાપત્તાણિ ખવિઆણિ ॥ ૧ ॥**

**તહ**—તેમ.
**થુણિમો**—સ્તવીશું.
**વીરજિણં**—વીર સ્વામીને.
**જહ**—જેમ.
**ગુણઠાણેસુ**—ગુણઠાણાને વિષે.
**સયલ**—સઘળાં.
**કમ્માઇં**—કર્મોને.
**બંધ**—બંધ.
**ઉદય**—ઉદય.
**ઉદીરણયા**—ઉદીરણા.
**સત્તા**—સત્તાને.
**પત્તાણિ**—પ્રાપ્ત થયેલાને.
**ખવિઆણિ**—ખપાવ્યાં.

અર્થ—જે પ્રકારે મહાવીર દેવે ગુણઠાણાને વિષે બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાને પ્રાપ્ત થયેલાં સઘળાં કર્મોને ખપાવ્યા છે તેવી રીતે મહાવીર દેવને અમે સ્તવીએ છીએ. ૧

વિવેચન—તે પ્રકારે અમે શ્રી મહાવીર જિન પ્રત્યે સ્તવીએ છીએ-સ્તવીશું કે જે પ્રકારે શ્રી મહાવીર દેવે મિથ્યાત્વાદિક ગુણઠાણાને વિષે અનુક્રમે બંધ* ઉદય

---

*मिथ्यात्वादिभिर्बंधहेतुभिः अंजनचूर्णपूर्णसमुद्गकवन्निरंतरं पुद्गलनिचिते लोके कर्मयोग्यवर्गणापुद्गलैरात्मनः क्षीरनीरवत् वह्न्ययःपिंडवद्वा अन्योन्याऽनुगमाऽभेदात्मकः सबंधः

ઉદીરણા સત્તાને પ્રાપ્ત થયેલા સકળ કર્મને ક્ષેપવ્યા છે. (ક્ષય કર્યા છે).

મિચ્છે સાસણ મીસે, અવિરય દેસે પમત્ત અપમત્તે ॥
નિઅટ્ટિઅનિઅટ્ટિ,સુહુમુવસમખીણસજોગિઅજોગિગુણ:

---

बंध १। तेषां च यथास्वस्थितिबद्धानां कर्मपुद्गलानां अपवर्तनादिकरणविशेषकृते स्वाभाविके वा स्थित्यपचये ( क्षये ) सति उदयसमयप्राप्तानां विपाकवेदनं उदय २। तेषामेव कर्मपुद्गलानां अकालप्राप्तानां जीवसामर्थ्यविशेषादुदयावलिकायां प्रवेशनं उदीरणा ३। तेषामेव कर्मपुद्गलानां बंधसंक्रमाभ्यां लब्धात्मलाभानां निर्जरणसंक्रमणकृतस्वरूपप्रच्युत्यभावे सद्भाव सत्ता ४।

---

ભાવાર્થ—મિથ્યાત્વાદિ બંધ હેતુવડે, અંજન ચૂર્ણથી ભરેલ દાબડાની પેઠે નિરંતર પુદ્ગલથી ભરેલા લોકને વિષે કર્મયોગ્ય વર્ગણાના પુદ્ગલો સાથે આત્માનો ક્ષીરનીરની પેઠે અથવા તપાવેલા લોહ અને અગ્નિની પેઠે અન્યોઅન્ય અભેદ ભાવે સંબંધ તે બંધ ૧ યથાયોગ્ય પોતપોતાની સ્થિતિવડે બંધાયેલા અને ઉદયના વખતને પામેલા તે કર્મ પુદ્ગલોનો અપવર્તનાદિ કરણ વિશેષ વડે અથવા સ્વાભાવિક સ્થિતિનો ક્ષય થયે છતે વિપાક ( અનુભવ ) વડે ભોગવવા તે ઉદય ૨ ઉદયકાળ નહિ પામેલા તે કર્મપુદ્ગલોનું જીવના સામર્થ્ય વિશેષે ( અધ્યવસાય યોગે ) ઉદયાવલિકા ( ઉદય શ્રેણિ ) માં પ્રવેશ થવું તે ઉદીરણા ૩ બંધ સંક્રમણાદિવડે પ્રાપ્ત કર્યું છે આત્મસ્વરૂપ જેણે એવા તે કર્મ પુદ્ગલોના નિર્જરા અને સંક્રમણ વડે કરાયેલ સ્વરૂપના નાશનો અભાવ છતે સદ્ભાવ એટલે હોવાપણું તે સત્તા ૪

મિચ્છે-મિથ્યાત્વ ગુણસ્થાન
સાસણ-સાસ્વાદન સમ્યગ્ દૃષ્ટિ.
મીસે-મિશ્ર-સમ્યગ્ મિથ્યા દૃષ્ટિ.
અવિરય-અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ
દેસે-દેશ વિરતિ
પમત્ત-પ્રમત્ત સંયત
અપ્પમત્તે-અપ્રમત્ત સંયત
નિઅટ્ટિ-નિવૃત્તિ-અપૂર્વકરણ
અનિઅટ્ટિ-અનિવૃત્તિ-બાદર સંપરાય
સુહુમ-સૂક્ષ્મ સંપરાય
ઉવસમ-ઉપશાંત મોહ વીતરાગ
ખીણ-ક્ષીણ મોહ વીતરાગ
સજોગિ-સયોગી કેવલી
અજોગિ-અયોગી કેવલી
ગુણા-ગુણ સ્થાનકો ( છે )

અર્થ—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન ૧, સાસ્વાદનગુણસ્થાન ૨, મિશ્રદૃષ્ટિગુણસ્થાન ૩, અવિરતસમ્યક્ દૃષ્ટિગુણસ્થાન ૪, દેશવિરતિ ગુણસ્થાન ૫, પ્રમત્ત સંયત ગુણસ્થાન ૬, અપ્રમત્ત સંયત ગુણસ્થાન ૭, નિવૃત્તિ અથવા અપૂર્વ કરણ ગુણ સ્થાન ૮, અનિવૃત્તિ-બાદર સંપરાય ગુણસ્થાન ૯, સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાન ૧૦, ઉપશાંત મોહ વીતરાગ ગુણસ્થાન ૧૧, ક્ષીણમોહ વીતરાગ ગુણસ્થાન ૧૨, સજોગી કેવલી ગુણસ્થાન ૧૩, અયોગી કેવળી ગુણસ્થાન ૧૪, એ ચઊદ ગુણસ્થાનક જાણવા. ૨

વિવેચન—ગુણ જે જ્ઞાનાદિક તેહનું સ્થાનક-શુદ્ધિ અશુદ્ધિ પ્રકર્ષે અપકર્ષે કીધો ભેદ તે ગુણસ્થાનક કહિયે તેમાં પ્રથમ મિથ્યા-ખોટી વિપરીત દૃષ્ટિ જ્યાં છે તે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનક કહિયે અહીં કોઈ પ્રશ્ન કરે છે કે વિપરીત દૃષ્ટિ તે મિથ્યાદૃષ્ટિ કહો છો તો તેને ગુણસ્થાનપણું કેમ કહીએ ? તત્રોત્તરં-જો કે તેને જીવ

અજીવાદિકની પ્રતિપત્તિ વિપરીત છે તો પણ કાઈક એ મનુષ્ય છે એ પશુ છે ઇત્યાદિ લોકવ્યવહારની પ્રતિપત્તિ છે તે માટે ગુણસ્થાન કહિયે, તથા નિગોદિયા જીવને પણ કાંઈ એક અવ્યક્ત સ્પર્શમાત્ર ઉપયોગ પ્રતિપત્તિ છે, જો તે ન હોય તો અજીવપણુ પામે. यदागम –[1]सव्वजियाणमरकरस्स अणतमो भागो निच्च उग्घाडि गो चिठ्ठइ जइ पुण सोवि आवरिज्जा तेण जीवो अजीवत्तण पाउणिज्जा ते માટે કાંઇક યથાર્થમતિની અપેક્ષાએ મિથ્યાદૃષ્ટિને પણ ગુણસ્થાનક કહીએ. વળી પૃચ્છક કહે છે કે-જો તેને કાંઇક વિશુદ્ધપણુ કહોછો તો તેને સમ્યગ્ દૃષ્ટિ કેમ નથી કહેતા ? नत्रोत्तर દ્વાદશાગ સૂત્રોક્ત એક પદ પણ ન સદહે તેને મિથ્યાદૃષ્ટિ કહિયે [2]पयमावि असद्दहतो सुतत्थ मिच्छदिट्ठीओ इति वचनात् વળી पयमक्खरंपि इक्क जो न रोपइ सुत्तनिद्दिट्ठ । सेस रोयतो विह मिच्छद्दिट्ठी जमालिव्व १ तस्य भगवति सर्वज्ञप्रत्ययनाशात्

તે મિથ્યાત્વ અભિગ્રહિકાદિક પાચ ભેદે છે. તે વળી કાળ વિવક્ષાએ ત્રણ ભેદે છે-અનાદિ અનત ૧ અનાદિ સાત ૨, સાદિસાન્ત ૩. અનાદિ અનત તે અભવ્યને ૧ અનાદિ સાત તે ભવ્યને ૨, સાદિસાત તે પતિતને, તેની જઘ યથી

૧ સર્વ જીવને અક્ષર (શ્રુત જ્ઞાન)નો અનતમો ભાગ નિરતર ઉઘાડો રહે છે અને વળી તે પણ આવરાઇ જાય તો તેથી જીવ તે અજીવપણાને પામે

૨ દ્વાદશાગ સૂત્ર અને અર્થના એક પદને પણ ન સદ્દહે તેને મિથ્યાદૃષ્ટિ કહેલ છે

જેને સૂત્રમાં કહેલ એક પદ કે અક્ષર માત્ર ન રૂચે અને બાકીનુ રૂચે એટલે સદ્દહે તોપણ તને જમાલીની પેઠે મિથ્યાદૃષ્ટિ જાણવો કેમકે તેને ભગવતના વિષે સર્વજ્ઞપણાનો વિશ્વાસ નથી

અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ દેશોન અર્દ્ધ પુદ્ગલ પરાવર્ત્ત સ્થિતિઃ જાણવી. તથા સંસારી જીવ અનંત પુદ્ગળ પરાવર્ત્તકાળ લગે મિથ્યાત્વ અનુભવતો થકો કેટલેક કાળે ભવ પરિપાકના વશ થકી [1]નદી ગોળ ઘોળના ન્યાયે અનાભોગપણે યથાપ્રવૃત્ત કરણ પરિણામે કરીને આયુવર્જીને સાતે કર્મ પલ્યોપમને અસંખ્યાતમે ભાગે ન્યૂન એક કોડાકોડી સાગરોપમની સ્થિતિનાં કરે. અત્રાંતરે જીવને કર્મજનિત ઘનરાગદ્વેષ પરિણામરૂપ અતિ કઠિન વજ્રગ્રંથીની પરે દુર્ભેદ્ય પૂર્વે અનાદિકાળે જે કોઇ વારે પણ ભેદી નથી એહવી ગ્રંથી (ગાંઠ) છે. તે ગ્રંથી લગે તો અભવ્ય પણ યથાપ્રવૃત્ત કરણે કર્મસ્થિતિ હળવી (ઓછી-હલકી) કરીને અનંતીવાર આવે છે પણ ગ્રંથી ભેદી શકે નહી. ત્યાં ભવ્ય જીવ તીક્ષ્ણકુઠાર (કોહાડા)ની પરે પરમ વિશુદ્ધિ વડે ગ્રંથીભેદ કરીને મિથ્યાત્વસ્થિતિ અંતર્મુહૂર્ત્ત બાકતે (બાકીરહે) અપૂર્વ કરણ અને અનિવૃત્તિ કરણે કરીને વિશુદ્ધપણે અંતર્મુહૂર્તપ્રમાણ તે મિથ્યાત્વનાં પ્રદેશવેદ્ય દળિયાંના અભાવરૂપ અંતરકરણ કરે–जा गंठि ता पढमं, गंठि *समइच्छओ भवे बीयं । अनियट्टीकरणं पुण सम्मत्त-पुरक्खडे जीवे[2] ॥ १ ॥

તે અનિવૃત્તિકરણ કીધા પછી મિથ્યાત્વ કર્મની સ્થિતિ બે હોય, તેમાં અંતરકરણથી હેઠલી સ્થિતિ અંતર્મુહૂર્ત્તની

---

૧ પર્વતમાંથી નીકળતી નદીમાં તણાતો આવતો પથ્થર કુટાતા અથડાતા ગોળ થાય તેમ.

* समतीक्रान्तः भिन्नग्रन्थेरित्यर्थ [2]पुरस्कृते आसन्नसम्यक्त्वे. जीवे स्यात् યાવત્ ગ્રંથી સુધી આવે તે પ્રથમ કરણ, ગ્રંથીનો છેદ કરે ત્યારે બીજું કરણ અને આસન્ન સમ્યક્ત્વી જીવને એટલે સમ્યક્ત્વ સન્મુખ થયે છતે અનિવૃત્તિ કરણ.

પહેલી અને તે ઉપરલી બીજી તે પહેલી સ્થિતિએ મિથ્યાત્વના દલિયા વેદે તે માટે તે મિથ્યાત્વીજ કહિયે તે અંતર્મુહૂર્ત ગયે થકે અંતરકરણને પેહેલે સમયેજ ઔપશમિક સમ્યક્ત્વ પામે. મિથ્યાત્વ દળિયા વેદવાના અભાવથકી. જેમ દાવાનળ પૂર્વદગ્ધ દેશ તથા ઊખર પ્રદેશ પામીને ઓલ્હાય તેમ મિથ્યાત્વ દાવાનળ પણ અંતરકરણ પામીને ઓલ્હાય. તે વારે તે જીવને ઔપશમિક સમ્યક્ત્વનો લાભ થાય. તેનું માન અંતર્મુહૂર્તનું છે. તેમાંથી જઘન્ય એક સમય ઉત્કૃષ્ટ ૭ આવળી થાકતે કોઇક મહા ભીરુ જીવને અનંતાનુબંધી કષાયનો ઉદય થાય ત્યારે તે સમ્યક્ત્વ વમનો આસ્વાદને વર્તે જેમ ખીરખાંડ ઘૃત જમીને ચિત્ત રૂચે વમન કરતો મનુષ્ય તે આસ્વાદે તેમ ઔપશમિક સમ્યક્ત્વ વમતો સમ્યક્ત્વને આસ્વાદે તે માટે તેનું સાસ્વાદન એવું નામ કહીએ. તથા ઉપશમ શ્રેણીથી પડતો પણ કોઇક સાસ્વાદને આવે ત્યાં જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ ૬ આવળી રહીને પછી અવશ્ય મિથ્યાત્વે આવે. એ ગુણઠાણું પડતાજ હોય. ૨. તથા સમ્યક્ અને મિથ્યાત્વ એ બે સમકાળે દૃષ્ટિ હોય તે સમ્યક્ મિથ્યાદૃષ્ટિ પૂર્વોક્ત વિધિએ લબ્ધ ઔપશમિક સમ્યક્ત્વે ઔષધિ તુલ્યે કરીને મદનકોદ્રવ સરખું મિથ્યાત્વ મોહનીય શોધીને ત્રણ પુંજ કરે-શુદ્ધ ૧, અર્દ્ધશુદ્ધ ૨, અશુદ્ધ ૩. તેમાં એ ત્રણ પુંજમાંથી અર્ધ શુદ્ધ પુંજ ઊદયે આવે ત્યારે તે જીવને જિનધર્મ ઉપર રાગ પણ ન હોય અને દ્વેષ પણ ન હોય. તે મિશ્રદૃષ્ટિ કહીએ તે અંતર્મુહૂર્ત રહે, પછી અવશ્ય સમ્યક્ત્વમાં કે મિથ્યાત્વમાં જાય. એ ગુણઠાણું પડતા અને ચડતા પણ હોય. ૩.તથા અવિરતસમ્યગ્દૃષ્ટિ તે પચ્ચખ્ખાણ ન જાણે ન આદરે ન પાળે. એ ત્રણ બોલના આઠ ભાગા થાય ત્યાં ૧, ત્યાં ૨,

ઽાઽ ૩, ઽાા ૪, ાઽઽ ૫, ાઽા ૬, ાા ઽ ૭, ાાા ૮. એ આઠમાં પ્રથમનાં ચાર ભાંગે તો મિથ્યાદૃષ્ટિ હોય અજ્ઞાની માટે અને છેલ્લે ૪ ભાંગે સમ્યક્ દૃષ્ટિ હોય જ્ઞાની માટે. તેમાં પણ ૬-૭ ભાંગે વિરતિ ઉદયે ન હોય તે માટે અવિરત સમ્યગ્ દૃષ્ટિ ગુણ સ્થાની કહીએ. તે જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ ૩૩ સાગરોપમ ઝાઝેરાં રહે ૪. કરણત્રય ( કરવું કરાવવું અનુમોદવું ) યોગત્રય ( મન વચન કાયા ) વિષય સર્વ સાવદ્ય યોગની દેશથકી વિરતિ છે જેને તે દેશવિરત કહિયે. જઘન્ય અંતર્મુહૂર્ત અને ઉત્કૃષ્ટું દેશે ઊણી પૂર્વકોડિ લગે રહે ૫. સર્વ સાવદ્ય યોગની સર્વથી વિરતિ છે પણ કાંઇક પ્રમાદવંતપણે કરી વિશુદ્ધિ અવિશુદ્ધિનો પ્રકર્ષાપકર્ષકૃત ભેદ હોય. દેશ વિરતની અપેક્ષાએ ગુણનો-વિશુદ્ધિનો પ્રકર્ષ અને અવિશુદ્ધિનો અપકર્ષ અને અપ્રમત્ત સંયતની અપેક્ષાએ વિશુદ્ધિ ગુણનો અપકર્ષ અને અવિશુદ્ધિનો પ્રકર્ષ હોય. એનું માન જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. ૬. પ્રમાદરહિત સંયમી તે અપ્રમત્ત સંયત ગુણસ્થાન તે જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત, પ્રમત્ત અપ્રમત્ત બે મળીને જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટું દેશે ઊણી પૂર્વકોડિ રહે ૭, અપૂર્વ-નવું, પ્રથમ સ્થિતિઘાત ૧, રસઘાત ૨, ગુણશ્રેણિ ૩, ગુણસંક્રમ ૪, સ્થિતિબંધ ૫, એ પાંચ પદાર્થનું કરવું જ્યાં હોય તે અપૂર્વ કરણ કહિયે તેમાં મોટી કર્મ્મ સ્થિતિને અપવર્તન કરણે કરીને અલ્પસ્થિતિ કરવી તે સ્થિતિઘાત ૧, તીવ્રરસનું અપવર્તને કરીને ખંડવું તે રસઘાત ૨, કાળથકી હ્રસ્વતર અને દલિક રચના આશ્રયીને પૃથુતર કરે તે ગુણશ્રેણિ ૩, બધ્યમાન શુભ પ્રકૃતિને વિષે અબધ્યમાન અશુભ પ્રકૃતિનાં દળિયાં પ્રતિ સમયે અસંખ્ય ગુણ વૃદ્ધિએ વિશુદ્ધ કરીને ક્ષેપવવા તે ગુણસંક્રમ ૪, કર્મ્મની સ્થિતિ પૂર્વે મોટી બાંધતો તે પહેલાં

વિશુદ્ધિ વિશેષ હોવાથી અપૂર્વ કરેન બાંધે તે સ્થિતિબંધ ૫,એ પાંચ વાના અપૂર્વ કરેછે. એ બે ભેદ-ક્ષપક ૧, ઉપશમક ૨ ક્ષપાવવા ઉપશમાવવાના યોગ્ય માટે એમ કહિયે. પણ આ ગુણઠાણે મોહનીય ખપાવે નહિ અને ઉપશમાવે પણ નહિ, એ અપૂર્વકરણ ગુણસ્થાનક કહિયે જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત પ્રમાણ હોય એ ગુણસ્થાન-પ્રપન્ન પ્રાણીને કાળત્રયવર્તી અનેક જીવના અપેક્ષાએ અસંખ્યાત લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાય સ્થાનક હોય. પ્રથમ સમયથકી સમયે સમયે અધિક અધિક હોય એકેક સમયના જઘન્યોત્કૃષ્ટ સ્થાનક વિશુદ્ધતાએ છટ્ઠાણવડિયા હોય પ્રથમ સમયના જઘન્યાધ્યવસાય સ્થાનકથકી પ્રથમ સમયતુંજ ઉત્કૃષ્ટાધ્યવસાય સ્થાનક વિશુદ્ધતાએ અનંતગુણ હોય, તે થકી બીજા સમયનું જઘન્યાધ્યવસાય સ્થાનક અનંતગુણ, તેહ થકી તેહજ સમયનું ઉત્કૃષ્ટ અધ્યવસાય સ્થાનક અનંતગુણ,એમ યાવત ચરિમ (છેલ્લા) સમય લગે ષટ્સ્થાન તે કેમ? તે કહે છે-અનંતભાગ વૃદ્ધિ ૧, અસંખ્યાતભાગ વૃદ્ધિ ૨, સંખ્યાતભાગ વૃદ્ધિ ૩, સંખ્યાતગુણ વૃદ્ધિ ૪, અસંખ્યાત-ગુણ વૃદ્ધિ ૫, અનંતગુણવૃદ્ધિ ૬, અને ઉત્કૃષ્ટથકી જો હીણા વિચારીએ તો અનંતભાગ હીન ૧, અસંખ્યાતભાગ હીન ૨, સંખ્યાતભાગ હીન ૩, સંખ્યાતગુણ હીન ૪, અસંખ્યાત-ગુણ હીન ૫, અનંતગુણ હીન પણ હોય ૬, એ છટ્ઠાણવડિયા જાણવા સમકાળે એ ગુણઠાણે પેઠાને (પ્રાપ્ત કરનારાને) પરસ્પર અધ્યવસાય સ્થાનની વ્યાવૃત્તિલક્ષણ નિવૃત્તિ[1] છે તે માટે નિવૃત્તિ ગુણઠાણું પણ એને કહિયે. ૮.

---

૧ ફેરફાર અર્થાત્ આ ગુણઠાણે વર્તતા જીવોના અધ્યવસાયોમાં જિતના હોય છે

સમકાળે નવમ ગુણસ્થાન પ્રતિપન્ન ઘણા જીવના પણ અન્યોન્યે અધ્યવસાય સ્થાનક સરખા હોય. સૂક્ષ્મ કિટ્ટીકૃત સંપરાયની અપેક્ષાએ ત્યાં સ્થૂળ કષાય છે તે માટે બાદર સંપરાય નામ પણ કહીએ. સંપરાય શબ્દે કષાય જાણવા. તે માટે એને અનિવૃત્તિ બાદર સંપરાય ગુણ-સ્થાન કહીએ, એનું પણ અંતર્મુહૂર્ત માનછે. તે અંતર્મુહૂર્ત માંહિ જેટલા સમય તેટલા તિહાં પેહાને અધ્યવસાય સ્થાનક હોય. એક સમયે પેહાને એકજ અધ્યવસાય સ્થાનક હોય, તે પ્રથમ સમયથી માંડીને સમયે સમયે અનંતગુણ વિશુદ્ધ યથોત્તર અધ્યવસાય સ્થાનક હોય. ત્યાં કર્મ ખપાવે તથા ઉપશમાવે તે ક્ષપક તથા ઉપશમક કહિયે. ૯.

સૂક્ષ્મ છે સંપરાય તે કિટ્ટીકૃત લોભ કષાયનો ઉદય જ્યાં તે સૂક્ષ્મ સંપરાય ગુણ સ્થાનક કહિયે. તે પણ બે ભેદે-ક્ષપક અને ઉપશમક ૨. તે જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત પ્રમાણ ૧૦.

ઉપશમાવ્યા છે કષાય જેણે તે ઉપશાંત કષાય તે માટેજ વીતરાગ. અને છદ્મ એટલે ઘાતિકર્મ તે સત્તાએ છે જ્યાં તે છદ્મસ્થ. તે માટે અગીયારમું 'ઉપશાંત મોહ વીત-રાગ છદ્મસ્થ' ગુણ સ્થાનક કહીએ. એ ગુણઠાણે અઠ્ઠાવીશ મોહનીયકર્મની પ્રકૃતિ ઉપશમાવી હોય;એની સ્થિતિ જઘન્ય એક સમય, ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત. તે પછી નિશ્ચે તે ભવક્ષયે અથવા કાળક્ષયે પડે.તિહાં આયુ ક્ષયે મરે[1] તો અનુત્તરવિમાને જાય. તિહાં પ્રથમ સમયેજ ચોથું ગુણઠાણું પડિવજ્જે (પ્રાપ્ત

૧ સાત લવ આયુષ્ય ઓછુ હોવાથી જે મરે તે જો વજ્ર-ઋષભ નારાચ સંઘયણવાળો હોય તો અનુત્તર વિમાને જાય, જો તેને સાત લવ આયુ વધારે હોત તો તે મોક્ષે જાત.

કરે ) અને ઉપશાંત ગુણઠાણાનો કાળ પૂરો થયે પડે તો તે જે અનુક્રમે ચઢયો હોય, તે અનુક્રમે પડે. કોઈ છઠ્ઠે આવી રહે. કાંઈક પાંચમે કે ચોથે રહે કોઈક સાસ્વાદને આવીને મિથ્યાત્વે પણ જાય. ૧૧

સર્વથા ક્ષીણ થયા છે કષાય જ્યાં અને વીતરાગછદ્મસ્થ તે ક્ષીણકષાયવીતરાગછદ્મસ્થ ગુણસ્થાનક બારમું જાણવું, તે ક્ષપકનેજ હોય. જઘન્ય અને ઉત્કૃષ્ટ પણ અંતર્મુહૂર્ત પ્રમાણ કાળ બંને તુલ્યજ હોય ૧૨.

મન, વચન અને કાયયોગે સહિત વર્તે અને ઘાતિકર્મના ક્ષયથકી કેવળજ્ઞાનવંત હોય, તે સયોગીકેવળી ગુણઠાણું તેરમું, તિહાં મનોયોગ તે મનપર્યવ જ્ઞાનીએ તથા અનુત્તરવાસી દેવતાએ મને કરી પૂછયા સંદેહનો ઉત્તર કેવળી મનેજ કરીને દિયે તે કેવળીના મનોદ્રવ્ય મન પર્યવજ્ઞાને અથવા અવધિજ્ઞાને કરીને તે પૃછણહાર જાણે, વચનયોગે દેશના દિયે, કાયયોગે મેષોન્મેષાદિકે પ્રવર્તે, તે ગુણસ્થાનક જઘન્ય અંતર્મુહૂર્ત, ઉત્કૃષ્ટ દેશે ઊણી પૂર્વકોડિ વર્ષ લગે રહેઠાણ.

ત્રણે યોગનો રોધ કરે જ્યાં તે અયોગી કેવળી ગુણસ્થાન ચૌદમું જાણવું તે કેમ ? તેઓમાંને અંતે ભવોપગ્રાહી કર્મક્ષેપવવાને કાજે પ્રથમ બાદર કાયયોગે કરીને બાદર મનોયોગ રૂંધે, તે પછી વચન યોગ રૂંધે, તે પછી સૂક્ષ્મ કાયયોગે કરીને બાદર કાયયોગ રૂંધે, તે વડેજ સૂક્ષ્મ મનોયોગ અને સૂક્ષ્મ વચનયોગ રૂંધે તે પછી સૂક્ષ્મ કાયયોગને સૂક્ષ્મક્રિયા અનિવૃત્તિ શુકલ ધ્યાનને ધ્યાવતો વળી રૂંધે, ત્યારે તે અયોગી[1] થયો વળી પાંચ હ્રસ્વાક્ષર (ઉચ્ચારણ-

૧ યોગ રહિત-અહીં કોઈ શંકા કરે કે યોગ રહિત હવા માટે શરીર વિના ધ્યાન કેમ હોઈ શકે ? તેનું સમાધાન કરે છે કે

માત્ર કાળ શૈલેશીકરણ કરે. [2] शैलेशो मेरुस्तस्येयं स्थिरतावस्थासाम्यात् शैलेशी, यद्वा सर्वसंवरशीलेश आत्मा तस्येयं योगनिरोधावस्था शैलेशी तस्यां करणं वेदनीयनामगोत्रकर्मत्रयस्याऽसंख्येयगुणया श्रेण्या निर्जरणं शैलेशीकरणं. તે કરીને ઋજુ શ્રેણીએ એક સમયે સમયાંતરને અણફરસતો[3] થકો મોક્ષે[4] જાય. ૧૪.

એ ચૌદ ગુણઠાણાનો વિચાર વિસ્તારે મોટી ટીકાથી જાણવો ર.

---

ત્યાં સૂક્ષ્મ કાયયોગ રહે છે માટે ધ્યાન સંભવે છે. વળી એમ પણ શંકા થાય કે સૂક્ષ્મ કાય છે છતાં અયોગી કેમ કહ્યા? તેનું સમાધાન આ પ્રમાણે જાણવું કે તે કાય યોગ અત્યંત સૂક્ષ્મ છે, તરતમાં ક્ષય થવાનો છે અને શરીર સંબંધી કાર્ય કરવાને અસમર્થ છે માટે યોગ છતાં અયોગી કહેવું તેમાં કાંઈ વિરૂદ્ધતા નથી.

૨ શૈલેશ એટલે મેરૂપર્વત તેની સ્થિરતાનું સરખાપણું હોવાથી શૈલેશીકરણ એટલે મેરૂપર્વતની જેમ સ્થિર–નિષ્પ્રકંપ થવું. અથવા સર્વ પ્રકારે સંવર તે **શીલ** (સ્વભાવ) તેનો ઈશ એટલે સ્વામી તે **શીલેશ** અર્થાત્ આત્મા, તેની આ યોગનિરોધાવસ્થા તે **શૈલેશી** તેને વિષે જે કરણ અર્થાત્ વેદનીય, નામ અને ગોત્ર એ ત્રણ કર્મને અસંખ્યાત ગુણ શ્રેણીવડે નિર્જરવું તે શૈલેશીકરણ.

૩ પોતાના આત્મપ્રદેશોવડે જેટલા આકાશ પ્રદેશને વિષે અવગાઢ છે તેટલાજ આકાશ પ્રદેશને સમશ્રેણીએ અવગાહન કરતો એકજ સમયમા સમયાન્તરને નહિ સ્પર્શ કરતો લોકાંત પર્યંત જાય છે અને ત્યાં સ્થિત રહે છે. તે ઉપર ધર્માસ્તિકાયાદિ નથી તેથી અલોકમાં જતો નથી. (સામાન્ય ગતિમાં એક આકાશ પ્રદેશથી બીજે આકાશ પ્રદેશે જતાં અનેક સમય લાગે છે પણ) આત્માની અનંત શક્તિ હોવાથી એક સમયમાંજ લોકાંતે જાય છે.

૪ કર્મ રહિત થયા છતાં આત્મા લોકાંતે કયા હેતુએ જાય?

અભિનવકમ્મગ્ગહણં,બંધો ઓહેણ તત્થ વીસસયં ॥
તિત્થયરાહારગદુગ-વજ્જં મિચ્છંમિ સતરસયં ॥૩॥

| | |
|---|---|
| અભિનવ-નવા | તિત્થયર-તીર્થંકર નામ કર્મ |
| કમ્મગ્ગહણં-કર્મનું ગ્રહણુ | આહારગદુગ-આહારકદ્વિક |
| બંધો-બંધ | વજ્જં-વર્જીને |
| ઓહેણ-ઓઘે | મિચ્છંમિ-મિથ્યાત્વે |
| તત્થ-ત્યાં,બંધે | સતરસય-એકસોસત્તર |
| વીસસયં-એકસોવીશ | |

અર્થ—નવિન કર્મનું ગ્રહણ તે બંધ કહેવાય છે. ત્યાં (બંધને વિષે) સામાન્યે એકસો વીશ પ્રકૃતિ હોય તીર્થંકર નામકર્મ અને આહારકદ્વિક વર્જીને એકસો સત્તર પ્રકૃતિ મિથ્યાત્વે બંધમાં હોય છે. ૩

વિવેચન—મિથ્યાત્વાદિક હેતુએ કરીને અભિનવ તે નવા કર્મ પુદ્ગળ, તેને ગ્રહીને આત્મપ્રદેશ સંઘાતે બાંધવા

કેમકે તે નિષ્ક્રિય થવાથી ગતિનો સંભવ નથી તેનું શાસ્ત્રકાર સમાધાન કરે છે કે—૧ કુંભારનો ચાક, હિંડોનો અને બાણને વિષે જેમ પૂર્વ પ્રયોગથી ભ્રમણ ગમનાદિ ક્રિયા થાય છે તેવી રીતે સિદ્ધોની પૂર્વ પ્રયોગવડે ગતિ ક્રિયા થાય છે ૨ માટીના લેપથી સર્વથા મુક્ત થવાથી તુંબડીની જેમ પાણીમાં ઉર્ધ્વ ગતિ થાય છે તેમ કર્મ રૂપ લેપથી મુક્ત થવાથી સિદ્ધની ઉર્ધ્વ ગતિ થાય છે ૩ એરંડના ગુચ્છાના બંધનો છેદ થવાથી એરંડબીજની ઉર્ધ્વ ગતિ થાય છે તેમ કર્મરૂપ બંધના છેદથકી સિદ્ધની ઉર્ધ્વ ગતિ થાય છે ૪ જીવની ઉર્ધ્વ ગતિ છે અને પુદ્ગલની અધોગતિ છે તેથી માટી પાષાણ વગેરે જેમ પોતપોતાની સ્વાભાવિક ગતિએ પ્રવર્ત્ત છે તેમ જીવ પણ પોતાની સ્વાભાવિક ઉર્ધ્વ ગતિ હોવાથી ઉંચે જાય છે

તે બંધ કહીએ. તિહાં બંધે ઓઘપણે-સર્વ ગુણઠાણાં આશ્રી-ને સામાન્યપણે એકસોવીશ પ્રકૃતિ હોય. તે કઈ? જ્ઞાના૦ ૫, દર્શના૦ ૯, વેદનીય બે, મોહનીય ૨૬, આયુઃ ૪, નામ૬૭, ગો૦ બે, અં૦ પાંચ, એ સર્વે મળી ૧૨૦. તે માંહેથી તીર્થંકર નામ ૧, અને આહારકદુગ તે આહારકશરીર ૧, આહારકાંગોપાંગ ૨, એ ત્રણ વર્જીને એકસોસત્તર પ્રકૃતિ મિથ્યાત્વ ગુણઠાણે બાંધે. તે કેમ? જે તીર્થંકર નામ તો સમ્યક્ દૃષ્ટીજ બાંધે અને આહારકદ્વિક તો અપ્રમત્તજ બાંધે તે માટે મિથ્યાત્વે ન બંધાય ૩.



નરયતિગ જાઇથાવર,-ચઉ હુંડાયવછિવટ્ઠનપુમિચ્છં॥
સોલંતો ઇગહિઅસય,સાસણિ તિરિથીણદુહગતિગં॥૪॥

| | |
|---|---|
| નરયતિગ-નરકત્રિક. | મિચ્છં-મિથ્યાત્વ મોહનીય. |
| જાઇ-જાતિ ચતુષ્ક. | સોલંતો-સોલનો અંત કરે. |
| થાવરચઉ-થાવર ચતુષ્ક. | ઇગહિઅસય-એકસોએક. |
| હુંડ-હુંડસ્થાન. | સાસણિ-સાસ્વાદને. |
| આયવ-આતપ નામ. | તિરિ-તિર્યંચત્રિક. |
| છિવટ્ઠ-છેવટ્ઠું સંઘયણ. | થીણ-થીણદ્ધીત્રિક. |
| નપુ-નપુંસક વેદ. | દુહગતિગં-દૌર્ભાગ્યત્રિક. |

અર્થ—નરકત્રિક, જાતિચતુષ્ક, સ્થાવર ચતુષ્ક, હુંડ સંસ્થાન, આતપનામ, છેવટ્ઠું સંઘયણ, નપુંસકવેદ અને મિથ્યાત્વ મોહનીય (એ) સોલનો અન્ત થાય એટલે સાસ્વાદને એકસો એક પ્રકૃતિ હોય. ત્યાં તિર્યંચત્રિક, થીણદ્ધિત્રિક અને દુર્ભાગ્યત્રિક; ૪.

વિવેચન—નરકગતિ ૧, નરકાનુપૂર્વી ૨, નરકાયુ ૩ એ નરકત્રિક ૩, એકેંદ્રિય ૧,બેઇંદ્રિય ૨, તેઇંદ્રિય ૩, ચઉરિંદ્રિય ૪ એ જાતિ ચતુષ્ક ૭, સ્થાવર ૧, સૂક્ષ્મ ૨, અપર્યાપ્ત ૩, સાધારણ ૪ એ સ્થાવર ચતુષ્ક ૧૧, હુંડ સંસ્થાન ૧૨, આતપ નામ ૧૩, છેવઠું સંઘયણ ૧૪, નપુંસકવેદ ૧૫, મિથ્યાત્વ મોહનીય ૧૬, એ સોળ પ્રકૃતિનો બંધ મિથ્યાત્વ પ્રત્યયિકજ છે (મિથ્યાત્વીજ કરે) તે માટે મિથ્યાત્વ ગુણઠાણાને અંતે એનો પણ અંત–અભાવ થાય, ત્યારે સાસ્વાદન ગુણઠાણે એકસોએક ૧૦૧ બંધાય. તિર્યંચગતિ ૧, તિર્યંચ અનુપૂર્વી ૨, તિર્યંચાયુ ૩ એ તિર્યંચત્રિક ૩, પ્રચલા ૧, પ્રચલાપ્રચલા ૨, થીણદ્ધી ૩ એ થીણદ્ધિત્રિક ૬, દુર્ભગ૧, દુસ્વર ૨, અનાદેય ૩ એ દુર્ભગત્રિક ૯,–૪.

---

અણમજ્ઝાગિઇસંઘયણચઉનિઉજ્જોઅકુખગઇત્થિત્તિ
પણવીસંતો મીસે, ચઉસયરિ દુઆઉઅ અબંધા ॥૫॥

| | |
|---|---|
| અણ–અનંતાનુબંધી | ત્થિત્તિ–સ્રીવેદ એમ |
| મજ્ઝાગિઈ મધ્યાકૃતિ | પણવીસંતો–પચીશનો અંત. |
| સંઘયણ–સંઘયણ | મીસે–મિશ્ર ગુણઠાણે |
| ચઉ–એ ત્રણ ચતુષ્ક | ચઉસયરિ–ચુમ્મોતેર |
| નિઅ–નીચ ગોત્ર | દુઆઉઅ–બે આયુષ્યનો. |
| ઉજ્જોઅ-ઉદ્યોતનામ | અબંધા–અબંધ હોવાથી |
| કુખગઇ–અશુભ વિહાયોગતિ | |

અર્થ—અનંતાનુબંધિ ચતુષ્ક, મધ્ય સંસ્થાન ચતુષ્ક, મધ્યસંઘયણ ચતુષ્ક, નીચગોત્ર, ઉદ્યોતનામ, અશુભવિહાયો-

ગતિ, સ્ત્રીવેદ એમ પચ્ચીશનો અંત થાય એટલે મિશ્રે બે આયુષ્યનો [1]અબંધ હોવાથી ચુમ્મોતેર પ્રકૃતિ હોય. ૫.

વિવેચન—અનંતાનુબંધી ક્રોધ ૧, માન ૨, માયા ૩, લોભ ૪, એવં ૧૩, પેહેલું છેલ્લું વર્જીને વચલાં ચાર આકૃતિ તે સંસ્થાન—ન્યગ્રોધ ૧, સાદ ૨, વામન ૩, કુબ્જ ૪, એવં ૧૭, ચાર સંઘયણ તે ઋષભનારાચ ૧, નારાચ ૨, અર્ધનારાચ ૩, કીલિકા ૪, એવં ૨૧, નીચૈર્ગોત્ર ૨૨, ઉદ્યોત નામ ૨૩, અશુભવિહાયોગતિ ૨૪, સ્ત્રીવેદ ૨૫, એ પચ્ચીશ પ્રકૃતિનો અનંતાનુબંધી પ્રત્યયિક[2] બંધ છે તે માટે સાસ્વાદનને અંતે એનો પણ અંત થાય; ત્યારે મિશ્ર ગુણઠાણે ચુમ્મોતેર ૭૪ પ્રકૃતિનો બંધ હોય. એકસોએક માંહેથી પચીસ કાઢીયે ત્યારે તો ૭૬ રહે; પણ ઇહાં મનુષ્યાયુઃ ૧, દેવાયુ ૨, એ બે આયુઃ પણ ન બાંધે તેથી ૭૪ રહે, કેમકે મિશ્રદૃષ્ટિ પરભવાયુ ન બાંધે, તેમ મરે પણ નહિ. सम्मामिच्छदिट्ठी, आउय बंधं पि न करेइत्ति[3]. ૫

---

૧ અબંધ એટલે આ ગુણઠાણે બંધાય નહિ પણ આગળને ગુણઠાણે બંધાશે. તેથી બંધવિચ્છેદ નહિ કહેતાં અબંધ કહ્યો.

૨ આ પચીશ પ્રકૃતિ મધ્યે ઉદ્યોત નામ અને તિર્યંચાયુ વિના ૨૩ પ્રકૃતિ તીવ્ર સંક્લેશે બંધાય અને તે તીવ્ર સંક્લેશ અનંતાનુબંધીને ઉદયે હોય તેથી મિશ્ર પ્રમુખ આગળના ગુણઠાણે બંધ ન હોય અને તિર્યંચાયુ અને ઉદ્યોત નામ એ બે પ્રકૃતિ જો કે પુન્યની છે પરંતુ તિર્યંચ પ્રાયોગ્ય હોવાથી તેનો મિથ્યાત્વ પ્રત્યયિક બંધ જાણવો.

૩ સમ્યગ્ મિથ્યાદૃષ્ટિ (મિશ્રદૃષ્ટિ) આયુનો બંધ પણ ન કરે.

સમ્મે સગસયરિ જિણા ઉબધિ વઇરનરતિઅબિઅક-
સાયા, ઉરલદુગ તો દેસે, સત્તઠ્ઠી તિઅકસાય તો ॥ ૬ ॥

| | |
|---|---|
| સમ્મે-સમ્યક્ દૃષ્ટિએ | ત્યાખ્યાનીય ચાર કષાય. |
| સગસયરિ-સીત્તોતેર | ઉરલદુગ તો-ઔદારિક દ્વિક-નો અંત કરે. |
| જિણ-જિન નામ | |
| આઉ-મનુષ્યાયુ તથા દેવાયુ | દેસે-દેશ વિરતિએ |
| બધિ-બાધે છતે | સત્તઠ્ઠી-સડસઠ |
| વઇર-વજ્રઋષભ નારાચ | તિઅ-ત્રીજા પ્રત્યાખ્યાનીય |
| નરતિઅ-મનુષ્યત્રિક | કસાય તો-કષાયનો અંત(કરે). |
| બિઅકસાયા-બીજા અપ્ર | |

અર્થ—સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે જિનનામ અને બે આયુષ્ય બાંધે છતે સિત્તોતેર પ્રકૃતિ હોય (ત્યાં) વજ્રઋષભનારાચ સંઘયણ, મનુષ્યત્રિક, બીજા કષાયો, ઔદારિકદ્વિક (એ દશ)નો અન્ત થાય એટલે દેશવિરતિએ સડસઠ પ્રકૃતિ હોય. ત્રીજા કષાયનો અંત થાય (એટલે)-૬

વિવેચન—અવિરત સમ્યક્ત્વગુણઠાણે સિત્તોતેર૭૭બાંધે, તે કેમ? જિનનામ ૧ મનુષ્યાયુ ૨, દેવાયુ ૩, એ ત્રણ ૭૪ મા મેળવીએ એટલે ૭૭ થાય, કેમકે જિનનામનો બંધ તો સમ્યક્ત્વ પ્રત્યયિકજ છે. તે માટે કોઇક ઇંહા બાંધે, અને નારક ૧ દૃષ્ટિ દેવતા કે નારકી મનુષ્યાયુજ બાંધે અને સમ્યગ્ દૃષ્ટિ મનુષ્ય કે તિર્યંચ દેવાયુજ બાંધે તે માટે. વળી વજ્રઋષભ નારાચ સંઘયણ ૧, મનુષ્ય ગતિ, મનુષ્યાયુ, મનુષ્યાનુપૂર્વી એ નરત્રિક ૩,બીજા અપ્રત્યાખ્યાનીય ચાર કષાય-ક્રોધ, માન, માયા અને લાભ,ઔદારિક શરીર ૧, ઔદારિકાંગોપાંગ ૨, એ દશનો અંત કરીએ તેવારે દેશવિરતિ ગુણઠાણે

અડસઠ ૬૭ બંધાય. એ [1]દશ દેશવિરતિ ન બાંધે તે માટે. વળી ત્રીજા પ્રત્યાખ્યાનીયા ક્રોધ, માન, માયા, લોભ એ એ ચારનો અંત કરીએ-ટાળીયે તે વારે-૬.

---

તેવટ્ઠિ પમત્તે સોગ અરઇ અથિરદુગ અજસ અસ્સાયં
વુચ્છિજ્જ છચ્ચ સત્ત વ, નેઇ સુરાઉં જયા નિટ્ઠં ॥૭॥

| | |
|---|---|
| તેવટ્ઠિ-ત્રેસઠ. | વુચ્છિજ્જ-વિચ્છેદ પામે. |
| પમત્તે-પ્રમત્ત ગુણઠાણે. | છચ્ચ-૭ પ્રકૃતિ. |
| સોગ-શોક મોહનીય. | સત્ત વ-અથવા સાત પ્રકૃતિ. |
| અરઇ-અરતિ મોહનીય. | સુરાઉં-સુરાયુને. |
| અથિરદુગ-અસ્થિર દ્વિક. | જયા-જ્યારે. |
| અજસ-અયશ નામ કર્મ. | નિટ્ઠંનેઇ-નેષ્ઠા પમાડે, બંધ સંપૂર્ણ કરે. |
| અસ્સાયં-અસાતા વેદનીય. | |

અર્થ—પ્રમત્તે ત્રેસઠ બંધાય.(ત્યાં શોક,અરતિ,અસ્થિર-દ્વિક, અયશ અને અસાતાવેદનીય એ ૭ વિચ્છેદ થાય, અથવા જ્યારે દેવાયુને સંપૂર્ણ બાંધે ત્યારે સાત વિચ્છેદ થાય. ૭.

---

૧ એ દશ પ્રકૃતિ માહેની બીજા કષાય શિવાયની ૭ પ્રકૃતિ મનુષ્યગતિ પ્રાયોગ્ય હોવાથી સમ્યગ્ દ્રષ્ટિ દેવતા અને નારકી બાંધી શકે પરંતુ તેમને આ ગુણઠાણું નથી અને મનુષ્ય તથા તિર્યંચ તો આ ગુણઠાણે વર્તતા દેવાયુજ બાંધે, માટે એ ૭ પ્રકૃતિ દેશવિરતિ ન બાંધે. બીજા કષાયનો દેશવિરતિને ઉદય નથી માટે તે પણ ન બાંધે. કેમકે જે કર્મને ભોગવે તેને બાંધે એવો પ્રાય. નિયમ છે.

વિવેચન—[૧]પ્રમત્ત ગુણઠાણે ત્રેસઠ પ્રકૃતિનો બંધ હોય. ત્યાં શોક ૧, અરતિ ૨, અસ્થિરનામ ૧, અશુભ નામ ૨ એ અસ્થિરદુગ, અજસ ૪, અયશ ૫, અસાતાવેદનીય ૬, એ પ્રકૃતિ વ્યુચ્છેદ પામે. જો કોઈક પ્રમત્ત સંયત દેવાયુ બાંધવા માંડે અને સંપૂર્ણ કરી નિષ્ઠા (અંત) પમાડે તો સાત નો અંત કરે. ૭

---

ગુણસટ્ઠિ અપ્પમત્તે, સુરાઉ બંધંતુ જઇ ઇહાગચ્છે ॥
અન્નહ અટ્ઠાવણ્ણા, જં આહારગદુગં બંધે ॥૮॥

| | |
|---|---|
| ગુણસટ્ઠિ—ઓગણસાઠ | અન્નહ—અન્યથા |
| અપ્પમત્તે—અપ્રમત્તે | અટ્ઠાવણ્ણા—અટ્ઠાવન |
| સુરાઉ—સુરાયુ | જં—જે કારણ માટે |
| બંધંતુ—બાંધતો થકો | આહારગદુગ—આહારકદ્વિક |
| જઇ—જો | બંધે—બાંધે, બંધમાં હોય |
| ઇહાગચ્છે—અહીં આવે તો | |

અર્થ—દેવતાનુ આયુષ્ય બાંધતો જો અહિં આવે તો ઓગણસાઠ પ્રકૃતિ અપ્રમત્તે બંધાય, અન્યથા અટ્ઠાવન બંધાય જે કારણ માટે આહારકદ્વિક બંધમાં હોય. ૮.

વિવેચન—ત્રેસઠમાંથી પૂર્વોક્ત [૨]૭ પ્રકૃતિનો અંત કરીને આહારકદ્વિક મેળવીએ ત્યારે ઓગણસાઠ પ૯ પ્રકૃતિ અપ્રમત્ત

૧ અહિં ત્રીજા કષાયનો ઉદય નથી માટે બાંધે નહિ

૨ એ ૬ પ્રકૃતિનું નિમિત્ત પ્રમાદ છે માટે પ્રમાદ નિમિત્તે એ ૬ બંધાય પણ અપ્રમત્ત ગુણઠાણાથી માંડીને વિશુદ્ધ અધ્યવસાય છે માટે તે અહીં બંધાય નહિ તેમ આયુષ્ય પણ અસ્થિર પરિણામે બંધાય છે માટે તે પણ બંધાય નહિ

ગુણઠાણે બંધાય. દેવતાનું આયુ તો પ્રમત્તજ બાંધવા માંડે પણ અપ્રમત્ત બાંધવા ન માંડે કેમકે તેતો અતિ વિશુદ્ધછે અને સ્થિર પરિણામી છે. અને આયુ તો [1]ઘોલના પરિણામેજ બંધાય તે માટે કોઈક પ્રમત્ત જતે આયુ બાંધી રહે અને કોઈક તે બાંધતોજ અપ્રમત્ત ગુણઠાણે આવે અને તિહાં પૂરૂં કરે ત્યારે અપ્રમત્તે પણ દેવાયુનો બંધ કહિયે, ત્યારે છનો અંત અને આહારદ્વિક મેળવતાં ૫૯ બાંધે. અન્યથા પ્રમત્ત થકોજ દેવાયુ બાંધી રહ્યો હોય અથવા દેવાયુ બાંધતોજ ન હોય ત્યારે ૬૩ માંથી ૭ કાઢીએ અને બે ભેળવીએ ત્યારે ૫૮ બાંધે, જે માટે આહારક શરીર ૧, આહારકોપાંગ ૨, એ બે પ્રકૃતિ અપ્રમત્તજ બાંધે પણ પ્રમત્ત ન બાંધે ૮.

---

અડવન્ન અપુવ્વાઇંમિ,નિદ્દદુગંતો છપન્ન પણભાગે ॥
સુરદુગપણિંદિસુખગઇ–તસનવઉરલવિણુ તણુવંગા. ૯
સમચઉરનિમિણજિણવન્ન,-અગુરૂલહુચઉ છલંસિ તીસંતો
ચરમે છવીસબંધો, હાસરઈકુચ્છભયભેઓ ॥૧૦॥

અડવન્ન–અઠ્ઠાવન.
અપુવ્વાઇંમિ–અપૂર્વ કારણના પ્રથમ ભાગે.
નિદ્દદુગંતો–નિદ્રાદ્વિકનો અંત કરે.
છપન્ન–છપ્પનનો બંધ.
પણ ભાગે–પાંચ ભાગે.
સુરદુગ–સુરદ્વિક.
પણિંદિ–પંચેંદ્રિય જાતિ.
સુખગઇ–શુભ વિહાયોગતિ.
તસનવ–ત્રસનવક.
ઉરલવિણુ–ઔદારિક વિના.
તણુ–શરીર ચાર.
ઉવંગા–ઉપાંગ–વૈક્રિય તથા આહારકના.
સમચઉર–સમચતુરસ્ર.

---

[1] અવિશુદ્ધ–અસ્થિર.

| | |
|---|---|
| નિમિણ-નિર્માણ નામ | તીસ તો-ત્રીશનો અંત થાય |
| જિણ-જિન નામ | ચરમે-છેલ્લે ભાગે |
| વન્ન-વર્ણ ચતુષ્ક | છવીસ બંધો-છવ્વીશનો બંધ. |
| અગુરૂલહુચઉ-અગુરૂ લઘુ ચતુષ્ક | હાસરઈકુચ્છભય-હાસ્ય,રતિ, દુગંછા, અને ભયનો |
| છલ્લંસિ-છઠ્ઠે ભાગે | ભેઓ-નાશ ( ભેદ કરે ) |

અર્થ—અપૂર્વ કરણના પહેલે ભાગે અઠ્ઠાવન હોય, ત્યાં નિદ્રાદ્વિકનો અંત થાય ત્યારે પાંચ ભાગે છપ્પન્ન બંધાય. સુરદ્વિક, પંચેંદ્રિયજાતિ, શુભવિહાયોગતિ, ત્રસનવક, ઓદારિકવિના શરીર અને ઉપાંગ, સમચતુરસ્ર સંસ્થાન, નિર્માણનામ,જિનનામ,વર્ણચતુષ્ક અગુરૂલઘુચતુ'-(એ)[1]ત્રીશનો છઠ્ઠે ભાગે અન્ત થાય એટલે છેલ્લે ભાગે છવીશનો બંધ થાય ત્યાં હાસ્ય, રતિ, જુગુપ્સા અને ભયનો છેદ થાય ૯ ૧૦.

વિવેચન—હવે અપૂર્વકરણ ગુણઠાણાના સાત ભાગ કરીએ તેમાં પહેલે ભાગે એજ પૂર્વોક્ત ૫૮ પ્રકૃતિ બાંધે ઉગ અઠ્ઠાવન માહેથી નિદ્રા ૧, નિદ્રાનિદ્રા ૨, એ બેનો અંત કરીએ ત્યારે બીજે ત્રીજે ચોથે પાંચમે છઠ્ઠે એ પાંચ ભાગને વિષે છપન્ન ૫૬ પ્રકૃતિનો બંધ હોય દેવગતિ ૧, દેવાનુપૂર્વી ૨ એ દેવદ્વિક, પંચેંદ્રિય જાતિ ૧, શુભવિહાયોગતિ ૧, ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩, પ્રત્યેક ૪, સ્થિર ૫, શુભ ૬,સુભગ ૭,સુસ્વર ૮,આદેય ૯ એ ત્રસ નવક, ઔદારિક વિના

૧ ચારિત્ર મોહનીયને ખપાવતો અથવા ઉપશમાવતો અપૂર્વ કરણ કરે તેથી વિશુદ્ધ અધ્યવસાયે કરી સંસાર ભ્રમણ હેતુક ગતિ-આયોગ્ય નામ કર્મનો વિરહ કરે તેથી એ ત્રીશ પ્રકૃતિનો દેવગતિ આયોગ્ય બંધ ટાળે

વૈક્રિય ૧, આહારક ૨, તૈજસ ૩, કાર્મણ ૪, એ ચાર શરીર અને વૈક્રિયોપાંગ ૧, આહારકોપાંગ ૨, એ બે ઉપાંગ; સમચતુરસ્ર સંસ્થાન ૧, નિર્મ્માણનામ ૧, જિનનામ ૧; વર્ણ ૧, ગંધ ૨, રસ ૩, સ્પર્શ ૪ એ વર્ણચતુષ્ક; અગુરૂલઘુચતુષ્ક તે અગુરૂલઘુ ૧, ઉપઘાત ૨, પરાઘાત ૩, ઉચ્છ્વાસ ૪ એ ચાર, એમ ત્રીશ પ્રકૃતિનો છઠ્ઠા ભાગને છેડે છપ્પન્ન ૫૬ માંહેથી અંત કરીએ ત્યારે છેલ્લે સાતમે ભાગે છવીશ ૨૬ પ્રકૃતિનો બંધ હોય. હવે તે છવીશ માંહેથી હાસ્ય ૧, રતિ ૨, જુગુપ્સા ૩ અને ભય ૪, એ ચારનો ભેદ એટલે અંત કરીએ, ત્યારે—૯-૧૦.

---

અનિઅટ્ટિભાગપણગે, ઇગેગહીણો દુવીસવિહબંધો ॥
પુમ સંજલણચઉણ્હં, કમેણ છેઓ સતર સુહુમે ॥૧૧॥

| | |
|---|---|
| અનિઅટ્ટિ—અનિવૃત્તિના. | સંજલણ—સંજ્વલનની. |
| ભાગપણગે—પાંચ ભાગે. | ચઉણ્હં—ચોકડીનો. |
| ઇગેગહીણો—એકેકપ્રકૃતિઓછી. | કમેણ છેઓ—અનુક્રમે છેદ થાય. |
| દુવિસવિહબંધો—બાવીશ પ્રકૃતિનો બંધ હોય. | સતર—સત્તર. |
| પુમ—પુરૂષ વેદ. | સુહુમે—સૂક્ષ્મ સંપરાયે. |

અર્થ—અનિવૃત્તિના પાંચે ભાગે અકેક પ્રકૃતિએ હીન બાવીશ પ્રકૃતિનો બંધ હોય. ત્યાં અનુક્રમે પુરૂષવેદ, સંજ્વલનચાર ( ક્રોધ. માન, માયા, લોભ )નો છેદ થાય ત્યારે સૂક્ષ્મ સંપરાયે સત્તર પ્રકૃતિ બંધાય. ૧૧.

વિવેચન—અનિવૃત્તિબાદરસંપરાયનામા નવમા ગુણઠાણાના પાંચ ભાગ કરીએ તે પાંચે ભાગને વિષે એકેકી પ્રકૃતિ ઓછી કરતાં બાવીશનો બંધ હોય તે કેમ ? તે કહે છે-પહેલે ભાગે બાવીશનો બંધ, બીજે ભાગે પુરૂષવેદ ઓછો કર્યે એકવીશનો બંધ, ત્રીજે ભાગે સંજ્વલન ક્રોધ ટાળ્યે વીશનો બંધ, ચોથે ભાગે સંજ્વલન માન ટાળ્યે ઓગણીશનો બંધ, પાંચમે ભાગે સંજ્વલની માયા ટાળ્યે અઢારનો બંધ, ત્યાર પછી અનુક્રમે સંજ્વલન લોભ ટાળ્યે સૂક્ષ્મસંપરાયનામા દશમે ગુણઠાણે સત્તર પ્રકૃતિનો બંધ હોય. ૧૧.

---

ચઉદંસણુચ્ચજસનાણ-વિગ્ઘદસગંતિ સોલસુચ્છેઓ,
તિસુ સાયબંધ છેઓ, સજોગિ બંધંતુણંતો અ ॥૧૨॥

બંધોમપ્રમત્તો

| | |
|---|---|
| ચઉદંસણુચ્ચ-ચારદર્શનાવરણીય તથા ઉચ્ચૈર્ગોત્ર | તિસુ-ત્રણ ગુણઠાણે |
| જસ-યશ નામ કર્મ | સાયબંધ-સાતાવેદનીયનો બંધ. |
| નાણ-જ્ઞાનાવરણીય પાંચ | છેઓ-છેદ થાય |
| વિગ્ઘ-પાંચ અંતરાય | સજોગી-સયોગીને અંતે |
| દસગંતિ-એ દશ પ્રકૃતિ | બંધંતુ-સાતા-વેદનીયના બંધનો અંત |
| સોલસ-સોળનો | અણંતો-અનંતો ૭ |
| ઉચ્છેઓ-વિચ્છેદ હોય | |

અર્થ—ચાર દર્શનાવરણીય, ઉચ્ચગોત્ર, યશનામ કર્મ, જ્ઞાનાવરણ અને અંતરાય દશક એમ સોળનો ઉચ્છેદ થાય ત્યારે ત્રણ ( ઉપશાંતમોહ, ક્ષીણમોહ અને સયોગી ) ગુણઠાણાને વિષે સાતાનો બંધ હોય. સયોગીએ તેનો છેદ થાય તે બંધનો અંત તથા અનંત જાણવો. ૧૨

વિવેચન—ચક્ષુ ૧,અચક્ષુ ૨,અવધિ ૩ અને કેવળ ૪ એ ચાર દર્શનાવરણીય, ઉચ્ચૈર્ગોત્ર ૧, યશનામ ૧, જ્ઞાનાવરણીય પાંચ અને અંતરાય પાંચ મળી દશ, એમ સર્વ મળીને સોળ પ્રકૃતિનો સાંપરાયિક[1] બંધ છે તે માટે દશમાને અંતે છેદ થાય, આગળ સાંપરાયિકબંધ [2]નથી. ઉપશાન્તમોહ ૧, ક્ષીણમોહ ૨ અને સયોગી ૩,એ ત્રણ ગુણઠાણે કેવળ યોગપ્રત્યયિક એક સાતાવેદનીયનો બંધ છે, તે પણ બ સમયની સ્થિતિનો છે. એક સમયે બાંધે, બીજે સમયે વેદે અને ત્રીજે સમયે નિર્જરે. તે સયોગી ગુણઠાણાને અંતે સાતાવેદનીયના બંધનો પણ અંત કરે, તે અંત અનંતો છે એટલે હવે ફરી કોઈ વારે બાંધશે નહી. ૧૨

બંધાધિકાર સંપૂર્ણ.

---

**ઉદઓ વિવાગવેઅણ—મુદીરણમપત્તિ ઇહ દુવીસસયં ॥**
**સતરસયં મિચ્છે મીસ,સમ્મઆહારજિણણુદયા ॥૧૩॥**

ઉદઓ—ઉદય (તે).
વિવાગ—વિપાક (કાળે), અનુભવવડે.
વેઅણ—વેદવું.
ઉદીરણં—ઉદીરણા (તે).
અપત્તિ—અણ પહોંચે ખેંચીને વેદવું.
ઇહ—અહીં, ઉદય ઉદીરણામાં.
દુવીસસયં-એકસો બાવીશ.
સતરસયં—એકસો સત્તર.
મિચ્છે—મિથ્યાત્વે.
મીસ—મિશ્રમોહનીયનો.
સમ્મ—સમ્યક્ત્વમોહનીયનો.
આહાર—આહારકદ્વિકનો.
જિણ—જિનનામ કર્મનો.
અણુદયા—ઉદય ન હોવાથી.

---

૧ સંપરાય=કષાય, તે કષાય થકી બંધ તે સાંપરાયિક બંધ.
૨ આગળના ગુણઠાણે કષાયના ઉદયનો અભાવ છે માટે.

## બંધયંત્રક

| ૧૪ | ગુણસ્થાનેષુ | મૂળકર્મ | ઉત્તરકર્મ | જ્ઞાના° | દર્શના° | વેદનીય | મોહનીય | આયુ | નામકર્મ | ગોત્ર | અંતરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘે | ૮ | ૧૨૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૭ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વે | ૮ | ૧૧૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદને | ૮ | ૧૦૧ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૩ | ૫૧ | ૨ | ૫ |
| ૩ | મિશ્રે | ૭ | ૭૪ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૬ | ૧ | ૫ |
| ૪ | અવિરતે | ૮ | ૭૭ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૨ | ૩૭ | ૧ | ૫ |
| ૫ | દેશવિરતે | ૮ | ૬૭ | ૫ | ૬ | ૨ | ૧૫ | ૧ | ૩૨ | ૧ | ૫ |
| ૬ | પ્રમત્તસંયતે | ૮ | ૬૩ | ૫ | ૬ | ૨ | ૧૧ | ૧ | ૩૨ | ૧ | ૫ |
| ૭ | અપ્રમત્તે | ૬/૭ | ૫૯/૫૮ | ૫ | ૬ | ૧ | ૯ | ૧/૦ | ૩૧ | ૧ | ૫ |
| ૮ અપૂર્વકરણ | ભાગ ૧ | ૭ | ૫૮ | ૫ | ૬ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ૨ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ૩ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ૪ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ૫ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ૬ | ૭ | ૫૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૩૧ | ૧ | ૫ |
| | ૭ | ૭ | ૨૬ | ૫ | ૪ | ૧ | ૯ | ૦ | ૧ | ૧ | ૫ |
| ૯ અનિવૃત્તિબાદર | ભાગ ૧ | ૭ | ૨૨ | ૫ | ૪ | ૧ | ૫ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ૨ | ૭ | ૨૧ | ૫ | ૪ | ૧ | ૪ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ૩ | ૭ | ૨૦ | ૫ | ૪ | ૧ | ૩ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ૪ | ૭ | ૧૯ | ૫ | ૪ | ૧ | ૨ | ૦ | ૧ | ૧ | ૫ |
| | ૫ | ૭ | ૧૮ | ૫ | ૪ | ૧ | ૧ | ૦ | ૧ | ૧ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મસં૦ | ૬ | ૧૭ | ૫ | ૪ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૫ |
| ૧૧ | ઉપશાંત૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | ક્ષીણમોહે | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | સયોગિ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૪ | અયોગિ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

અર્થ—કર્મોનું અનુભવવડે ભોગવવું તે ઉદય, ઉદયમાં નહિ પ્રાપ્ત થયેલાને વેદવું તે ઉદીરણા જાણવી. તે ઉદય ઉદીરણામાં એકસો બાવીશ પ્રકૃતિ જાણવી. મિશ્ર મોહનીય, સમ્યક્ત્વમોહનીય, આહારકદ્વિક અને જિનનામ ઉદય નહિ હોવાથી મિથ્યાત્વે એકસો સત્તર પ્રકૃતિ ઉદયમાં હોય. ૧૩.

વિવેચન—હવે ઉદય કહે છે. વિપાકે-અનુભવવે કરીને કર્મનું વેદવું-ભોગવવું તે ઉદય કહિયે. કર્મપુદ્ગળ યથાસ્થિતિએ બાંધ્યા અને ઉદયપ્રાપ્ત ન થયાહોય તેને ઉદયે આણવા, તે ઉદીરણા કહિયે. એ ઉદયે અને ઉદીરણાએ ઓઘે-સામાન્યપણે એકસો બાવીશ પ્રકૃતિ હોય. તે કઈ? જ્ઞાનાવ૦ પાંચ, દર્શનાવ૦ ૯, વેદનીય બે, મોહનીય ૨૮, આયુ ૪, નામ ૬૭, ગોત્ર બે અને અંતરાય પાંચ, એ રીતે ૧૨૨; તેમાં મિથ્યાત્વગુણઠાણે એકસોસત્તરનો ઉદય હોય અને પાંચનો ન હોય. તે પાંચ કઈ? મિશ્રમોહનીય ૧, સમ્યક્ત્વમોહનીય ૨, આહારકદ્વિક ૪, જિનનામ ૫, એ પાંચનો ઉદય ન હોય; તેનું કારણ એ છે કે મિશ્રનો ઉદય તો મિશ્રગુણઠાણેજ હોય, સમ્યક્ત્વનો ઉદય [1]ચોથાથીજ હોય, આહારકદ્વિકનો ઉદય તો પ્રમત્તગુણઠાણેજ હોય, જિનનામનો ઉદય તેરમે [2]ગુણઠાણેજ હોય, તેમાટે અહીં મિથ્યાત્વે ન હોય. ૧૩

સુહુમતિગાયવમિચ્છં, મિચ્છંતં સાસણે ઇગારસયં ॥
નિરયાણુપુવ્વિણુદયા, અણથાવરઇગવિગલઅંતો ॥૧૪॥

| | |
|---|---|
| સુહુમતિગ—સૂક્ષ્મત્રિક. | મિચ્છં—મિથ્યાત્વ મોહનીય. |
| આયવ—આતપ નામ. | મિચ્છંતં—મિથ્યાત્વગુણઠાણે અંત થાય. |

૧ ચોથાથી સાતમા ગુણઠાણા સુધી. ૨ તીર્થંકર નામનો ઉદય ૧૩-૧૪ ગુણઠાણે કહ્યો તે રસોદય સમજવો. પ્રદેશોદય તો ચોથાથી જાણવો.

| | |
|---|---|
| માસણે-સાસ્વાદને | અણ-અનંતાનુબંધિ ચાર |
| ઇગારસય -એકસો અગિયાર | થાવર-સ્થાવર નામ |
| નિરયાણુપુવ્વિ-નરકાનુપૂર્વીનો | ઇગ-એકેંદ્રિય જાતિ |
| | વિગલ-વિકલેંદ્રિય જાતિનો |
| આણુદયા-અનુદય હોવાથી | અંતો-અંત હોય |

અર્થ—સૂક્ષ્મત્રિક, આતપનામ અને મિથ્યાત્વનો મિથ્યાત્વ ગુણઠાણે અંત થાય, ત્યારે સાસ્વાદને નરકાનુપૂર્વિનો ઉદય ન હોવાથી એકસો અગ્યાર પ્રકૃતિ હોય. ત્યાં અનંતાનુબંધિ કષાય, સ્થાવરનામ કર્મ, એકેંદ્રિય જાતિ, વિકલેન્દ્રિય (બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય) જાતિ(એ નવ)નો અંત થાય. ત્યારે—૧૪.

વિવેચન—સૂક્ષ્મ ૧, અપર્યાપ્ત ૨, સાધારણ ૩, એ સૂક્ષ્મત્રિક, આતપનામકર્મ ૧, મિથ્યાત્વમોહનીય ૧, એ પાંચ પ્રકૃતિ મિથ્યાત્વલગેજ હોય પછી ન હોય, ત્યારે સાસ્વાદને એકસો અગ્યારનો ઉદય હોય. ૧૧૭ માહેથી પાંચ કાઢીયે ત્યારે તો એકસો બાર રહે, પણ એ ગુણઠાણે નરકની આનુપૂર્વીનો ઉદય[1] ન હોય તે માટે ૧૧૧ નો ઉદય હોય, ઇંહા એ ભાવના છે કે—સૂક્ષ્મ, અપર્યાપ્ત અને સાધારણ એ તો મિથ્યાત્વી[2] હોય છે સાસ્વાદની એહમાં ઉપજે નહી અને પછી પણ એ સાસ્વાદનપણું પામે નહી તે

---

૧ નરકાનુપૂર્વીનો ઉદય વક્રગતિવડે નરકગતિમાંહે જતા જીવને પર્યંતે સમયે હોય પણ ઔપશમિક સમ્યક્ત્વ વમતા સાસ્વાદનવાળો નરક ગતિમાં જાય નહિ, મિથ્યાત્વી થઇનેજ જાય

૨ સૂક્ષ્મ નામનો ઉદય સૂક્ષ્મ એકેંદ્રિયને હોય, અપર્યાપ્તનો ઉદય લબ્ધિ અપર્યાપ્તા એકેંદ્રિયાદિને હોય અને સાધારણનો ઉદય નિગોદ જીવને હોય તેથી એ ત્રણે નિયમા મિથ્યાત્વી છે

માટે સાસ્વાદને સૂક્ષ્મત્રિકનો ઉદય નહીં અને બાદર એકેંદ્રિયમાં તો અપર્યાપ્તપણે સાસ્વાદન હોય અને આતપનામ તો પર્યાપ્તો થયા પછીજ ઉદય આવે; તે માટે સાસ્વાદને આતપનો ઉદય નહીં.અને મિથ્યાત્વ મોહનીયતો મિથ્યાત્વેજ હોય તે માટે સાસ્વાદને ન હોય. તથા સાસ્વાદન પ્રતિપન્ન જીવ નરકે ઉપજે નહીં તે માટે સાસ્વાદને નરકાનુપૂર્વીનો ઉદય ન હોય. હવે અનંતાનુબંધી ચાર, સ્થાવર નામ ૧, એકેંદ્રિયજાતિ ૧, બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચઉરિંદ્રિય ૩, એ નવ પ્રકૃતિનો અંત કરીએ. ૧૪.

**મીસે સયમણુપુવ્વી,-ડણુદયા મીસોદએણ મીસંતો;**
**ચઉસયમજએ સમ્મા-ડણુપુવ્વિખેવા બિઅકસાયા ॥**

મીસે-મિશ્ર ગુણઠાણે.
સયં-સો.
અણુપુવ્વીણુદયા-અનુપુર્વી નો ઉદય ન હોય તેથી.
મીસોદએણ-મિશ્ર મોહનીયનો ઉદય હોય તેથી.
મીસંતો-મિશ્રે અંત થાયત્યારે
ચઉસયં-એક સો ચાર.
અજએ-અવિરતિ સમ્યગ્ દૃષ્ટિ ગુણઠાણે.
સમ્મ-સમ્યક્ત્વ મોહનીય.
અણુપુવ્વી-ચાર અનુપુર્વી.
ખેવા-ક્ષેપવીએ,નાંખીએ તેથી.
બીઅ-બીજા અપ્રત્યાખ્યાની.
કસાયા-કષાયો(કષાયની ચોકડી)

અર્થ—મિશ્રગુણઠાણે (ત્રણ)આનુપૂર્વિનો અનુદય હોવાથી અને મિશ્રમોહનીયનો ઉદય થવાથી એકસો પ્રકૃતિ હોય, (ત્યાં) મિશ્રમોહનીયનો અંત થાય એટલે સમ્યક્ત્વ અને (ચાર) આનુપૂર્વિ નાંખવાથી એકસો ચાર પ્રકૃતિ અવિરતિ ગુણઠાણે હોય. ત્યાં બીજા કષાય-૧૫.

વિવેચન—અને મિશ્રગુણઠાણે તિર્યગાનુપૂર્વી ૧, મનુષ્યાનુપૂર્વી ૨, દેવાનુપૂર્વી ૩, એ ત્રણ્ય આનુપૂર્વીનો પણ ઉદય ન હોય. કેમ કે મિશ્રમા મરે નહી અને આનુપૂર્વીનો ઉદય તો વિગ્રહ ગતિએજ હોય. તે માટે ૧૧૧ માથી આર કાઢીએ અને મિશ્રમોહનીયનો ઉદય મિશ્ર ગુણઠાણેજ હોય તે માટે તે એક ભેળવીએ, ત્યારે (૧૦૦) સો પ્રકૃતિનો ઉદય મિશ્ર ગુણઠાણે હોય. હવે મિશ્રમોહનીયનો અંત કરીએ અને સમ્યક્ત્વ મોહનીય અને ચ્યાર આનુપૂર્વી ક્ષેપવીએ ( ભેળવીએ ) ત્યારે અવિરતિ ગુણઠાણે એકસો ચારનો ઉદય હોય. અવિરતિ સમ્યગ્દષ્ટિ મરીને ચારે ગતિએ જાય ત્યારે વાટે ( રસ્તામા ) ચારે અનુપૂર્વી ઉદયે આવે હવે દેશવિરતિ ગુણઠાણે બીજા અપ્રત્યાખ્યાનીય ચ્યાર કષાય એટલે અપ્રત્યાખ્યાનીય ક્રોધ, અપ્રત્યાખ્યાનીય માન, અપ્રત્યાખ્યાની માયાનીય અપ્રત્યાખ્યા, લોભ, એ ૪-૧૫

મણુતિરિણુપુવ્વિવિઉવટ્ઠ,દુહગઅણાઇજ્જદુગસતરછેઓ,
સગસીઇ દેસિ તિરિગઈ,—આઉ નિઉજ્જોઅ તિકસાયા ૧૬
અટ્ઠચ્છેઓ ઇગસી,પમત્તિ આહારજુઅ (ગ) લપખેવા;
થીણતિગાહારગદુગ,—છેઓ છસ્સયરિ અપમત્તે ॥૨૭॥

| | |
|---|---|
| મણુતિરિ-મનુષ્યઅનેતિર્યંચની | દેસિ-દેશવિરતિએ |
| અણુપુવ્વી-આનુપૂર્વી | તિરિગઈ-તિર્યંચગતિ |
| વિઉવટ્ઠ-વૈક્રિયાષ્ટક | આઉ-તિર્યંચાયુ |
| દુહગ-દોર્ભાગ્ય | નિ-નિચ્ચૈર્ગોત્ર |
| અણાઇજ્જદુગ-અનાદેયદ્વિક | ઉજ્જોઅ-ઉદ્યોત નામ |
| સતરછેઓ-સત્તરનો વિચ્છેદ | તિ-ત્રીજા ( પ્રત્યાખ્યાનીય ) |
| સગસીઇ-સત્યાશી | કસાયા-કષાયો,કષાયની ચોકડી |

| | |
|---|---|
| અટ્ઠચ્છેઓ—આઠનો વિચ્છેદ. | થીણતિગ—થીણદ્ધિત્રિક. |
| ઇગસી—એકાશી. | આહારગદુગ—આહારકદ્વિક. |
| પમત્તિ—પ્રમત્ત ગુણઠાણે. | છેઓ—વિચ્છેદ થાય. |
| આહારજુઅલ આહારકયુગલ | છસ્સયરિ—છોંતેર. |
| પક્ખેવા-ક્ષેપવીએ તેથી. | અપમત્તે—અપ્રમત્ત ગુણઠાણે. |

અર્થ—મનુષ્યાનુપૂર્વી, તિર્યંચાનુપૂર્વી, વૈક્રિયાષ્ટક, દુર્ભગનામ, અનાદેયદ્વિક,એ સત્તરનો છેદ થાય ત્યારે દેશવિરતિએ સત્યાસી પ્રકૃતિ હોય. તિર્યંચગતિ અને આયુષ્ય, નીચગોત્ર, ઉદ્યોતનામ, ત્રીજા કષાય; (એ) આઠનો છેદ થાય, ત્યારે પ્રમત્તે આહારકદ્વિક નાંખવાથી એકાશી પ્રકૃતિ હોય. ત્યાં થીણદ્ધિત્રિક, આહારકદ્વિક (એ પાંચ)નો છેદ થાય એટલે અપ્રમત્તે છોંતેર પ્રકૃતિ હોય. ૧૬–૧૭.

વિવેચન—મનુષ્યાનુપૂર્વી ૧, તિર્યંચાનુપૂર્વીનો પણ ઉદય ન હોય કેમકે દેશવિરતિ મરીને મનુષ્ય અને તિર્યંચમાં જાય નહી તે માટે. દેવત્રિક ૩, નરકત્રિક ૬, વૈક્રિયદ્વિક ૮, એ વૈક્રિયાષ્ટક તો દેવતા નારકીને ઉદયે હોય તેહને તો દેશવિરતિ ગુણઠાણું નથી અને મનુષ્ય તિર્યંચને દેશવિરતિ ગુણઠાણું છે તેહને વૈક્રિયાષ્ટક નથી; યદ્યપિ મનુષ્ય તિર્યંચને ઉત્તર વૈક્રિય છે અને તે અવિરત લગે તો ચક્રવર્ત્યાદિક ઘણાને ઉદયે હોય અને તે ઉપરાંત પણ વિષ્ણુકુમારાદિકને વૈક્રિય લબ્ધિ સાંભળી છે અને છઠ્ઠે કર્મગ્રંથે પણ યોગના ભાંગા માંહે અપ્રમત્ત લગે વૈક્રિયદ્વિકનો ઉદય કહ્યો છે તો પણ ઇહાં ગુણપ્રત્યયિક-ઉત્તર વૈક્રિયની વિવક્ષા કીધી નથી. કર્મવિપાકે જઇદેવુત્તર વિક્રિય એ પદે યતિને ગુણપ્રત્યયિક વૈક્રિય શરીર અને ઉદ્યોત નામ કહ્યાં છે અને છઠ્ઠે કર્મગ્રંથે સાતમા ગુણઠાણાં લગે વૈક્રિયદ્વિક,આહારક અને ઉદ્યોતના ભાંગા કહ્યા છે પણ ઈહાં પૂર્વા-

ચાર્યે કર્મસ્તવ માહે એ ન ગણ્યા. ઉદ્યોતને તિર્યંચ પ્રત્યયિકજ કહ્યુ અને વૈક્રિયને દેવ નરક પ્રત્યયિકજ કહ્યુ, ગુણ પ્રત્યયિક વિવક્ષ્યુ નહિ. વળી દુર્ભગ નામ ૧, અનાદેય ૨, અયશ ૩, એ ત્રણ તો દેશવિરતિને ગુણપ્રત્યય માટે ઉદયે ન હોય. એ સત્તર પ્રકૃતિનો છેદ કરીએ એકસો ચારમાથી સત્તર (૧૭) કાઢીએ ત્યારે દેશવિરતિ ગુણઠાણે સત્યાસી (૮૭) નો ઉદય હોય. હવે તિર્યંચની ગતિ ૧, તિર્યંચનુ આયુ એહને તો જાતિ [1]સ્વભાવેજ પ્રમત્ત ગુણઠાણુ ન હોય અને નીચૈર્ગોત્ર તો ગુણ પ્રત્યયે ન હોય, ઉદ્યોત નામ તો તિર્યંચમાજ હોય અને ત્રીજા પ્રત્યાખ્યાનીય કષાય તો સર્વ વિરતિના ઘાતક છે તે માટે એ આઠનો છેદ કરીએ—૮૭ માહેથી ૮ કાઢીએ અને આહારકદ્વિક ભેળવીએ ત્યારે છઠ્ઠે પ્રમત્ત સયત ગુણઠાણે ૮૧ પ્રકૃતિનો ઉદય હોય, આહારકદ્વિક તો પ્રમત્ત સયતજ કરે તે માટે છઠ્ઠેજ ઉદયે હોય. વળી નિદ્રાનિદ્રા ૧, પ્રચલા પ્રચલા ૨, થીણર્દ્ધિ ૩, એ થીણદ્ધિત્રિક અને આહારક દ્વિક એ પાચનો ૮૧ માહેથી છેદ કરીએ ત્યારે અપ્રમત્ત ગુણઠાણે છોતેર (૭૬), નો ઉદય હોય. એ પાચ પ્રકૃતિ પ્રમાદ રૂપ છે તે માટે તે અપ્રમત્તને ન હોય યદ્યપિ આહારક શરીર તો પ્રમત્ત સાધુ કરે પણ પછી વિશુદ્ધ

---

૧ તિર્યંચને પાંચ ગુણસ્થાનક હોય માટે અહી કોઈ શકા કરે કે—નદ મણિયારનો જીવ દેડકો હતો તેને અનશન કરાવતી વખતે સવ્વપાણાઇવાય પચ્ચક્ખામિ ઇત્યાદિનો ઉચ્ચાર થી જ્ઞાતાસૂત્રમા કહ્યો છે, તો સર્વવિરતિ ગુણઠાણુ હોવુ જોઈએ એ તેનુ સમાધાન કરે છે કે તે દેશવિરતિ રૂપજ અનશન જાણવુ કેમકે સર્વવિરતિપણુ હોય તો કેવળજ્ઞાન પણ હોવુ જોઈએ પણ તે તો થતું નથી

પરિણામે આહારકવંત થકો અપ્રમત્ત ગુણઠાણે આવે ત્યારે અપ્રમત્તને પણ આહારકનો ઉદય હોય પણ અલ્પકાલીન માટે આચાર્યે વિવક્ષ્યું [1]નથી. ૧૬-૧૭

સમ્મત્તંતિમસંઘયણ–તિઅગચ્છેઓ બિસત્તરિ અપુવ્વે
હાસાઇછક્કઅંતો, છસટ્ઠિ અનિઅટ્ટિ વેઅતિગં ॥૧૮॥
સંજલણતિગં છચ્છેઓ,સટ્ઠિ સુહુમંમિ તુરિઅલોભંતો;
ઉવસંતગુણે ગુણસટ્ઠિ, રિસહનારાયદુગઅંતો. ॥૧૯॥

સમ્મત્ત–સમકિત મોહનીય.
અંતિમ–છેલ્લાં.
સંઘયણતિયગ–સંઘયણત્રિકનો.
ચ્છેઓ–વિચ્છેદ.
બિસત્તરિ–બહોંતેર.
અપુવ્વે–અપૂર્વકરણે.
સંજલણતિગં–સંજ્વલનત્રિક.
છચ્છેઓ–છનો વિચ્છેદ.
સટ્ઠી–સાઠ.
સુહુમંમિ–સૂક્ષ્મ સંપરાયે.
તુરિય–ચોથા.
લોભંતો–લોભનો અંત.

હાસાઇ–હાસ્યાદિ.
છક્ક–ષટ્કનો.
અંતો–અંત.
છસટ્ઠિ–છાસઠ.
અનિઅટ્ટિ–અનિવૃત્તિકરણે.
વેઅતિગં–વેદત્રિક.
ઉવસંતગુણે–ઉપશાંતમોહ ગુણઠાણે.
ગુણસટ્ઠિ–ઓગણસાઠ.
રિસહનારાયદુગ–ઋષભનારાચદ્વિકનો.
અંતો–અંત (થાય).

---

૧ આહારકદ્વિક કરનાર યતિ ઉત્સુકતા વડે કરીને અવશ્ય પ્રમાદ વશ થાય છે માટે અપ્રમત્તને વિષે ઉદયને આશ્રયીને તે બને પ્રકૃતિ ઘટે નહિ. વળી એમ પણ સાભળ્યું છે કે પ્રમત્ત યતિ આહારક શરીર વિકુર્વી પછી વિશુદ્ધિને લીધે અપ્રમત્ત થાય ત્યારે ત્યા પણ આહારક હોય પણ અલ્પકાળ વગેરે કોઇ કારણથી પૂર્વાચાર્યે વિવક્ષ્યુ નથી તેથી અમે પણ વિવક્ષ્યું નથી. इति कर्मग्रंथटीकायाम्

અર્થ—સમ્યકત્વ મોહનીય, છેલ્લા ત્રણ સંઘયણ(એ ચાર)નો છેદ થાય ત્યારે બ્હોતેર પ્રકૃતિ અપૂર્વકરણે હોય. હાસ્યાદિ ષટ્કનો અંત થાય ત્યારે છાસઠ પ્રકૃતિ અનિવૃત્તિએ હોય. વેદત્રિક, સંજ્વલનત્રિક એ છનો છેદ થાય ત્યારે સૂક્ષ્મ સંપરાયે સાઠ પ્રકૃતિ હોય. ચોથા લોભનો અંત થાય ત્યારે ઉપશાન્તમોહ ગુણસ્થાને ઓગણસાઠ પ્રકૃતિ હોય. ત્યાં ઋષભનારાચદ્વિકનો અન્ત થાય ૧૮–૧૯

વિવેચન—સમ્યકત્વ મોહનીય ૧, અંતિમ એટલે છેલ્લા ૩ સંઘયણ અર્દ્ધનારાચ ૧, કીલિકા ૨, છેવઠું ૩, એ ચાર પ્રકૃતિ ૭૬ છોંતેર માહેથી બાદ કરીએ ત્યારે અપૂર્વકરણ ગુણઠાણે બ્હોત્તર પ્રકૃતિનો ઉદય હોય સમ્યકત્વમોહનીય ઉપશમાવે તથા ક્ષયકરે ત્યારેજ શ્રેણિએ ચઢે, ત્યાં ઔપશમિક તથા ક્ષાયિક સમ્યકત્વ હોય તે અપૌદ્ગલિક છે તે માટે સમ્યકત્વમોહનીય ન હોય અને છેલ્લા ત્રણ સંઘયણવાળા તો મંદ વિશુદ્ધિવાળા હોય માટે શ્રેણિએ ચઢેજ નહિ તે માટે છેલ્લા ત્રણ સંઘયણ ન હોય. હાસ્ય ૧, રતિ ૨, અરતિ ૩, શોક ૪, ભય ૫, જુગુપ્સા ૬, એ હાસ્યાદિષટ્ક સંકિલષ્ટપરિણામરૂપ છે તે માટે બ્હોતેર માહેથી એ છનો અંત કરીએ ત્યારે અનિવૃત્તિબાદર ગુણઠાણે છાસઠનો ઉદય હોય હવે [1]સ્ત્રીવેદ ૧, પુરૂષવેદ ૨, નપુંસક વેદ ૩, અને સંજ્વલનત્રિક તે સંજ્વલન ક્રોધ ૧, માન ૨, માયા ૩, એ છનો છેદ કરે ત્યારે સૂક્ષ્મ સંપરાય ગુણઠાણે સાઠ પ્રકૃતિનો ઉદય હોય. ચોથા [2]સંજ્વલન લોભનો

---

૧ સ્ત્રી વેદોદયે શ્રેણિ માંડનાર સ્ત્રી, પુરૂષ અને નપુંસક વેદના ઉદયનો અનુક્રમે વિચ્છેદ કરે, પુરૂષ વેદે શ્રેણિ માંડનાર પુરૂષ, સ્ત્રી અને નપુંસક વેદના ઉદયનો અનુક્રમે વિચ્છેદ કરે અને નપુંસક વેદોદયે શ્રેણિ માંડનાર નપુંસક સ્ત્રી અને પુરૂષ વેદના ઉદયનો અનુક્રમે વિચ્છેદ કરે છે ૨ યથાખ્યાત ચારિત્રનો ઘાતક માટે ન હોય

અંત કરે ત્યારે ઉપશાંતમોહ ગુણઠાણે ઓગણસાઠ પ્રકૃતિનો ઉદય હોય: તે માંહેથી ઋષભનારાચ ૧, અને નારાચ ૨, એ બે સંઘયણ ટાળીએ કેમકે ઉપશમ શ્રેણિ તે અગીયારમા લગેજ હોય અને તે પ્રથમના ૩ સંઘયણવડે આરોહાય અને ક્ષપક શ્રેણિ તો વજ્ર ઋષભનારાચ સંઘયણવાળોજ કરે તે માટે બારમે ગુણઠાણે તે એકજ સંઘયણ[1] હોય. ૧૮-૧૯

સગવન્નખીણદુચરિમિ,નિદ્દદુગંતો અચરિમિપણવન્ના;
નાણંતરાયદંસણ-ચઉ છેઓ સજોગિ બાયાલા ॥૨૦॥
તિત્થુદયાઉરલા થિર-ખગઇદુગ પરિત્તતિગ છ સંઠાણા;
અગુરુલહુવન્નચઉનિમિ-ણતેઅકમ્માઇસંઘયણં ॥૨૧॥
દૂસર સૂસર સાયા-સાએગયરં ચ તીસ વુચ્છેઓ ॥
બારસ અજોગિ સુભગા-ઇજ્જજસન્નયરવેઅણિઅં॥૨૨॥

સગવન્ન—સત્તાવન.
ખીણ—ક્ષીણ મોહના.
દુચરિમિ—છેલ્લાના આગલા (ઉપાન્ત્ય) સમયે.
નિદ્દદુગંતો—નિદ્રાદ્વિકનો અંત (થાય)
અચરિમિ—છેલ્લા સમયે.
પણ (પન્ના) વન્ના—પંચાવન.
નાણ—જ્ઞાનાવરણીય પાંચ.
અંતરાય—અંતરાય પાંચ.
દંસણચઉ—દર્શનાવરણીય ચાર
છેઓ—છેદ થાય.
સજોગિ—સજોગી ગુણઠાણે.
બાયાલા—બેંતાલીશ.
તિત્થુદયા—તીર્થંકરનામ કર્મના ઉદયથી.
ઉરલ—ઔદારિકદ્વિક.
અથિર—અસ્થિરદ્વિક.
ખગઇદુગ—ખગતિદ્વિક.
પરિત્તતિગ—પ્રત્યેકત્રિક.
છસંઠાણા—છ સંસ્થાન.

[1] ૧૨-૧૩-૧૪ એ ગુણઠાણે ક્ષપક શ્રેણિજ હોય છે.

| | |
|---|---|
| અગુરૂલહુ–અગુરૂલઘુચતુષ્ક | એગયર -(એમાની) એક |
| વન્નચઉ-વર્ણચતુષ્ક | તીસ–ત્રીશનો |
| નિમિણુ–નિર્માણનામ | વુચ્છેઓ–વિચ્છેદ (હોય) |
| તેઅ-તજસશરીર | બારસ–બાર (નોઉદય ) |
| કમ્મ–કાર્મણશરીર | અજોગિ–અયોગી ગુણઠાણે |
| આઇસ ઘયણ -પહેલુ સ ઘયણ | સુભગ–સૌભાગ્ય નામ |
| દૂસર-દુ સ્વર નામ | આઇજ્જ-આદેય નામ |
| સૂસર-સુસ્વર નામ | જસ–યશનામ |
| સાયા–શાતાવેદનીય | અન્નયરવેઅણિઅ –બે માહે |
| અસાયા–અશાતા વેદનીય | નુ અનેરૂ એક વેદનીય |

અર્થ—ત્યારે સત્તાવન પ્રકૃતિ ક્ષીણમોહના દ્વિચરિમ (ઉપાન્ત્ય) સમયે હોય.ત્યાં નિદ્રાદ્વિકનો અ ત થાય એટલે છેલ્લે સમયે પ ચાવન પ્રકૃતિ હોય. જ્ઞાનાવરણ અને અ તરાય(મ ળી દશ),ચાર દર્શનાવરણ(એ ચૌદ)નો છેદ થાય, ત્યારે સયોગિ ગુણઠાણે તીર્થંકરનામ કર્મનો ઉદય થવાથી બહે તાલીશ પ્રકૃતિ હોય, ત્યા ઔદારિકદ્વિક, અસ્થિરદ્વિક, ખગતિદ્વિક, પ્રત્યેકત્રિક, છ સ સ્થાન, અગુરૂલઘુચતુષ્ક, વર્ણચતુષ્ક, નિર્માણનામ, તેજસશરીર, કાર્મણશરીર, પહેલુ સ ઘયણ દુ સ્વરનામ, સુસ્વરનામ, શાતા અથવા અશાતા માહેની એક (એ) ત્રીશનો વિચ્છેદ થાય ત્યારે બારપ્રકૃતિ અયોગિ ગુણઠાણે હોય. ત્યાં સુભગનામ, આદેયનામ, યશનામ, બે માહેની એક વેદનીય -૨૦-૨૧-૨૨.

વિવેચન—ત્યારે ક્ષીણમોહ ગુણઠાણાના દ્વિચરિમ તે ચરિમ (છેલ્લા ) સમય થકી અર્વાક્ ( અગાઉના ) બીજા સમય લો સત્તાવન પ્રકૃતિનો ઉદય હોય તિહાં

વળી બે નિદ્રાનો ક્ષય કરે ત્યારે છેલ્લે સમયે પંચાવન પ્રકૃતિનો ઉદય હોય. કેટલાએક આચાર્ય કહે છે જે ઉપશાંતમોહે જ બે નિદ્રાનો ઉદય હોય, ક્ષીણમોહે ન હોય[1] વિશુદ્ધ છે માટે. તે મતે ક્ષુર થકીજ ૫૫ નો ઉદય હોય. છટ્ઠે કર્મ ગ્રંથે પણ ક્ષીણમોહે નિદ્રાનો ઉદય નથી કહ્યો. તે ક્ષીણમોહને અંતે પાંચ જ્ઞાનાવરણીય, પાંચ અંતરાય, ચ્યાર દર્શનાવરણીય એવં ૧૪ પ્રકૃતિનો છેદ કરે ત્યારે સયોગિ ગુણઠાણે એકતાલીશ રહે, પણ ત્યાં તીર્થંકર નામનો ઉદય થાય તેથી તે મેળવતાં બેંતાળીશનો ઉદય હોય. ઔદારિક શરીર ૧, ઔદારિકોપાંગ ૨, અથિર ૩, અશુભ ૨, એ બે; શુભ વિહાયોગતિ ૧, અશુભ વિહાયોગતિ ૨, એ બે, પ્રત્યેક ૧, થિર ૨, શુભ ૩, એ ત્રણ, છ સંસ્થાન ૬; અગુરુલઘુ ૧, ઉપઘાત ૨, પરાઘાત ૩, ઉશ્વાસ ૪, એ ચાર; વર્ણ ૧, ગંધ ૨, રસ, ૩, સ્પર્શ ૪, એ ચાર; નિર્માણ નામ ૧, તૈજસ શરીર ૧, કાર્મણ શરીર ૧, વજ્ર ઋષભનારાચ સંઘયણ ૧; દુઃસ્વર નામ ૧, સુસ્વર નામ ૨, સાતાવેદનીય અને અસાતા વેદનીય એ બે માંહેથી એક રાખે એક ટાળે એવં ત્રીશનો વ્યુચ્છેદ કરે ત્યારે બાર પ્રકૃતિનો ઉદય અયોગિ ગુણઠાણે 'રહે. તે બાર કહે છે-સુભગ નામ ૧, આદેયનામ ૨, યશનામ ૩, બે માંહેલી અનેરી એક વેદનીય ૪, ૨૦-૨૧-૨૨.

---

૧ પાંચે નિદ્રાનો ઉદય ઘોલના પરિણામે થાય છે અને ક્ષપક નો અતિ વિશુદ્ધ હોય માટે નિદ્રાનો ઉદય ન સંભવે અને ઉપશમક અતિ વિશુદ્ધ ન હોવાથી ઉદય હોય પણ ખરો.

તસતિગપણિદિમણુઆઉ,-
ગઇજિણુચ્ચ તિ ચરિમસમય તો -ઉદઓ સમત્તો ॥
ઉદઉવ્વુદીરણાપર-મપમત્તાઇસગગુણેસુ ॥ ૨૩ ॥
એસા પયડિતિગૂણા, વેયણિયાહારજુઅ(ગ)લથીણતિગં,
મણુઆઉ પમત્ત તા, અજોગિ અણુદીરગો ભયવ॥૨૪॥
-ઉદીરણાસમ્મત્તા ॥

| | |
|---|---|
| તસતિગ-ત્રસત્રિક | અપમત્તાઇ-અપ્રમત્તાદિ |
| પણિ દિ-પ ચે દ્રિયજાતિ | સગગુણેસુ-સાત ગુણઠાણે |
| મણુઆઉગઇ-મનુષ્ય આયુ અને ગતિ | એસાપયડી-એઉદીરણાપ્રકૃતિ |
| જિણુચ્ચં તિ-જિનનામ અને ઉચ્ચૈર્ગોત્ર એમ | તિગૂણા-ત્રણ ઉણી જાણવી |
| ચરિમસમય-અ ત સમયે | વેઅણિઅ-વેદનીય બે |
| અ તો-અ ત થાય | આહારજુઅલ-આહારકદ્વિક |
| ઉદઓ-ઉદયનો અધિકાર | થીણતિગ-થીણદ્ધિત્રિક |
| સમ્મતો-સમાપ્ત થયો | મણુઆઉ-મનુષ્યાયુ |
| ઉદઉવ્વ-ઉદયની પેરે | પમત્ત તા-પ્રમત્તનાઅ તલગે |
| ઉદીરણા-ઉદીરણા જાણવી | અજોગિ-અયોગિ |
| પરમ્-એટલુ વિશેષકે | ભયવ -ભગવાન્ |
| | અણુદીરગો-અનુદીરક |

અર્થ—ત્રસત્રિક, પ ચે દ્રિયજાતિ, મનુષ્યાયુ, મનુષ્યગતિ, જિનનામ, અને ઉચ્ચગોત્ર એમ (બાર) ચરિમ સમયે અ ત થાય, ઉદયનીપેઠે ઉદીરણા જાણવી પરન્તુ પ્રમત્તાદિ સાત ગુણઠાણાનેવિષે એ પ્રકૃતિ ત્રણે કરી હીન (ઓછી)હોય. અર્થાત્

બે વેદનીય, આહારકદ્વિક, થીણદ્ધિત્રિક. મનુષ્યાયુ (એ આઠ) નો પ્રમત્તે અંત થાય. અયોગિ કેવળી ભગવાન અનુદિરક હોય. ૨૩-૨૪.

વિવેચન - ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત ૩, એ ત્રણ, પંચેંદ્રિય જાતિ ૮, મનુષ્યાયુઃ ૯, મનુષ્યગતિ ૧૦, જિનનામ ૧૧, ઉચ્ચૈર્ગોત્ર ૧૨, એ બાર પ્રકૃતિનો ઉદય અયોગિ ગુણઠાણાને છેલ્લે સમયે ટાળે.

એ કર્મ્મસ્તવને વિષે ઉદયનો અધિકાર કહ્યો.

---

ઉદયે અપ્રાપ્ત કર્મ્મને ઉદયે પમાડવાં તે ઉદીરણા કહીએ, તે ઉદીરણા ઉદયનીપરે જાણવી. ઓઘે ૧૨૨, પેહેલે ગુણઠાણે ૧૧૭, બીજે ૧૧૧, ત્રીજે ૧૦૦, ચોથે ૧૦૪, પાંચમે ૮૭, છઠ્ઠે ૮૧, પણ એટલું વિશેષ છે જે અપ્રમત્તાદિક સાત ગુણઠાણાને વિષે; એ ઉદયની પ્રકૃતિ કહી છે તે ત્રણ પ્રકૃતિએ ઓછી કહેવી, પ્રમત્તને અંતે પાંચનો અંત ઉદયે કહ્યો છે તે ઈહાં ઉદીરણાએ આઠનો અંત કરવો. તે આઠ કહે છે-સાતાવેદનીય ૧, અસાતા ૨, આહારકશરીર ૧, આહારકોપાંગ ૨, પ્રચલા ૧, પ્રચલા પ્રચલા ૨, થીણદ્ધિ ૩, એ થીણત્રિક અને મનુષ્યાયુ ૧, એ આઠ પ્રકૃતિ પ્રમત્ત લગેજ ઉદીરે, પછી ઉદીરે નહિ. વેદનીય બે અને મનુષ્યાયુ ૧, એવં ૩, સઘળે ઓછી કરવી ત્યારે અપ્રમત્તે ૭૩, અપૂર્વકરણે ૬૯, અનિવૃત્તિએ ૬૩, સૂક્ષ્મસંપરાયે ૫૭, ઉપશાંતે ૫૬, ક્ષીણમોહે-દ્વિચરિમે ૫૪, છેલ્લે સમયે ૫૨, સયોગીએ ૩૯ ની ઉદીરણા અને ચઉદમે અયોગી ગુણઠાણે અયોગિ ભગવાન ઉદીરણા રહિત હોય. ઉદીરણા તે યોગકૃત કરણ વિશેષ છે અને તે તો અયોગી છે તે માટે તેમને ઉદીરણા ન હોય. ૨૩-૨૪

એ પ્રકારે કર્મ સ્તવને વિષે ઉદીરણા અધિકાર સંપૂર્ણ થયો.

---

## ઉદયયન્ત્ર.

| ગુણસ્થાનક | ગુણસ્થા૦ | મૂલપ્રકૃ૦ | ઉત્તરપ્રકૃ૦ | જ્ઞાના૦ | દર્શના૦ | વેદનીય | મોહનીય | આયુ | નામકર્મ | ગોત્રકર્મ | અંતરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે | | ૮ | ૧૨૨ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૬૭ | ૨ | ૫ |
| મિથ્યાત્વે | ૧ | ૮ | ૧૧૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ |
| સાસ્વાદને | ૨ | ૮ | ૧૧૧ | ૫ | ૯ | ૨ | ૨૫ | ૪ | ૫૯ | ૨ | ૫ |
| મિશ્ર | [illegible] | ૮ | ૧૦ | ૫ | [illegible] | ૨ | [illegible] | ૪ | ૫૧ | ૨ | ૫ |
| અવિરતમ | ૪ | ૮ | ૧૦૪ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૫ | ૨ | ૫ |
| દેશવિરત | ૫ | ૮ | ૮૭ | ૫ | ૯ | ૨ | ૧૮ | ૨ | ૪૪ | ૨ | ૫ |
| પ્રમત્ત સંયતે | | ૮ | ૮૧ | ૫ | ૯ | ૨ | ૧૪ | ૧ | ૪૪ | ૧ | ૫ |
| અપ્રમત્ત સ૦ | ૭ | ૮ | ૭૬ | ૫ | ૬ | ૨ | ૧૪ | ૧ | ૪૨ | ૧ | ૫ |
| અપૂર્વ કણે | ૮ | ૮ | ૭૨ | ૫ | ૬ | ૨ | ૧૩ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| અનિવૃત્તિ | [illegible] | ૮ | ૬૬ | ૫ | ૬ | ૨ | ૭ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| સૂક્ષ્મ સંપરાયે | ૧૦ | ૮ | ૬૦ | ૫ | ૬ | ૨ | ૧ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| ઉપશાન્ત મોહે | ૧૧ | ૭ | ૫૯ | ૫ | ૬ | ૨ | ૦ | ૧ | ૩૯ | ૧ | ૫ |
| ક્ષીણમોહે | ૧૨ | ૭ | ૫૭ ૫૫ | ૫ | ૬/૪ | ૨ | ૦ | ૧ | ૩૭ | ૧ | ૫ |
| સયોગિ કેવળી | ૧૩ | ૪ | ૪૨ | ૦ | ૦ | ૨ | ૦ | ૧ | ૩૮ | ૧ | ૦ |
| અયોગિ કેવળી | ૧૪ | ૪ | ૧૨ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૯ | ૧ | ૦ |

## ઉદીરણાયંત્રકં.

| ૧૪ | ગુણઠાણે ઉ-દીરણા. | મૂળપ્રકૃતિ. | ઉત્તર પ્ર૦ | જ્ઞાનાવર૦ | દર્શનાવર૦ | વેદનીય | મોહનીય | આયુઃ | નામકર્મ | ગોત્રકર્મ | અંતરાય |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘ | ૮ | ૧૨૨ | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૬૭ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વે | ૮ | ૧૧૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદને | ૮ | ૧૧૧ | ૫ | ૯ | ૨ | ૨૫ | ૪ | ૫૯ | ૨ | ૫ |
| ૩ | મિશ્ર ગુ૦ | ૮ | ૧૦૦ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૧ | ૨ | ૫ |
| ૪ | અવિરતસં૦ | ૮ | ૧૦૪ | ૫ | ૯ | ૨ | ૨૨ | ૪ | ૫૫ | ૨ | ૫ |
| ૫ | દેશવિરતે | ૮ | ૮૭ | ૫ | ૯ | ૨ | ૧૮ | ૨ | ૪૪ | ૨ | ૫ |
| ૬ | પ્રમત્તસંય | ૮ | ૮૧ | ૫ | ૯ | ૨ | ૧૪ | ૧ | ૪૪ | ૧ | ૫ |
| ૭ | અપ્રમત્તસ | ૬ | ૭૩ | ૫ | ૬ | ૦ | ૧૪ | ૦ | ૪૨ | ૧ | ૫ |
| ૮ | અપૂર્વક૦ | ૬ | ૬૯ | ૫ | ૬ | ૦ | ૧૩ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૯ | અનિવૃત્તિ | ૬ | ૬૩ | ૫ | ૬ | ૦ | ૭ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મસંપ | ૬ | ૫૭ | ૫ | ૬ | ૦ | ૧ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૧૧ | ઉપશાન્ત | ૫ | ૫૬ | ૫ | ૬ | ૦ | ૦ | ૦ | ૩૯ | ૧ | ૫ |
| ૧૨ | ક્ષીણમોહે | ૫ | ૫૪/૫૨ | ૫ | ૬/૪ | ૦ | ૦ | ૦ | ૩૭ | ૧ | ૫ |
| ૧૩ | સયોગિકે૦ | ૨ | ૩૯ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩૮ | ૧ | ૦ |
| ૧૪ | અયોગકેવલી | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

સત્તા કમ્માણ ઠિઇ, બંધાઇલદ્ધઅત્તલાભાણ ॥
સ તે અડયાલસય ,જા ઉવસમુ વિજિણુ બિઅતઇઓ૨૫॥

| | |
|---|---|
| સત્તા-સત્તા<br>કમ્માણ-કર્મની<br>ઠિઈ-સ્થિતિ, અવસ્થાન<br>બંધાઈ-બંધ આદિએ કરી<br>લદ્ધ-લાધ્યું છે, પ્રાપ્ત કર્યું છે<br>અત્તલાભાણ-આત્મ સ્વરૂપ જે એવા<br>સ તે-સત્તાએ ( હોય ) | અડયાલસય -એકસો અડતાલીશ<br>જા-યાવત્<br>ઉવસમુ-ઉપશાતમોહ ગુણ ઠાણા સુધી<br>વિજિણુ-જિનનામવિના<br>બિઅ-બીજે (સાસ્વાદન ગુણ ઠાણે )<br>તઇએ-ત્રીજે (મિશ્રગુણઠાણે) |

અર્થ—બંધાદિકેકરી પ્રાપ્ત કર્યું છે આત્મસ્વરૂપ જેણે એવા કર્મોની જે સ્થિતિ તે સત્તા કહેવાય છે. યાવત્ ઉપશાતમોહસુધી એકસો અડતાલીશ પ્રકૃતિ સત્તામા હોય, જિન નામવિના બીજે અને ત્રીજે ગુણઠાણે (૧૪૭ પ્રકૃતિ) હોય.૨૫.

વિવેચન—સત્તા તે બંધાદિકે બંધ ઉદય ઉદીરણા સંક્રમણાદિકે કરીને આત્મા સંઘાતે લાભપણે લાધ્યા-ઉપન્યા-ઉપાર્જ્યા એહવા કર્મની જે સ્થિતિ (અવસ્થાન-રહેવુ)તે સત્તાકહીએ તે સત્તાએ ૧૪૮હોય, યાવત્ ઉપશાતમોહ લગે તે કઈ? જ્ઞાનાવ૦ ૫,દર્શનાવ૦ ૯,વેદનીય ૨, મોહનીય ૨૮, આયુ ૪, નામ ૯૩, ગોત્ર ૨,અંતરાય ૫, એવ ૧૪૮ હોય. ઈંહા કોઈ કહે કે મિથ્યાત્વે જિન નામની સત્તા કેમ હોય? તદોત્તર-મનુષ્યે પૂર્વે મિથ્યાત્વે નરગાયુ બાધ્યુ હોય પછી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પામીને જિનનામ બાંધે તે જીવ

મરતાં અવશ્ય સમ્યક્ત્વ વમીને નરકે જાય; તિહાં પાછું સમ્યક્ત્વ પામે ત્યારે અંતર્મુહૂર્ત્ત લગે મિથ્યાત્વ રહે, તિહાં જિન નામની સત્તા રહે. બીજે ત્રીજે-સાસ્વાદને અને મિશ્રે જિનનામની સત્તા ન હોય, તે માટે એકસો સુડતાળીશની સત્તા હોય. જિનનામ બાંધ્યા પછી સાસ્વાદને અને મિશ્રે સર્વથા ન આવે ઇત્યર્થઃ. ઈહાં ઈગ્યારમા ગુણઠાણા લગે ૧૪૮ ની સત્તા કહી તે નરકાયુ તિર્યંગાયુની સત્તા કેમ હોય? નરકતિર્યંગાયુ બાંધીને તો ઉપશમ શ્રેણિ કરે નહિ અને બંધ તથા ઉદય વિના તો આયુઃ કર્મ્મની સત્તા હોય નહિ તથા છઠ્ઠે કર્મ્મગ્રંથે પણ આયુઃ કર્મ્મના ભાંગા કર્યા છે ત્યાં ૮, ૯, ૧૦, ૧૧, ગુણઠાણે નરક તિર્યંગાયુની સત્તા નથી કહી તો તે કેમ ઘટે? तत्रोत्तरं-શ્રેણિએ નરક તિર્યંગાયુની સત્તા ઘટે તો નહિ પણ કોઈક જીવ ઉપશમ શ્રેણિથી પડીને ચારે ગતિએ પણ ફરશે તે માટે તે સંભવ સત્તાની વિવક્ષાએ ઈહાં ગ્રંથકારે સત્તા રાખી દીસે છે. (દર્શનસપ્તકને નહિ ખપાવનારા અવિરત સમ્યગ્ દૃષ્ટિ વગેરેને ૧૪૮ ની સત્તા સંભવે છે.) ૨૫.

અપુવ્વાઇચઉક્કે, અણતિરિનિરયાઉ વિણુ બિયાલસયં;
સમ્માઇચઉસુ સત્તગ-ખયંમિ ઇગચત્તસયમહવા ॥૨૬॥

| | |
|---|---|
| અપુવ્વાઇ-અપૂર્વકરણાદિક. | નિરયાઉ-નરકાયુ. |
| ચઉક્કે-ચાર ગુણઠાણે. | વિણુ-વિના. |
| અણ-અનંતાનુબંધિ ચોકડી | બિયાલસયં-એકસો બેંતાલીશ. |
| તિરિ-તિર્યંચાયુ. | સમ્માઇ-સમ્યગ્ દૃષ્ટિ આદિ. |

ચઉસુ-ચાર ગુણઠાણે
સત્તગ-સાતપ્રકૃતિ
ખયંમિ-ક્ષય થયે છતે
ઇગચત્તસય-એકસો એક-તાલીશ
અહવા-અથવા

અર્થ—અથવા અપૂર્વકરણાદિ ચાર ગુણઠાણે અનતાનુબધિ ચાર, તિર્યંચ અને મનુષ્યનુ આયુષ્ય ( એ ૭ ) વિના એકસો બહેતાળીશ પ્રકૃતિ ( અનતાનુબંધિની વિસંયોજના કરેલ હોય અને દેવાયુ બાધી દીધુ હોય એવો મનુષ્ય ઉપશમ શ્રેણીએ ચઢે તેને ) સત્તામા હોય. અથવા સમ્યક્ત્વાદિ ચાર ગુણઠાણે દર્શનસપ્તક ક્ષય થયે છતે એકસો એકતાળીશ પ્રકૃતિ ( શ્રેણિ રહિત ક્ષાયિક સમ્યગ્ દૃષ્ટિને ) સત્તામા હોય. ૨૬.

વિવેચન—તથા જેણે અનતાનુબધીયા ૪ ક્ષય કર્યા ૭, દેવાયુ બાધ્યુ છે,મનુષ્યાયુ વેદે છે અને ઉપશમ શ્રેણીએ ચઢે છે-તેહને અપૂર્વાદિક ૮, ૯, ૧૦, ૧૧, એ ચાર ગુણઠાણે અનતાનુબધિ ૪, તિર્યગાયુ ૧, નરકાયુ ૧, એ ૭ વિના એકસો બે તાળીશની સત્તા હોય, એ મોહનીયની ૨૪ પ્રકૃતિની સત્તાવાળો ઉપશમ સમ્યક્ત્વી દેવગતિનો જનાર જાણવો. અવિરતાદિ ( ૪, ૫, ૬, ૭ ) ચાર ગુણઠાણે અનતાનુબધી ૪ અને સમ્યક્ત્વ ૧, મિશ્ર ૨, મિથ્યાત્વ ૩, એ ત્રણ મોહનીય એવ ૭ સાત પ્રકૃતિને ક્ષયે એકસો એકતાળીશની સત્તા હોય, એ શ્રેણિ વિના ક્ષાયિક સમ્યક્ત્વીને જાણવી. ૨૬

ખવગ તુ પપ્પ ચઉસુવિ,પણયાલ ।નરયતિરિસુરાઉવિણા,
સત્તગવિણુ અડતીસ , જા અનિઅટ્ટીપઢમભાગો ।।૨૭।।

| | |
|---|---|
| ખવગં તુ પપ્પ-ક્ષપક કેવલી (ચરમ શરીરી) ને આશ્રયી વળી. | સુરાઉ-દેવાયુ. |
| ચઉસુવિ-એ ચારે ગુણઠાણે. | વિણા-વિના. |
| પણયાલં-એકસો પીસ્તાલીશ. | સત્તગવિણુ-સાતવિના. |
| નરય-નરકાયુ. | અડતીસં-એકસો આડત્રીશ. |
| તિરિ-તિર્યંચાયુ. | જા-યાવત્ |
| | અનિઅટ્ટી-અનિવૃત્તિના. |
| | પઢમભાગો-પ્રથમ ભાગ સુધી |

અર્થ—ક્ષપકના આશ્રયી વળી નરાયુ, તિર્યંચાયુ અને દેવાયુ વિના એકસો પીસ્તાળીશની સત્તા ચાર ગુણઠાણે હોય. દર્શન સપ્તક વિના એકસો આડત્રીશની સત્તા યાવત્ અનિવૃત્તિના પ્રથમ ભાગ સુધી (ચોથાથી ક્ષાયિક સમ્યક્ત્વી હોય તેને ) હોય. ૨૭.

વિવેચન—હવે ક્ષપક શ્રેણિ આશ્રયી કહે છે-જો ઔપશમિક કે ક્ષાયોપશમિક સમ્યક્ત્વવંત થકો ક્ષપકશ્રેણિ માંડે તો તે નરકાયુઃ ૧, તિર્યગાયુઃ ૨, દેવાયુઃ ૩, એ ત્રણની[1] સત્તા ટાળે ત્યારે તેને ૪, ૫, ૬, ૭, એ ૪ ગુણઠાણાને વિષે ૧૪૫ એકસો પીસ્તાળીશની સત્તા હોય. પછી તે ક્ષાયિક સમ્યક્ત્વ પામીને ઊંચો ચઢે. અને જો, તે ચોથા ગુણઠાણાથીજ ક્ષાયિક સમ્યક્ત્વવંત થકો ક્ષપકશ્રેણિ કરે તો તેહને ચાર અનંતાનુબંધી અને ત્રણ દર્શન મોહ-

---

૧ નરક, તિર્યંચ અને દેવગતિનું આયુષ્ય અગાઉના ભવોમાં વેદાઇ ગયેલ છે અને હવે ફરી ત્યાં ઉત્પન્ન થવાનું નથી તેથી ત્રણ આયુની સત્તા ન હોય. સામાન્ય જીવોને તો સંભવ સત્તાની અપેક્ષાએ વર્ણવેલ છે કેમકે સદ્ભાવ સત્તા તો એક સાથે એકજ આયુની હોય.

નીય એવ ૭ ના પણ ક્ષય હોય, ત્યારે તેહને ૧૩૮ નીજ સત્તા હોય. તે ચોથાથી માંડીને નવમા અનિવૃત્તિ ગુણઠાણાના પહેલા ભાગ લગે જાણવી ૨૭

**થાવરતિરિનિરયાયવ-દુગ થીણતિગેગ વિગલ સાહારં,**
**સોલખઓ દુવીસસય,બિઅ સિ બિઅતિઅકસાયંતો ૨૮**

| | |
|---|---|
| થાવર-સ્થાવરદ્વિક | સોલ-સોલનો |
| તિરિ-તિર્યંચદ્વિક | ખઓ-ક્ષય (થાય) |
| નિરય-નરકદ્વિક | દુવિસસય-એકસો બાવીશ |
| આયવદુગ-આતપદ્વિક | બિઅ સિ-બીજે ભાગે (નવમાના) |
| થીણતિગ-થીણદ્ધિત્રિક | બિઅતિઅ-બીજા અને ત્રીજા |
| એગ-એકેદ્રિય જાતિ | કસાયંતો-કષાયનો અંત (થાય) |
| વિગલ-વિકલેદ્રિય | |
| સાહારં-સાધારણ નામ | |

અર્થ—સ્થાવરદ્વિક, તિર્યંચદ્વિક, નરકદ્વિક, આતપદ્વિક, થીણદ્ધિત્રિક, એકેદ્રિયજાતિ, વિગલેન્દ્રિય અને સાધારણ નામ કર્મ એ સોળનો ક્ષય થાય એટલે એકસો બાવીશ પ્રકૃતિ બીજે ભાગે હોય ત્યા બીજા ત્રીજા કષાયનો અન્ત થાય, ત્યારે—૨૮.

વિવેચન—તે ક્ષપકને નવમા ગુણઠાણાના નવ ભાગ કરીએ તિહા પેહેલે ભાગે ૧૩૮ ની સત્તા કહી. હવે બીજે ભાગે કહે છે-થાવર ૧, સૂક્ષ્મ ૨, તિર્યગ્ગતિ ૧, તિર્યગાનુપૂર્વી ૨, નરકગતિ ૧, નરકાનુપૂર્વી ૨, આતપનામ ૧, ઉદ્યોતનામ. ૨, થીણદ્ધીત્રિક ૩, એકેદ્રિયજાતિ ૧, બે

ઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય ૩;સાધારણ નામ ૧, એ સોળ ૧૬ ની સત્તા ટળે ત્યારે નવમાને બીજે ભાગે એકસો બાવીશની સત્તા રહે. હવે બીજા અપ્રત્યાખ્યાનીય ૪, અને ત્રીજા પ્રત્યાખ્યાનીય ૪, એવં ૮ કષાયની સત્તા ટળે, ત્યારે-૨૮

**તઇઆઇસુ ચઉદસતે-રબારછપણચઉતિહિયસયકમસો;**
**નપુઇત્થિહાસછગપુંસ,તુરિઅકોહમયમાયખઓ ॥૨૯॥**

| | |
|---|---|
| **તઇઆઇસુ**—ત્રીજાઆદિ ભાગને વિષે. | **હાસછગ**—હાસ્યષટ્ક. |
| **ચઉદસ**—એકસો ચૌદ | **પુંસ**—પુરૂષ વેદ. |
| **તિહિઅસય**—એકસો ત્રણ. | **તુરિઅ**—ચોથો. |
| **કમસો**—અનુક્રમે. | **કોહ**—(સંજવલન) ક્રોધ. |
| **નપુ**—નપુંસક વેદ. | **મય**—માન ( અહંકાર ) |
| **ઇથિ**—સ્ત્રી વેદ. | **માય**—માયાનો |
| | **ખઓ**—ક્ષય. |

અર્થ—ત્રીજા આદિ ભાગને વિષે અનુક્રમે ૧૧૪-૧૧૩-૧૧૨-૧૦૬-૧૦૫-૧૦૪-૧૦૩ પ્રકૃતિ હોય. ત્યાં અનુક્રમે નપુંસકવેદ, સ્ત્રીવેદ, હાસ્યષટ્ક, પુરૂષવેદ, સંજવલન ક્રોધ, માન, માયાનો ક્ષય થાય. ૨૯.

વિવેચન—ત્રીજા ભાગને વિષે એકસો ચૌદ (૧૧૪) ની સત્તા હોય. ત્યાર પછી આગળ કહે છે તે પ્રકૃતિ ઓછી કર્યે થકે ચોથે ભાગે ૧૧૩, પાંચમે ભાગે ૧૧૨, છઠ્ઠે ભાગે ૧૦૬, સાતમે ભાગે ૧૦૫, આઠમે ભાગે ૧૦૪ અને નવમે ભાગે ૧૦૩ ની સત્તા હોય. અનુક્રમે નપુંસક વેદ ટળ્યે ૧૧૩ ચોથે ભાગે, સ્ત્રિવેદ ટળ્યેથી ૧૧૨ પાંચમે ભાગે, હાસ્યાદિક ષટ્ક

ટળેથી ૧૦૬ છઠ્ઠેભાગે, પુરૂષવેદ ટળ્યે ૧૦૫ સાતમે ભાગે, સજ્વલન ક્રોધ ટળ્યે ૧૦૪ આઠમે ભાગે રહે, સજ્વલન માન ટળ્યે ૧૦૩ રહે તે નવમે ભાગે જાણવા. ત્યાર પછી સજ્વલનની માયા ટળે. ૨૯.

સુહુમિ દુસય લોહ તો, ખીણદુચરિમેગસય દુનિદ્દખઓ, નવનવઇ ચરમસમએ, ચઉદંસણનાણવિગ્ઘતો ॥૩૦॥

| | |
|---|---|
| સુહુમિ–સૂક્ષ્મ સંપરાયે | નવનવઇ–નવાણુ. |
| દુસય–એકસો બે | ચરમસમએ–છેલ્લે સમયે |
| લોહ તો–લોભનો અંત હોય | ચઉ–ચાર |
| ખીણ–ક્ષીણમોહ ગુણઠાણે | દંસણ–દર્શનાવરણીય |
| દુચરિમ–દ્વિચરિમ સમયે | નાણ–પાંચ જ્ઞાનાવરણીય |
| એગસય–એકસો એક | વિગ્ઘ–પાંચ અંતરાયનો |
| દુનિદ્દ–બે નિદ્રાનો | અંતો–અંત (થાય) |
| ખઓ–ક્ષય (થાય) | |

અર્થ—સૂક્ષ્મ સંપરાયે એકસો બે હોય, ત્યાં લોભનો અંત થાય એટલે ક્ષીણમોહના દ્વિચરિમ સમયે એકસો એક હોય. ત્યાં બે નિદ્રાનો ક્ષય થાય ત્યારે છેલ્લે સમયે નવાણુ હોય ચાર દર્શનાવરણ, પાંચ જ્ઞાનાવરણ અને પાંચ અંતરાય (એ ચૌદ) નો અંત થાય ત્યારે—૩૦

વિવેચન—દશમે સૂક્ષ્મ સંપરાય ગુણઠાણે ૧૦૨ ની સત્તા રહે ત્યાર પછી સંજ્વલન લોભને ક્ષયે બારમા ક્ષીણમોહના દ્વિચરમ સમયે એકસો એક (૧૦૧)ની સત્તા હોય. દીપક એટલેવાળો દશમાથી બારમેજ જાય પણ

અગ્યારમું ગુણઠાણું ફરસે નહીં. ત્યાર પછી બે નિદ્રાને ક્ષયે નવાણુ પ્રકૃતિ બારમા ગુણઠાણાને છેલ્લે સમયે સત્તાએ હોય. ત્યાર પછી ચાર દર્શનાવરણીય, પાંચ જ્ઞાનાવરણીય, પાંચ અંતરાય એ ચૌદ પ્રકૃતિનો અત થાય, ત્યારે- ૩૦

પણસીઇ સજોગિઅજોગિ, દુચરિમે દેવખગઇગંધદુગં;
ફાસટ્ઠ વન્નરસતણુ-બંધણસંઘાયપણ નિમિણં ॥૩૧॥
સંઘયણઅથિરસંઠાણ-છક્ક અગુરુલહુચઉ અપજ્જત્તં;
સાયંવ અસાયંવા, પરિત્તુવંગતિગ સુસર નિઅં ॥૩૨॥
બિસયરિખઓઅ ચરિમે,તેરસ મણુઅતસતિગજસાઇજ્જં;
સુભગજિણુચ્ચપણિંદિઅ, સાયાસાએગયરછેઓ ॥૩૩॥

| | |
|---|---|
| પણસીઇ-પંચાશી. | સંઘાય-સંઘાતન. |
| સજોગિ-સયોગી ગુણઠાણે. | પણ-(એ સૌ) પાંચ. |
| અજોગિ-અજોગી ગુણઠાણે. | નિમિણં-નિર્માણ નામ. |
| દુચરિમે-છેલ્લાનાપહેલા સમયે. | સંઘયણ-સંઘયણ. |
| દેવ-સુરદ્વિક. | અથિર-અસ્થિર. |
| ખગઇ-ખગતિદ્વિક. | સંઠાણ-સંસ્થાન. |
| ગંધદુગં-ગંધદ્વિક. | છક્ક-એ ત્રણ ષટ્ક. |
| ફાસટ્ઠ-ફરસઆઠ. | અગુરુલહુ-અગુરૂ લઘુ. |
| વણ્ણ-વર્ણ. | ચઉ-ચાર. |
| રસ-રસ. | અપજ્જત્તં-અપર્યાપ્ત નામ. |
| તણુ-શરીર. | સાયં-શાતાવેદનીય. |
| બંધણ-બંધન. | વ-અથવા. |

| | |
|---|---|
| અસાય-અશાતાવેદનીય | મણુઅ-મનુષ્યત્રિક |
| વા-અથવા | તસતિગ-ત્રસત્રિક |
| પરિત્ત-પ્રત્યેકત્રિક | જસ-યશનામ |
| ઉવ ગતિગ-ઉપાગત્રિક | આઇજ્જં-આદેયનામ |
| સુસર-સુસ્વર નામ | સુભગ-સૌભાગ્ય નામ |
| નિઅ-નિચ્ચૈર્ગોત્ર | જિણ-જિનનામ |
| બિસયરિ-બહોતેર | ઉચ્ચ-ઉચ્ચૈર્ગોત્ર |
| ખઓ-ક્ષય (હોય) | પણિ દિય-પંચેન્દ્રિયજાતિનો |
| ચરિમે-છેલ્લે સમયે | છેઓ-છેદ (થાય) |
| તેરસ-તેર | |

અર્થ—અયોગિ ગુણઠાણે અને અયોગિના દ્વિચરિમ સમયે પચાશી પ્રકૃતિ હોય. ત્યાં દેવદ્વિક, ખગતિદ્વિક, ગંધદ્વિક, આઠ સ્પર્શ, વર્ણ પાંચ, રસ પાંચ, શરીર પાંચ, બંધન પાંચ, સંઘાતન પાંચ, નિર્માણ નામ, સંઘયણ છ, અસ્થિર ષટ્ક, સંસ્થાન છ, અગુરુલઘુ ચતુષ્ક,અપર્યાપ્તનામ, શાતા અથવા અશાતા વેદનીય, પ્રત્યેકત્રિક, ઉપાગત્રિક, સુસ્વરનામ, નીચગોત્ર, (એ) બહોતેરનો ક્ષય કરે ત્યારે અયોગિના છેલ્લા સમયે તેર પ્રકૃતિ હોય મનુષ્યત્રિક, ત્રસત્રિક, યશનામ, આદેયનામ, સુભગનામ, જિનનામ, ઉચ્ચ ગોત્ર, પંચેંદ્રિયજાતિ, શાતા અથવા અશાતા આઠેની એક (એ તેર)નો છેદ થાય ૩૧-૩૨-૩૩.

વિવેચન—અયોગિ ગુણઠાણે પંચાશી પ્રકૃતિની સત્તા હોય અયોગિ ગુણઠાણાના છેલ્લા સમયથકી આગળના સમય લગે મૂળ ૮૫ પંચાશીની સત્તા હોય, તે પછી દેવ

ગતિ ૧, દેવાનુપૂર્વી ૨, શુભ વિહાયોગતિ ૧, અશુભ વિહાયોગતિ ૨, બે ગંધ ૨, આઠ ફરસ ૮, પાંચવર્ણ ૫, પાંચ રસ ૫, પાંચ શરીર ૫, પાંચ બંધન ૫, પાંચ સંઘાતન ૫, નિર્મ્માણ નામ ૧; છ સંઘયણ ૬, અથિર ૧, અશુભ ૨, દુર્ભગ ૩, દુઃસ્વર ૪, અનાદેય ૫, અયશ ૬, એ અથિર ષટ્ક, છ સંસ્થાન ૬, અગુરૂલઘુ ૧, ઉપઘાત ૨, પરાઘાત ૩, ઉચ્છ્વાસ ૪, એ ચાર. અપર્યાપ્ત નામ ૧, સાતા વેદનીય, અસાતા વેદનીય એ બે માંહેથી એક ૧, પ્રત્યેક ૧, થિર ૨, શુભ ૩, એ ત્રણ; ઔદારિકોપાંગ ૧, વૈક્રિયોપાંગ ૨, આહારકોપાંગ ૩, સુસ્વરનામ ૧, નિચૈર્ગોત્ર ૧. પંચાશી માંહેથી એ બ્હોંતેરનો ક્ષય કરે ત્યારે અયોગિ ગુણઠાણાને છેલ્લે સમયે તેર પ્રકૃતિની સત્તા રહે. તે તેર કહેછે—મનુષ્યગતિ ૧, મનુષ્યાનુપૂર્વી ૨, મનુષ્યાયુઃ ૩, ત્રસ ૧, બાદર ૨, પર્યાપ્ત. ૩, યશનામ ૧, સુભગ નામ ૨, જિનનામ ૧, ઉચ્ચૈર્ગોત્ર ૧, પંચેંદ્રિય જાતિ ૧, સાતા અસાતા માંહેલી એક ૧, એવં તેર પ્રકૃતિ છેલ્લે સમયે ક્ષય કરે.૩૧–૩૨–૩૩.

**નરઅણુપુવ્વિવિણા વા, બારસચરિમસમયંમિ જોખવિઉં;**
**પત્તો સિદ્ધિં દેવિંદ–વંદિઅં નમહ તં વીરં ॥ ૩૪ ॥**

—સત્તાસમ્મત્તા ॥

**નરઆણુપુવ્વિ**-મનુષ્યાનુપૂર્વી
**વિણા વા**–વિના અથવા.
**બારસ**–બાર પ્રકૃતિ.
**ચરિમસમયંમિ**–છેલ્લેસમયે
**જો ખવિઉં**–જે ખપાવીને.
**પત્તો**–પામ્યા.
**સિદ્ધિં**–સિદ્ધિગતિને.
**દેવિંદ**–દેવેંદ્રસૂરિએ, દેવેંદ્રોવડે
**વંદિઅં**–વંદાયેલા.
**નમહ**–નમસ્કાર કરો.
**તં વીરં**–તે મહાવીરસ્વામિને

અર્થ—અથવા મનુષ્યની આનુપૂર્વી વિના બાર પ્રકૃતિ છેલ્લે સમયે ખપાવીને જે મોક્ષને પામ્યા છે. તે દેવેન્દ્રોથી વંદાયેલા અથવા દેવેન્દ્ર સૂરિથી વંદાયેલા ) વીર ભગવાનને તમે નમસ્કાર કરો. ૩૪.

વિવેચન—ઈહા મતાંતર કહેછે—વા—અથવા મનુષ્યની આનુપૂર્વી વિના બાર પ્રકૃતિ છેલ્લે સમયે ક્ષય કરીને સીઝે. એહનો અભિપ્રાય કહિયે છીએ. મનુષ્યાનુપૂર્વીની સત્તા અયોગિને દ્વિચરિમ સમયેજ મનુષ્યગતિમાંહે સ્તિબુક સંક્રમ કરીને ક્ષય કરે ત્યારે તેહના દળિયા છેલ્લે સમયે ન રહે અને બાર પ્રકૃતિને સ્વજાતિય વિના સ્તિબુક સંક્રમ નથી તે માટે તેહના દળિયા ચરિમ સમયે પણ હોય તે માટે એ યુક્ત છે. વળી જેહનો ઉદય પૂર્વેથીજ રહ્યો હોય તેહની સત્તા દ્વિચરિમ સમયેજ જાય. ચારે આનુપૂર્વી ક્ષેત્રવિપાકી છે તેથી તેહનો ઉદય ભવની અંતગળ ગતિએજ હોય, ભવસ્થને ન હોય, તે માટે ઉદયના અભાવ થકી અયોગિને દ્વિચરિમ સમયે મનુષ્યાનુપૂર્વીનો વ્યુચ્છેદ થાય ત્યારે તે મતે દ્વિચરિમ સમયે ૭૩ નો ક્ષય કરે અને છેલ્લે સમયે ૧૨ નો ક્ષય થાય. ઇતિમતાંતર. એ બાર પ્રકૃતિનો ક્ષય કરીને સિદ્ધિપદ (મોક્ષપદ) પ્રત્યે જે ભગવંત પામ્યા તે, દેવેંદ્ર કહેતાં ચોસઠ ઇંદ્રે વંદિત તથા દેવેંદ્રસૂરિએ વંદિત એવા શ્રીમહાવીરેન્દ્રને તે પ્રત્યે વાંદો, હે ભવ્યજનો! તમે કાયાવડે પ્રણમો એ પ્રકારે શ્રી મહાવીરની સ્તુતિ કરી.૩૪.

એ પ્રકારે કર્મસ્તવને વિષે સત્તાનો અધિકાર સંપૂર્ણ થયો.

श्रीमत्कर्मग्रंथे स्तबुकार्थो रचित सुगमरीत्या ॥
बुधजीवविजयविहित , कर्म्मस्तवनामकस्य पूर्त्तिमगात् ॥१॥

# સત્તા યંત્રકમ્

| ૧૪ | ગુણઠાણે સત્તા | મૂળપ્રકૃતિ | ઉત્તરપ્રકૃતિ | ઉપશમશ્રેણી | ક્ષપકશ્રેણી | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુઃકર્મ | નામકર્મ | ગોત્રકર્મ | અંતરાયકર્મ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ઓઘે. | ૮ | ૧૪૮ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૩ | ૨ | ૫ |
| ૧ | મિથ્યાત્વે. | ૮ | ૧૪૮ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૩ | ૨ | ૫ |
| ૨ | સાસ્વાદને | ૮ | ૧૪૭ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૨ | ૨ | ૫ |
| ૩ | મિશ્રે: | ૮ | ૧૪૭ | | | ૫ | ૯ | ૨ | ૨૮ | ૪ | ૯૨ | ૨ | ૫ |
| ૪ | અવિરતે. | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૮/૨૧ | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૫ | દેશવિરતે. | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૮/૨૧ | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૬ | પ્રમત્તસંયતે. | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૮/૨૧ | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૭ | અપ્રમત્તસયતે. | ૮ | ૧૪૮ | ૧૪૧ | ૧૪૫/૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૮/૨૧ | ૪/૧ | ૯૩ | ૨ | ૫ |
| ૮ | અપૂર્વકરણે. | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૧૩૮ | ૫ | ૯ | ૨ | [illegible] | [illegible] | ૯૩ | ૨ | ૫ |
| ૯ | અનિવૃત્તિ કરણના ભાગ નવ ૧ | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૧૩૮ | ૫ | ૯ | ૨ | ૨૧ | ૧ | ૯૩ | ૨ | ૫ |
| | ૨ | | | ૦ | ૧૨૨ | ૫ | ૬ | ૨ | ૨૧ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૩ | | | ૦ | ૧૧૪ | ૫ | ૬ | ૨ | ૧૩ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૪ | | | ૦ | ૧૧૩ | ૫ | ૬ | ૨ | ૧૨ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૫ | | | ૦ | ૧૧૨ | ૫ | ૬ | ૨ | ૧૧ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૬ | | | ૦ | ૧૦૬ | ૫ | ૬ | ૨ | ૫ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૭ | | | ૦ | ૧૦૫ | ૫ | ૬ | ૨ | ૪ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૮ | | | ૦ | ૧૦૪ | ૫ | ૬ | ૨ | ૩ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| | ૯ | | | ૦ | ૧૦૩ | ૫ | ૬ | ૨ | ૨ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| ૧૦ | સૂક્ષ્મ સંપરાયે. | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૧૦૨ | ૫ | ૬ | ૨ | [illegible] | ૨/૧ | ૯૩/૮૦ | ૨ | ૫ |
| ૧૧ | ઉપશાતમોહે. | ૮ | ૧૪૮/૧૪૨ | ૧૩૯ | ૧૦૧ | ૫ | ૬ | ૨ | [illegible] | ૪/૧ | ૯૩/૮૦ | ૨ | ૫ |
| ૧૨ | ક્ષીણમોહે. | ૭ | ૧૦૧/૯૯ | ૦ | ૧૦૧/૯૯ | ૫/૫ | ૬/૪ | ૨ | ૮ | ૧ | ૮૦ | ૨ | ૫ |
| ૧૩ | સયોગી કેવલીએ | ૪ | ૮૫ | ૦ | ૮૫ | ૦ | ૦ | ૨ | ૮ | ૧ | ૮૦ | ૨ | ૦ |
| ૧૪ | અયોગી કેવલીએ. | ૪ | [illegible] | ૦ | [illegible] | ૦ | ૦ | ૨/૧ | ૮ | ૧ | ૮૦/૯ | ૨/૧ | ૦ |

ॐ

## આઠ કર્મની ૧૪૮ પ્રકૃતિનો બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા કયા કયા અને કેટલા ગુણઠાણા સુધી હોય તેની સરળ સમજનુ કોષ્ટક.

| કર્મની આઠ મૂળ પ્રકૃતિ અનુક્રમે | ઉત્તર પ્રકૃતિનો અનુક્રમ નંબર | કર્મની ૧૪૮ ઉત્તર પ્રકૃતિના અનુક્રમે નામ | કેટલા ગુણઠાણા સુધી બંધ હોય | કેટલા ગુણઠાણા સુધી ઉદય હોય | કેટલા ગુણઠાણા સુધી ઉદીરણા હોય | કેટલા ગુણઠાણા સુધી સત્તા હોય |
|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| | | **જ્ઞાનાવરણીય-૫** | | | | |
| જ્ઞાનાવરણીય ૧ | ૧ | મતિજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૨ | ૨ | શ્રુતજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૩ | ૩ | અવધિજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૪ | ૪ | મનઃપર્યવજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૫ | ૫ | કેવળજ્ઞાનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| | | **દર્શનાવરણીય—૯** | | | | |
| દર્શનાવરણીય ૬ | ૧ | ચક્ષુદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૭ | ૨ | અચક્ષુદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૮ | ૩ | અવધિદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૯ | ૪ | કેવળદર્શનાવરણીય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૦ | ૫ | નિદ્રા | ૬ | ૧૨ સમય ન્યૂન | ૧૨ | ૧૨ સમય ન્યૂન |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૬ | નિદ્રા નિદ્રા | ૨ | ૬ | ૬ | ૯/૨ |
| ૧૨ | ૭ | પ્રચલા | ૮/૧ | ૧૨/૨ સમય ન્યૂન | ૧૨ | ૧૨/૨ સમય ન્યૂન |
| ૧૩ | ૮ | પ્રચલા પ્રચલા | ૨ | ૬ | ૬ | ૯/૨ |
| ૧૪ | ૯ | થીણદ્ધી | ૨ | ૬ | ૬ | ૯/૨ |

**વેદનીય—૨**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૫ | ૧ | શાતા વેદનીય | ૧૩ | ૧૪ | ૬ | ૧૪ |
| ૧૬ | ૨ | અશાતા વેદનીય | ૬ | ૧૪ | ૬ | ૧૪ |

**મોહનીય—૨૮**

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૭ | ૧ | સમ્યક્ત્વ મોહનીય | [illegible] | ૪ થી ૭ | ૪થી૭ | ૧૧ |
| ૧૮ | ૨ | મિશ્ર મોહનીય | [illegible] | ૩ જે | ૧ | ૧૧ |
| ૧૯ | ૩ | મિથ્યાત્વ મોહનીય | ૧ | ૧ | ૧ | ૧૧ |
| ૨૦ | ૪ | અનંતાનુબંધી ક્રોધ | ૨ | ૨ | ૨ | ૧૧ |
| ૨૧ | ૫ | અનંતાનુબંધી માન | ૨ | ૨ | ૨ | ૧૧ |
| ૨૨ | ૬ | અનંતાનુબંધી માયા | ૨ | ૨ | ૨ | ૧૧ |
| ૨૩ | ૭ | અનંતાનુબંધી લોભ | ૨ | ૨ | ૨ | ૧૧ |
| ૨૪ | ૮ | અપ્રત્યાખ્યાની ક્રોધ | ૪ | ૪ | ૪ | ૯/૨ |
| ૨૫ | ૯ | અપ્રત્યાખ્યાની માન | ૪ | ૪ | ૪ | ૯/૨ |
| ૨૬ | ૧૦ | અપ્રત્યાખ્યાની માયા | ૪ | ૪ | ૪ | ૯/૨ |
| ૨૭ | ૧૧ | અપ્રત્યાખ્યાની લોભ | ૪ | ૪ | ૪ | ૯/૨ |
| ૨૮ | ૧૨ | પ્રત્યાખ્યાની ક્રોધ | ૫ | ૫ | ૫ | ૯/૨ |
| ૨૯ | ૧૩ | ,, માન | ૫ | ૫ | ૫ | ૯/૨ |
| ૩૦ | ૧૪ | ,, માયા | ૫ | ૫ | ૫ | ૯/૨ |
| ૩૧ | ૧૫ | ,, લોભ | ૫ | ૫ | ૫ | ૯/૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| મોહનીય કર્મ | ૩૨ | ૧૬ | સંજ્વલન ક્રોધ | ગુણઠાણા | ૯ | ૯ | ગુણઠાણા ૯ |
| | ૩૩ | ૧૭ | ,, માન | | ૯ | ૯ | |
| | ૩૪ | ૧૮ | ,, માયા | | ૯ | ૯ | |
| | ૩૫ | ૧૯ | ,, લોભ | ૯ | ૧૦ | ૧૦ | ૧૦ |
| | ૩૬ | ૨૦ | હાસ્ય નોકષાય | ગુણઠાણા ૮ | ૮ | ૮ | [illegible] |
| | ૩૭ | ૨૧ | રતી ,, | | ૮ | ૮ | |
| | ૩૮ | ૨૨ | અરતી ,, | ,, | ૮ | ૮ | |
| | ૩૯ | ૨૩ | શોક ,, | ,, | ૮ | ૮ | |
| | ૪૦ | ૨૪ | ભય ,, | ગુણઠાણા | ૮ | ૮ | |
| | ૪૧ | ૨૫ | જુગુપ્સા , | | ૮ | ૮ | |
| | ૪૨ | ૨૬ | પુરુષવેદ ,, | ૯ | ૯ | ૮ | |
| | ૪૩ | ૨૭ | સ્ત્રીવેદ ,, | ૨ | ૯ | ૮ | |
| | ૪૪ | ૨૮ | નપુંસકવેદ ,, | ૧ | ૯ | ૯ | ૪ |
| [1]આયુ કર્મ—૪ | | | | | | | |
| આયુકર્મ | ૪૫ | ૧ | દેવાયુ | ૬ યાવત્ | ૪ | ૪ | ૧૧ |
| | ૪૬ | ૨ | મનુષ્યાયુ | ૪ | ૧૪ | ૬ | ૧૪ |
| | ૪૭ | ૩ | તિર્યંચાયુ | ૨ | ૫ | ૫ | ૭ |
| | ૪૮ | ૪ | નરકાયુ | ૧ | ૪ | ૪ | ૭ |
| નામકર્મની ૯૩–૧૦૩ | | | | | | | |
| | ૪૯ | ૧ | મનુષ્યગતિ નામકર્મ | ૪ | ૧૪ | ૧૩ | ૧૪ |
| | ૫૦ | ૨ | તિર્યચગતિ નામકર્મ | ૨ | ૫ | ૫ | ૬ |
| | ૫૧ | ૩ | દેવ ,, ,, | ૮ | ૪ | ૪ | ૧૪ |
| | ૫૨ | ૪ | નરક ,, ,, | ૧ | ૪ | ૪ | ૬ |
| | ૫૩ | ૫ | *એકેંદ્રિય જાતિ નામકર્મ | ૧ | ૨ | ૨ | ૬ |

૧ ત્રીજે ગુણઠાણે એકે આયુષનો બંધ હોય નહિ

* એકેંદ્રિય તથા વિકલેંદ્રિયને માન પહેલું અને બીજું એ બેજ ગુણઠાણા હોય

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૫૪ | ૬ | એકેન્દ્રિય જાતિનામકર્મ | ૧ | ૨ | ૨ | ૯/૧ |
| ૫૫ | ૭ | તેઇન્દ્રિય જાતિ નામકર્મ | ૧ | ૨ | ૨ | ૯/૨ |
| ૫૬ | ૮ | ચઉરિંદ્રિય ,, ,, | ૧ | ૨ | ૨ | ૯/૨ |
| ૫૭ | ૯ | પંચેદ્રિય ,, ,, | ૮/૬ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૫૮ | ૧૦ | ઔદારિક શરીર ,, | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૫૯ | ૧૧ | વૈક્રિય ,, ,, | ૮/૬ | ૪ | ૪ | ૧૪ |
| ૬૦ | ૧૨ | આહારક ,, ,, | ૮/૬ | ૭મું | ૭મું | ૧૪ |
| ૬૧ | ૧૩ | તૈજસ ,, ,, | ૮/૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૨ | ૧૪ | કાર્મણ ,, ,, | ૮/૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૩ | ૧૫ | ઔદારિક અંગોપાંગ ,, | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૬૪ | ૧૬ | વૈક્રિય ,, ,, | ૮/૬ | ૪ | ૪ | ૧૪ |
| ૬૫ | ૧૭ | આહારક ,, ,, | ૮/૬ | ૬ઠું | ૬ઠું | ૧૪ |
| ૬૬ | ૧૮ | ઔદારિક બંધન નામકર્મ | આ સંઘાતનો બંધ શરીર સાથે છે | | | ૧૪ |
| ૬૭ | ૧૯ | વૈક્રિય ,, ,, | | | | ૧૪ |
| ૬૮ | ૨૦ | આહારક ,, ,, | | | | ૧૪ |
| ૬૯ | ૨૧ | તૈજસ ,, ,, | | | | ૧૪ |
| ૭૦ | ૨૨ | કાર્મણ ,, ,, | | | | ૧૪ |
| ૭૧ | ૨૩ | ઔદારિક સંઘાતનનામકર્મ | | | | ૧૪ |
| ૭૨ | ૨૪ | વૈક્રિય ,, ,, | | | | ૧૪ |
| ૭૩ | ૨૫ | આહારક ,, ,, | | ૬ઠું | ૬ઠું | ૧૪ |
| ૭૪ | ૨૬ | તૈજસ ,, ,, | | | | ૧૪ |
| ૭૫ | ૨૭ | કાર્મણ ,, ,, | | | | ૧૪ |
| ૭૬ | ૨૮ | વજ્રઋષભનારાચ સંઘયણ | ૪ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૭૭ | ૨૯ | ઋષભ નારાચ ,, | ૨ | ૧૧ | ૧૧ | ૧૪ |
| ૭૮ | ૩૦ | નારાચ ,, | ૨ | ૧૧ | ૧૧ | ૧૪ |
| ૭૯ | ૩૧ | અર્ધનારાચ ,, | ૨ | ૭ | ૭ | ૧૪ |
| ૮૦ | ૩૨ | કીલિકા ,, | ૨ | ૭ | ૭ | ૧૪ |
| ૮૧ | ૩૩ | છેવઠું ,, | ૧ | ૭ | ૭ | ૧૪ |
| ૮૨ | ૩૪ | સમચતુરસ્ર સંસ્થાન | ૮/૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૩ | ૩૫ | ન્યગ્રોધ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૪ | ૩૬ | સાદી ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૫ | ૩૭ | વામન ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૮૬ | ૩૮ | કુબ્જ ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૭ | ૩૯ | હુંડક , | ૧ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૮ | ૪૦ | કૃષ્ણ વર્ણનામ કર્મ | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૮૯ | ૪૧ | નીલ ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૦ | ૪૨ | લોહિત ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૧ | ૪૩ | હારિદ્ર ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ' | ૪૪ | શ્વેત ,, , | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૩ | ૪૫ | સુરભી ગંધ ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૪ | ૪૬ | દુરભી ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૫ | ૪૭ | તિક્ત રસ નામકર્મ | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૬ | ૪૮ | કટુક , ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૭ | ૪૯ | કષાયન ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૮ | ૫૦ | આમ્લ ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૯૯ | ૫૧ | મધુર , ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૦ | ૫૨ | કર્કશ સ્પર્શ ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૧ | ૫૩ | મૃદુ ,, , | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૨ | ૫૪ | ગુરૂ ,, , | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૩ | ૫૫ | લઘુ ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૪ | ૫૬ | શીત , ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૫ | ૫૭ | ઉષ્ણ , ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૬ | ૫૮ | સ્નિગ્ધ ,, ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૭ | ૫૯ | રૂક્ષ , | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૦૮ | ૬૦ | નરકાનુપૂર્વી નામકર્મ | ૧ | ૪ | ૪ | [illegible] |
| ૧૦૯ | ૬૧ | તિર્યંચાનુપૂર્વી ,, | ૨ | ૪ | ૪ | [illegible] |
| ૧૧૦ | ૬ | મનુષ્યાનુપૂર્વી ,, | ૪ | ૪ | ૪ | ૧૪ |
| ૧૧૧ | ૬૩ | દેવાનપૂર્વી ,, | [illegible] | ૪ | ૪ | ૧૪ |
| ૧૧૨ | ૬૪ | નભવિહાયોગતિ ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૩ | ૬૫ | અશુભ , , ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૪ | ૬૬ | પરાઘાત નામ કર્મ | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૫ | ૬૭ | ઉશ્વાસ , ,, | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૧૬ | ૬૮ | આતપ | ૧ | ૧ | ૧ | [illegible] |
| ૧૧૭ | ૬૯ | ઉદ્યાત , | ૨ | ૫ | ૫ | [illegible] |
| ૧૧૮ | ૭૦ | અગુરૂલઘુ નામકર્મ | [illegible] | ૧૩ | ૧૩ | ૧૪ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૧૯ | ૭૧ | તીર્થંકર ,, | ૪ થી ૮ | ૧૩-૧૪ | ૧૩મુ | ૧૪ |
| ૧૨૦ | ૭૨ | નિર્માણ ,, | ૮ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૧ | ૭૩ | ઉપઘાત ,, | ૮ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૨ | ૭૪ | ત્રસનામકર્મ | ૮ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૩ | ૭૫ | બાદર ,, ,, | ૮ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૪ | ૭૬ | પર્યાપ્ત ,, ,, | ૮ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૫ | ૭૭ | પ્રત્યેક ,, ,, | ૮ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૬ | ૭૮ | સ્થિર ,, ,, | ૮ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૭ | ૭૯ | શુભ ,, ,, | ૮ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૨૮ | ૮૦ | સૌભાગ્ય ,, ,, | ૮ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૨૯ | ૮૧ | સુસ્વર ,, ,, | ૮ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૦ | ૮૨ | આદેય ,, ,, | ૮ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૩૧ | ૮૩ | યશ કીર્તિ ,, ,, | ૧૦ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૩૨ | ૮૪ | સ્થાવર નામકર્મ | ૧ | ૨ | ૨ | ઉ/૧ |
| ૧૩૩ | ૮૫ | સૂક્ષ્મ ,, | ૧ | ૧ | ૧ | ઉ/૧ |
| ૧૩૪ | ૮૬ | અપર્યાપ્ત ,, | ૧ | ૧ | ૧ | ૧૪ |
| ૧૩૫ | ૮૭ | સાધારણ ,, | ૧ | ૧ | ૧ | ઉ/૧ |
| ૧૩૬ | ૮૮ | અસ્થિર ,, | ૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૭ | ૮૯ | અશુભ ,, | ૬ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૩૮ | ૯૦ | દૌર્ભાગ્ય ,, | ૨ | ૪ | ૪ | ૧૪ |
| ૧૩૯ | ૯૧ | દુઃસ્વર ,, | ૨ | ૧૩ | ૧૩ | ૧૪ |
| ૧૪૦ | ૯૨ | અનાદેય ,, | ૨ | ૪ | ૪ | ૧૪ |
| ૧૪૧ | ૯૩ | અપયશ અપકીર્ત્તિ ,, | ૯ | ૪ | ૪ | ૧૪ |

## ગોત્રકર્મ. ૨

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૨ | ૧ | ઉચ્ચગોત્ર | ૧૦ | ૧૪ | ૧૩ | ૧૪ |
| ૧૪૩ | ૨ | નીચ ગોત્ર | ૨ | ૫ | ૫ | ૧૪ |

## અંતરાયકર્મ. ૫

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧૪૪ | ૧ | દાનાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૫ | ૨ | લાભાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૬ | ૩ | ભોગાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૭ | ૪ | ઉપભોગાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |
| ૧૪૮ | ૫ | વીર્યાંતરાય | ૧૦ | ૧૨ | ૧૨ | ૧૨ |



# અથ બંધસ્વામિત્વ નામા તૃતીય કર્મગ્રંથ.

### મંગળ અને અભિધેય.

બંધવિહાણવિમુક્કં, વંદિય સિરિવદ્ધમાણજિણચંદં ।।
ગઇઆઇસુ વુચ્છં, સમાસઓ બંધસામિત્તં ।। ૧ ।।

બંધવિહાણ–બંધની રચનાથી
વિમુક્કં–વિશેષે રહિતને
વંદિય–વાંદીને
સિરિ–શ્રી
વદ્ધમાણ–વીરસ્વામી
જિણચંદં–જિનોને વિષે ચંદ્ર સમાનને
ગઇઆઇસુ–ગતિઆદિ ચૌદ માર્ગણાઓને વિષે
વુચ્છં–કહીશું
સમાસઓ–સંક્ષેપથી
બંધસામિત્તં–બંધસ્વામિત્વ

અર્થ—કર્મબંધના વિધાનથી રહિત શ્રીવર્દ્ધમાન જિનચંદ્રને નમસ્કાર કરીને ગતિ વિગેરેને વિષે સંક્ષેપ થકી બંધસ્વામિત્વ કહીશ. ૧

વિવેચન—હવે બંધસ્વામિત્વ કહે છે. જીવ પ્રદેશ સાથે કર્મનો જે સંબંધ તે બંધ કહીએ. તેનું મિથ્યાત્વાદિક હેતુએ કરીને નિપજાવવું તે બંધવિધાન કહીએ, તેણે કરીને વિમુક્ત એટલે રહિત એવા શ્રી વર્દ્ધમાન સ્વામી, જિન તે અવધિજ્ઞાની, મનઃપર્યવજ્ઞાની અને કેવળજ્ઞાની તેને વિષે ચંદ્રમા સરીખા; તેમના પ્રત્યે વાંદીને-નમસ્કારકરીને ગતિ આદિ દઇને (૬૨) બાસઠ માર્ગણા સ્થાનકને વિષે કહીશ. સંક્ષેપથકી જીવને બંધનું સ્વામીપણું એટલે કીયો જીવ કેટલી પ્રકૃતિ બાંધે એમ બંધસ્વામિત્વ કહીશ. ॥ ૧ ॥

**ગઇ ઇંદિએ ય કાએ, જોએ વેએ કસાય નાણે ય;**
**સંજમ દંસણ લેસા, ભવ સમ્મે સન્નિ આહારે ॥ ૨ ॥**

| | |
|---|---|
| ગઇ-ગતિમાર્ગણા. | સંજમ-ચારિત્ર માર્ગણા. |
| ઇંદિએ-ઇંદ્રિય માર્ગણા | દંસણ-દર્શન માર્ગણા. |
| કાએ-કાય માર્ગણા. | લેસા-લેશ્યા માર્ગણા. |
| જોએ-જોગ માર્ગણા. | ભવ-ભવ્ય માર્ગણા. |
| વેએ-વેદ માર્ગણા. | સમ્મે-સમ્યક્ત્વ માર્ગણા. |
| કસાય-કષાય માર્ગણા. | સન્નિ-સંજ્ઞિ માર્ગણા. |
| નાણે-જ્ઞાન માર્ગણા. | આહારે-આહારક માર્ગણા. |

અર્થ—ગતિ ચાર, ઇંદ્રિય પાંચ, કાય છ, જોગ ત્રણ, વેદ ત્રણ, કષાય ચાર, જ્ઞાન આઠ, સંયમ સાત, દર્શન ચાર, લેશ્યા છ, ભવ્ય અભવ્ય બે, સમ્યક્ત્વ છ, સંજ્ઞિ અસંજ્ઞિ બે અને આહારી અને અણાહારી એ બે, એ ૧૪ માર્ગણાના ઉત્તરભેદ ૬૨ જાણવા.

સંજ્ઞાક્રમ સંગ્રહ.

**જિણસુરવિઉવ્વાહાર, દુદેવાઉ ય નિરયસુહુમવિગલતિગં**
**એગિંદિ થાવરાયવ, નપુ મિચ્છં હુંડ છેવટ્ઠં ॥ ૩ ॥**

અણમજ્ઝાગિઇસંઘયણ,કુખગનિયઇત્થિદુહગથીણતિગ
ઉજ્જોઅ તિરિદુગ તિરિ નરાઉ નરઉરલદુગરિસહ ॥૪॥

જિણ–જિનનામ કર્મ
સુર–સુરદ્વિક
વિઉવ–વૈક્રિયદ્વિક
આહારદુ–આહારકદ્વિક
દેવાઉ–દેવાયુ
નિરય–નરકત્રિક
સુહુમ–સૂક્ષ્મત્રિક
વિગલતિગ–વિકલેંદ્રિયત્રિક
એગિંદિ–એકેંદ્રિય જાતિ
થાવર–સ્થાવર નામ કર્મ
આયવ–આતપ નામ કર્મ
નપુ–નપુંસકવેદ
મિચ્છ–મિથ્યાત્વ મોહનીય
હુંડ–હુંડ સંસ્થાન
છેવટ્ઠ–છેવટ્ઠું સંઘયણ
અણ–અનંતાનુબંધિચારકષાય
મજ્ઝાગિઇ–મધ્યાકૃતિ (વચ્ચેના ચાર સંસ્થાન)
સંઘયણ–સંઘયણ(મધ્યના ચાર સંઘયણ)
કુખગઇ–અશુભવિહાયોગતિ
નિય–નિચ્ચગોત્ર
ઇત્થિ–સ્ત્રીવેદ
દુહગ–દૌર્ભાગ્ય નામકર્મ
થીણતિગ–થીણદ્ધિત્રિક
ઉજ્જોઅ–ઉદ્યોતનામ
તિરિદુગ–તિર્યંચદ્વિક
તિરિ–તિર્યંચાયુ
નરાઉ–મનુષ્યાયુ
નર–મનુષ્યદ્વિક
ઉરલદુગ–ઔદારિકદ્વિક
રિસહ–વજ્ર ઋષભનારાચ સંઘયણ

અર્થ–જિનનામ, સુરદ્વિક, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, દેવાયુ અને નરકત્રિક, સૂક્ષ્મત્રિક, વિકલેન્દ્રિયત્રિક, એકેંદ્રિયજાતિ, સ્થાવરનામ, આતપનામ, નપુંસકવેદ, મિથ્યાત્વ મોહનીય, હુંડસંસ્થાન, છેવટ્ઠુંસંઘયણ અનંતાનુબંધિચાર,

મધ્યની આકૃતિ (સંસ્થાન) ચાર, મધ્યસંઘયણચાર, અશુભવિહાયોગતિ, નીચગોત્ર, સ્ત્રીવેદ, દુર્ભગત્રિક, થીણદ્ધિત્રિક, ઉદ્યોતનામ, તિર્યંચદ્વિક, તિર્યંચાયુ, નરાયુ, મનુષ્યદ્વિક, ઔદારિકદ્વિક અને વજ્ર ઋષભનારાચ સંઘયણ. ૩-૪.

વિવેચન—હવે ૧૨૦ માંહેલી કેટલીક પ્રકૃતિનો અનુક્રમ સંગ્રહ કહે છે-આગળ જે પ્રકૃતિથી જેટલી પ્રકૃતિ લેવી કહેશે તે પ્રકૃતિથી માંડીને તેટલી પ્રકૃતિઓ અનુક્રમે લેવી. જિન નામ ૧, દેવગતિ ૧, દેવાનુપૂર્વી ૨, વૈક્રિયશરીર ૧, વૈક્રિયોપાંગ ૨, આહારક શરીર ૧, આહારકોપાંગ ૨, દેવાયુઃ ૧, એવં ૮; નરકગતિ ૧, નરકાનુપૂર્વી ૨, નરકાયુઃ ૩, એવં ૧૧; સૂક્ષ્મ ૧, અપર્યાપ્ત ૨, સાધારણ ૩, બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચઉરિંદ્રિય ૩, એવં ૧૭; એકેંદ્રિયજાતિ ૧; સ્થાવરનામ ૧, આતપનામ ૧, એવં ૨૦; નપુંસકવેદ ૧, મિથ્યાત્વમોહનીય ૧, હુંડસંસ્થાન ૧, છેવઠું સંઘયણ ૧, એવં ૨૪.

અનંતાનુબંધી ચાર કષાય ૪, ન્યગ્રોધ ૧, સાદિ ૨, વામન ૩, કુબ્જ ૪, એ ૪ મધ્ય સંસ્થાન; ઋષભનારાચ ૧, નારાચ ૨, અર્દ્ધનારાચ ૩, કીલિકા ૪, એ મધ્ય સંઘયણ ચાર, એવં ૩૬; અશુભ વિહાયોગતિ ૧, નીચૈર્ગોત્ર ૧, સ્ત્રીવેદ ૧, એવં ૩૯; દુર્ભગનામ ૧, દુઃસ્વર ૨, અનાદેય ૩, થીણદ્ધીત્રિક ૩, એવં ૪૫; ઉદ્યોત નામ ૧, તિર્યંચ ગતિ ૧, તિર્યંચાનુપૂર્વી ૨, તિર્યગાયુ ૩, મનુષ્યાયુ ૧, એવં ૫૦; મનુષ્યગતિ ૧, મનુષ્યાનુપૂર્વી ૨, ઔદારિકશરીર ૧, ઔદારિકોપાંગ ૨, વજ્રઋષભનારાચ સંઘયણ ૧, એ (૫૫) પંચાવન પ્રકૃતિનો ક્રમ સંગ્રહ જાણવો. ૩-૪

સુરઇગુણવીસવજ્જં, ઇગસઉ ઓહેણ બંધહિં નિરયા;
તિત્થવિણા મિચ્છિસયં, સાસણિ નપુચઉવિણા છનુઈ ॥૫॥

| | |
|---|---|
| સુર-સુરાદિક | તિથ્થ-તીર્થંકર નામ કર્મ |
| ઇગુણવીસ-ઓગણીશ | વિણા-વિના |
| વજ્જ-વર્જીને | મિચ્છિ-મિથ્યાત્વે |
| ઇગસઓ-એકસોએક | સય-સો |
| ઓહેણ-ઓઘે, સામાન્યપણે | સાસણિ-સાસ્વાદને |
| બધહિ-બાધે | નપુચઉ-નપુસકાદિક ચાર |
| નિરયા-નારક જીવો | છનુઈ-છન્નુ |

અર્થ—સુરદ્વિકાદિ ઓગણીશ પ્રકૃતિ વર્જીને એકસો એક પ્રકૃતિ ઓઘે નારકીના જીવો બાધે. તીર્થંકરનામ વિના મિથ્યાત્વે સો પ્રકૃતિ (બાધે), નપુસકચતુષ્ક વિના છન્નુ પ્રકૃતિ સાસ્વાદને (બધમા) જાણવી. ૫

વિવેચન—હવે ગતિમાર્ગણાએ બધ કહે છે, તેમા પ્રથમ નરકગતિએ બધ કહે છે. સુરદ્વિક આદિ દઇને આતપ લગે ઓગણીશ પ્રકૃતિ ટાળીને શેષ એકસો એક (૧૦૧) પ્રકૃતિ ઓઘપણે એટલે ગુણઠાણાની વિવક્ષા વિના સર્વ નારકી સમુચ્ચયપણે બાધે. નારકીને ભવ સ્વભાવેજ એ ઓગણીશનો બધ[1] ન હોય. મિથ્યાત્વ ગુણઠાણે તીર્થંકર નામનો બધ ન હોય, તે માટે તે વિના (૧૦૦) એકસોનો

---

૧ સુરદ્વિકાદિ ઓગણીશ મધ્યે સુરદ્વિક, વૈક્રિયદ્વિક, દેવાયુ નરકગતિ નરકાનુપૂર્વી અને નરકાયુ એ આઠ પ્રકૃતિ દેવના અને નારકી પ્રાયોગ્ય છે અને નારકી મરીને દેવ કે નરકગતિમા ઉત્પન્ન થાય નહિ માટે તેનો બધ ન હોય તથા સૂક્ષ્મ નામ અપર્યાપ્તનામ અને સાધારણ નામ એ ત્રણ પ્રકૃતિ પણ ન બાધે કેમકે સૂક્ષ્મ એકેન્દ્રિય, અપર્યાપ્તા તિર્યંચ તથા મનુષ્ય અને સાધારણ વનસ્પતિ

બંધ હોય. સાસ્વાદને નપુંસકાદિક ચાર વિના એટલે નપુંસક ૧, મિથ્યાત્વ ૨, હુંડ ૩, છેવઠું ૪, એ વિના (૯૬) છન્નૂનો બંધ હોય. ॥ ૫ ॥

**વિણુઅણછવીસમીસે,બિસયરિસમ્મંમિજિણનરાઉજુઆ;**
**ઇઅ રયણાઇસુ ભંગો, પંકાઇસુ તિત્થયરહીણો ॥ ૬ ॥**

વિણુઅણછવીસ–અનંતાનુબંધિ આદિ છવ્વીશવિના.
મીસે–મિશ્રગુણઠાણે.
બિસયરિ–બહોંતેર.
સમ્મંમિ–અવિરતિસમ્યકત્વ ગુણઠાણે.
જિણ–જિન નામ કર્મ.
નરાઉ–મનુષ્યાયુએ.
જુઆ–યુક્ત ( હોય )
ઇઅ–એ
રયણાઇસુ–રત્નપ્રભાદિક (ત્રણ) નરકે.
ભંગો–ભાંગો.
પંકાઇસુ–પંકપ્રભાદિક (ત્રણ) નરકે.
તિત્થયર–તીર્થંકર નામ કર્મ.
હીણો–હીન ( ઓછો )

અર્થ––અનંતાનુબંધિ ચતુષ્ક આદિ છવીશ પ્રકૃતિવિના મિશ્રે (સિત્તેર) જાણવી. જિનનામ અને મનુષ્યાયુએ યુક્ત બહોંતેર પ્રકૃતિ સમ્યગ્ દ્રષ્ટિએ બંધાય. આ ( બંધ આશ્રયી) ભંગ રત્નપ્રભા વિગેરે ત્રણ નારકીમાં જાણવો. પંકપ્રભા આદિ ત્રણને વિષે (પૂર્વોક્ત બંધનો ભંગ) તીર્થંકર નામકર્મ રહિત કહ્યો છે. ૬.

---

કાયને વિષે નારકી મરીને ઉપજે નહિ એકેદ્રિય જાતિ, સ્થાવરનામ અને આતપનામ એ ત્રણ એકેદ્રિય પ્રાયોગ્ય છે અને વિકલેદ્રિયત્રિક એ વિકલેંદ્રિયમા ઉત્પન્ન થાય નહિ માટે, એ ૭ પ્રકૃતિ ન બાંધે તથા આહારકદ્વિક ચારિત્રના અભાવે બાંધે નહિ

વિવેચન—અનંતાનુબંધી આદે દઈને નરકાયુ લગે છવીશ (૨૬) પ્રકૃતિ વિના મિશ્રગુણઠાણે સિત્તેર (૭૦) બાંધે, અવિરત સમ્યક્ત્વ ગુણઠાણે (૭૨) બ્હોતેર બાંધે, જિનનામ અને મનુષ્યાયુ ભેળવીએ ત્યારે નરકગતિ માહે એ ચારજ ગુણઠાણા હોય. રત્નપ્રભા ૧, શર્કરાપ્રભા ૨ અને વાલુકાપ્રભા ૩, એ ત્રણ પૃથ્વીને વિષે એજ ભાગો જાણવો—ઓઘે ૧૦૧, મિથ્યાત્વે ૧૦૦, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦ અને સમ્યક્ત્વે ૭૨ પ્રકૃતિનો બંધ હોય. પંકપ્રભા ૧, ધૂમપ્રભા ૨, તમપ્રભા ૩, એ ત્રણ નરકે તીર્થંકર હીન (બંધ) કહેવો. ઓઘે ૧૦૦, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦ સિત્તેર, સમ્યક્ત્વે ૭૧, પંકપ્રભાદિકનો આવ્યો તીર્થંકર ન થાય તે માટે તેનો બંધ હોય નહી ॥ ૬ ॥

નરકગતૌ બંધસ્વામિત્વયંત્રક તથા રત્નપ્રભા-શર્કરપ્રભા-વાલુકપ્રભા-નારકેષ્વપિ પંકપ્રભા-ધૂમપ્રભા-તમપ્રભા-નારકાણા ઓઘે ચતુર્થગુણસ્થાનકે ચ જિનહીનયંત્રકમ્ ॥

| નરકગંતા ઓઘે રત્નપ્રભા ત્રિયે ચ પંકપ્રભાદિ ત્રયે જિનહીન | બંધ પ્રકૃતિ | અબંધ પ્રકૃતિ | બંધવિચ્છેદ પ્રકૃતિ | જ્ઞાનાવરણી | દર્શનાવરણી | વેદની પ્રકૃતિ | મોહનીય પ્રકૃતિ | આયુ પ્રકૃતિ | નામ પ્રકૃતિ | ગોત્ર પ્રકૃતિ | અંતરાય પ્રકૃતિ | મૂલ પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે | ૧૦૧/૧૦૦ | ૧૯/૨૦ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૦ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વે | ૧૦૦ | ૨૦ | ૪ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૪૯ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્વાદને | ૯૬ | ૨૪ | ૨૬ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૨ | [illegible] | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્રે | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ |  | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરતે | ૭૨/૭૧ | ૪૮/૪૯ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૨ | ૩૨ | ૧ | ૫ | ૭-૮ |

૧ પંકપ્રભા ધૂમપ્રભા અને તમપ્રભાને વિષે સમ્યક્ત્વની પ્રાપ્તિ

**અજિણમણુઆઉ ઓહે, સત્તમિએ નરદુગુચ્ચવિણુ મિચ્છે;**
**ઇગનવઇ સાસાણે, તિરિઆઉ નપુંસચઉ વજ્જં ॥૭॥**

| | |
|---|---|
| અજિણમણુઆઉ-જિનનામ કર્મ અને મનુષ્યાયુમૂકીને | વિણુ-વિના. |
| ઓહે-ઓઘે. | મિચ્છે-મિથ્યાત્વે. |
| સત્તમિએ-સાતમીએ. | ઇગનવઇ-એકાણું |
| નરદુગ-મનુષ્યદ્વિક. | સાસાણે-સાસ્વાદને. |
| ઉચ્ચ-ઉચ્ચગોત્ર. | નપુંસચઉ-નપુંસક ચતુષ્ક. |
| | વજ્જં-વર્જીને. |

અર્થ—જિનનામ અને મનુષ્યાયુવિના (નવાણુ પ્રકૃતિ) સાતમી નારકીએ ઓઘે બંધાય. મનુષ્યદ્વિક અને ઊચ્ચગોત્ર વિના મિથ્યાત્વે (છન્નું) બંધાય. તિર્યંચાયુ અને નપુંસકચતુષ્ક વિના સાસ્વાદને એકાણું પ્રકૃતિ બંધમાં હોય. ૭.

વિવેચન—જિનનામ ૧, મનુષ્યાયુ ૨, એ બે (૧૦૧) એકસોએક માંહેથી હીન કીધે ઓઘે નવાણું (૯૯) પ્રકૃતિ સાતમી નારકીએ બંધાય સાતમી પૃથ્વીથી મનુષ્યમાં ન જાય તે માટે મનુષ્યાયુ ન બાંધે. મનુષ્યગતિ ૧, મનુષ્યાનુપૂર્વી ૨, ઉચ્ચૈગોત્ર ૩, એ ત્રણ વિના મિથ્યાત્વે છન્નુ (૯૬) નો બંધ હોય, સાસ્વાદને તિર્યગાયુઃ ૧, નપુંસકવેદ ૨, મિથ્યાત્વ મોહનીય ૩, હુંડ સંસ્થાન ૪, છેવઠું સંઘયણ ૫, એ પાંચ વર્જીને (૯૧) એકાણુનો બંધ હોય. ॥ ૭ ॥

---

છતા પણ ક્ષેત્રના માહાત્મ્યે કરીને તથાપ્રકારના અધ્યવસાયનો અભાવ હોવાથી તીર્થંકરનામ કર્મનો બધ ન હોય

| તમતમાયા | બંધ પ્રકૃતિ | અબંધ પ્રકૃતિ | બંધવિચ્છેદપ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય | મોહનીય | આયુકર્મ | નામકર્મ | ગોત્રકર્મ | અંતરાય કર્મ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે | ૯૯ | ૧ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૯ | ૧ | ૫ |
| મિથ્યાત્વે | ૯૬ | ૨૪ | ૫ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૭ | ૧ | ૫ |
| સાસ્વાદને | ૯૧ | ૨૯ | ૨૪ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૦ | ૪૫ | ૧ | ૫ |
| મિશ્રે | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ |
| અવિરતે | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૨ | ૧ | ૫ |

અણચઉવીસવિરહિઆ,સનરદુગુચ્ચાય સયરિ મીસદુગે,
સતરસઓ ઓહિ મિચ્છે,પજ્જતિરિઆ વિણુ જિણાહાર ॥૮॥

અણચઉવીસ અનંતાનુબંધિ વિગેરે ચોવીશ પ્રકૃતિ
વિરહિઆ–વિરહિત
સ–સહિત
નરદુગ–મનુષ્યદ્વિક
ઉચ્ચા–ઉચ્ચૈર્ગોત્ર
સયરિ–સિત્તેર
મીસદુગે–મિશ્રદ્વિકે ( મિશ્ર અને અવિરતિ )
સતરસઓ–એકસો સત્તર
ઓહિ–ઓઘે
મિચ્છે–મિથ્યાત્વે
પજ્જ–પર્યાપ્ત
તિરિઆ–તિર્યંચ પંચેદ્રિય
જિણ–જિનનામ કર્મ
આહાર –આહારકદ્વિક

અર્થ—અનંતાનુબંધિ આદિ ચોવીશ પ્રકૃતિવિના અને મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર સહિત સિત્તેર પ્રકૃતિ મિશ્રદ્વિકે બંધાય. જિનનામ અને આહારદ્વિક વિના એકસો સત્તર પ્રકૃતિ પર્યાપ્ત તિર્યંચ ઓઘે અને મિથ્યાત્વે બાંધે. ૮

વિવેચન—અનંતાનુબંધિથી માંડી તિરિદુગ લગે ચોવીશ પ્રકૃતિ, ૯૧ માંહેથી કાઢીએ અને મનુષ્યદ્વિકને ઉચ્ચૈર્ગોત્ર[1] એ ત્રણ ભેળવીએ ત્યારે મિશ્રે અને સમ્યકત્વે સિત્તેર (૭૦) નો બંધ સાતમી નરકે હોય. તિહાંનો નીકળ્યો તો મનુષ્ય ન થાય પણ મનુષ્યદ્વિક તેને ભવાંતરે ઉદયે આવે. હવે તિર્યગ્ગતિ બંધ કહે છે. એકસો સત્તરનો બંધ ઓઘે અને મિથ્યાત્વે પર્યાપ્તા તિર્યંચને હોય. જિનનામ અને આહારકદ્વિક એ ત્રણ વિના તિર્યંચમાં ગતિ પ્રત્યયેજ જિનનામનો બંધ ન હોય અને સંયમ વિના આહારકદ્વિક પણ ન બંધાય તે માટે. ૮.

**વિણુનિરયસોલ સાસણિ,સુરાઉઅણએગતીસવિણુ મીસે;**
**સસુરાઉ સયરિ સમ્મે, બીઅકસાએ વિણા દેસે ॥ ૯॥**

| | |
|---|---|
| નિરય—નરક ( ત્રિકાદિ ) | સ—સહિત. |
| સોલ—સોળ. | સયરિ—સિત્તેર. |
| સાસણિ—સાસ્વાદને. | સમ્મે—સમ્યકત્વે. |
| સુરાઉ—દેવાયુ. | બીઅ—બીજા ( અપ્રત્યાખ્યાનાવરણીય ચાર ) |
| અણએગતીસ—અનંતાનુબંધિ આદિ એકત્રીશ. | કસાએ—કષાયો. |
| મીસે—મિશ્ર ગુણઠાણે. | દેસે—દેશવિરતિ ગુણઠાણે. |

અર્થ—નરકત્રિકાદિ સોલ પ્રકૃતિ વિના સાસ્વાદને (એક સો એક પ્રકૃતિ) બાંધે. દેવાયુ અને અનંતાનુબંધિ આદિ એકત્રીશ પ્રકૃતિ વિના (૬૯ પ્રકૃતિ) મિશ્રે બાંધે. દે-

---

૧ અતિ વિશુદ્ધ અધ્યવસાયે આ ત્રણ પ્રકૃતિ બધાય છે એ થકી અધિક પુણ્ય પ્રકૃતિ સાતમી નારકીના જીવને નથી.

વાયુ સહિત સિત્તેર પ્રકૃતિ સમ્યગ્ દ્રષ્ટિએ બંધાય. બીજા કષાય વર્જિત દેશવિરતિએ ( ૬૬ પ્રકૃતિ ) બંધે હોય. ૯

વિવેચન—નરકત્રિકાદિક હુંડ છેવટ્ઠું લગે સોળ પ્રકૃતિ વિના સાસ્વાદને એકસો એક બંધાય. તેનાજ અને અનંતાનુબંધિથી તિરિદુગ સુધીની એકત્રીશ, એવં બત્રીશ વિના ઓગણોત્તર (૬૯) પ્રકૃતિ મિશ્રગુણઠાણે બાંધે, તેનાજ સહિત સિત્તેર (૭૦) સમ્યકત્વ ગુણઠાણે બાંધે અને બીજા અપ્રત્યાખ્યાનીયા ચાર કષાયવિના દેશવિરતિ ગુણઠાણે છાસઠ (૬૬) બાંધે પર્યાપ્તતિર્યંચને એ પાંચજ ગુણઠાણા હોય. ૯



## ગર્ભજ સંજ્ઞિ પર્યાપ્તા પંચેંદ્રિય તિર્યંચગતિ બંધયંત્રકમ્

| નિર્યંચગતિ બંધસ્વામિત્વ | બંધ પ્રકૃતિ | અબંધ પ્રકૃતિ | વિચ્છેદ પ્રકૃતિ | જ્ઞાનાવરણી | દર્શનાવરણી | વેદની | મોહની | આયુકર્મ | નામકર્મ | ગોત્ર | અંતરાય | મૂલ પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે | ૧૧૭ | ૩ | ૦ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૪ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વે | ૧૧૬ | ૩ | ૧૬ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૪ | ૬૪ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્વાદને | ૧૦૧ | ૧૯ | ૩૨ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૪ | ૫૧ | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્રે | ૬૯ | ૫૧ | ૦ | ૫ |  | ૨ | ૧૯ | ૦ | ૩૧ | ૧ | ૫ | ૮ |
| અવિરતે | ૭૦ | ૫૦ | ૪ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭-૮ |
| દેશવિરતે | ૬૬ | ૫૪ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૫ | ૧ | ૩૨ | ૧ | ૫ | ૭-૮ |

ઇય ચઉગુણેસુવિ નરા, પરમજયા સજિણ ઓહુ દેસાઇ,
જિણઇક્કારસહીણં, નવસય અપજ્જત્તતિરિયનરા ॥૧૦॥

**ઇઅ**-એમજ, પર્યાપ્તતિર્યંચની પેઠે.
**ચઉગુણેસુ**-ચાર ગુણઠાણે.
**વિ નરા**-પર્યાપ્તા મનુષ્યો પણ
**પરમ્**-વિશેષ.
**અજયા**-અવિરતિ ગુણઠાણાવાળા
**સજિણ**-જિન નામ સહિત.
**ઓહુ**-ઓઘ. ( કર્મસ્તવમાં કહ્યા મુજબ. )
**દેસાઇ**-દેશવિરતિ આદિયે
**જિણઇક્કારસ**-જિનએકાદશકે
**હીણં**-રહિત, હીન.
**નવસ(ઉ)ય**-એકસો નવ.
**અપજત્ત**-અપર્યાપ્તપંચેંદ્રિય.
**તિરિઅનરા**-તિર્યંચ તથા મનુષ્યો.

અર્થ—ચાર ગુણઠાણાને વિષે પર્યાપ્તા મનુષ્યો પણ એમજ બાંધે પરન્તુ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યો જિનનામ સહિત બાંધે. દેશવિરતિથી માંડીને ઓઘ ( કર્મસ્તવોક્ત) બંધ જાણવો. જિનએકાદશરહિત એકસો નવ પ્રકૃતિ અપર્યાપ્તા તિર્યંચ અને મનુષ્ય બાંધે. ૧૦

વિવેચન-હવે મનુષ્યગતિને વિષે બંધ કહે છે. ચાર ગુણઠાણે મનુષ્યને પણ એમજ બંધ કહેવા.-મનુષ્ય ઓઘે ૧૨૦ બાંધે, મિથ્યાત્વે ૧૧૭,સાસ્વાદને ૧૦૧ અને મિશ્રે ૬૯ બાંધે.પણ અવિરત સમ્યકત્વ ગુણઠાણે જિનનામ સહિત ૭૧ બાંધે; દેશવિરતાદિક ગુણઠાણે ઓઘ બંધ એટલે કે કર્મસ્તવોક્તની પેરે જાણવો. એટલે બીજા કર્મગ્રંથમાં કહ્યા પ્રમાણે કહેવું તે કેમ? તે કહે છે-પાંચમે ૬૭, છઠ્ઠે ૬૩, સાતમે ૫૯, આઠમા ગુણઠાણાના પહેલે ભાગે ૫૮, ત્યાર પછી પાંચ ભાગ લગે ૫૬, સાતમે ભાગે ૨૬, નવમા ગુણઠાણાના પહેલેભાગે ૨૨, બીજે ૨૧, ત્રીજે ૨૦, ચોથે ૧૯, પાંચમે ૧૮, દશમે ગુણઠાણે ૧૭, અગીયારમે, બારમે અને તેરમે ગુણઠાણે ૧, ચૌદમે અબંધક હોય. હવે જિનાદિક નરકત્રિક લગે અગ્યાર પ્રકૃતિએ હીન કીધે એકસોનવ

નિરયવ્વ સુરા નવરં ઓહે મિચ્છે એગિંદિતિગસહિઆ ।
કપ્પદુગે વિ ય એવં, જિણહીણો જોઇભવણવણે ॥૧૧॥

નિરયવ્વ-નારકીની પેઠે.
સુરા-દેવતા.
નવરં-વિશેષ.
ઓહે-ઓઘે
મિચ્છે-મિથ્યાત્વે.
એગિંદિતિગ-એકેંદ્રિયત્રિક.
સહિઆ-સહિત.
કપ્પદુગે-બે દેવલોકે.
વિઅ-પણ
એવં-એમજ, દેવતાના ઓઘ બંધ પેઠે.
જિણ-જિનનામ કર્મ.
હીણો-વિના (હીણ)
જોઇ-જ્યોતિષિ.
ભવણ-ભુવનપતિ.
વણે-વ્યંતરને વિષે.

અર્થ--નારકીની પેઠે દેવતા (તે બંધના સ્વામિ જાણવા.) બાંધે. એટલું વિશેષ કે ઓઘે અને મિથ્યાત્વે એકેંદ્રિયત્રિક સહિત છે. બે દેવલોકને વિષે પણ એજ પ્રકારે બંધ હોય. જ્યોતિષ્ક અને ભવનપતિને વિષે જિનનામ વિના (તે) બંધ જાણવો. ૧૧

વિવેચન--હવે દેવગતિને વિષે બંધ કહે છે. નારકીનીપરે દેવતાને બંધ કહેવો. પણ એટલું વિશેષ છે જે ઓઘે અને મિથ્યાત્વગુણઠાણે એકેંદ્રિય, સ્થાવર, આતપ એ ત્રણ સહિત કહેવા. જે ભણી દેવતા એકેંદ્રિયપણું બાંધે છે (ત્યાં જાય છે) તે માટે ઓઘે ૧૦૪, મિથ્યાત્વે ૧૦૩, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦, સમ્યક્ત્વે ૭૨; દેવતાને એ ચાર (૪) ગુણઠાણા હોય. બે દેવલોકે પણ એમજ બંધ કહેવો. ઓઘે ૧૦૪, મિથ્યાત્વે ૧૦૩, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦, સમ્યક્ત્વે ૭૨ બાંધે. જ્યોતિષી, ભવનપતિ અને વ્યંતરને જિનનામ

હીન બંધ કહેવો. જિનનામની સત્તાવંત ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષીમાં ઉપજે નહીં અને ત્યાંનો આવ્યો જિન થાય નહીં તે માટે ઓઘે ૧૦૩, મિથ્યાત્વે ૧૦૩, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦, સમ્યક્ત્વે ૭૧ બાંધે. ૧૧.

## ઓઘે તથા-સૌધર્મ-ઇશાનદેવલોકે બંધસ્વામિત્વ-યંત્રકમિદમ્

### જ્યોતિષી-ભવનપતિ-વ્યંતર-વાણવ્યંતરેષુ જિનનામહીનમ્

| દેવગતો | બંધ પ્રકૃતિ | અબંધ પ્રકૃતિ | અભિવ્યુચ્છેદપ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય પ્રકૃતિ | મોહનીય પ્રકૃતિ | આયુ પ્રકૃતિ | નામ પ્રકૃતિ | ગોત્ર પ્રકૃતિ | અંતરાય પ્રકૃતિ | મૂલ પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે | ૧૦૪/૧૦૩ | ૧૬/૧૭ | ૧ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૩/૫૨ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વે | ૧૦૩ | ૧૭ | ૭ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૨ | ૫૨ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્વાદને | ૯૬ | ૨૪ | ૨૬ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૨ | ૪૭ | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્રે | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરતે | ૭૨/૭૧ | ૪૮/૪૯ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩/૩૨ | ૧ | ૫ | ૭-૮ |

રયણુવ્વ સણ કુમારાઇ, આણયાઇ ઉજ્જોયચઉરહિઆ ॥
અપજ્જતિરિઅવ્વ નવસય મિગિ દિપુઢવિજલતરૂવિગલે.

| | |
|---|---|
| રયણુ વ્વ-રત્નપ્રભાની પેઠે | તિરિઅવ્વ-તિર્યંચની પેઠે |
| સણ કુમારાઇ સનત્કુમારઆદિ | નવસય -એકસો નવ |
| આણયાઇ-આનતઆદિ | ઇગિ દિ-એકેંદ્રિય |
| ઉજ્જોઅચઉ-ઉદ્યોતાદિક ચાર | પુઢવીજલ-પૃથ્વીકાય, અપ્કાય, |
| રહિઆ-રહિત | તરૂ-વનસ્પતિકાય, |
| અપજ્જ-અપર્યાપ્ત | વિગલે-વિગલેંદ્રિયને વિષે |

અર્થ—સનત્કુમારથી સહસ્રાર સુધીના દેવો રત્નપ્રભાની પેઠે બાંધે. આનત વગેરેના દેવો ઉદ્યોતચતુષ્ક વિના બાંધે. અપર્યાપ્તા તિર્યંચની પેઠે એકસો નવ પ્રકૃતિનો બંધ એકેંદ્રિયજાતિ, પૃથ્વીકાય, અપ્કાય, વનસ્પતિકાય અને વિગલેંદ્રિયને વિષે હોય છે. ૧૨.

વિવેચન—સનત્કુમારથી માંડીને સહસ્રાર લગે એ છ દેવલોકના દેવતાને રત્નપ્રભાની પેરે બંધ કેહેવો. એકેંદ્રિયમાં ઊપજવું નથી, તે માટે એકેંદ્રિયત્રિક ન બાંધે, તેથી ઓઘે ૧૦૧, મિથ્યાત્વે ૧૦૦, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦ અને સમ્યક્ત્વે ૭૨ બાંધે આનંતાદિ ચાર દેવલોક અને નવ ગ્રૈવેયકના દેવતા ઉદ્યોત નામ ૧, તિર્યંચ્દ્વિક ૨ અને તિર્યગાયુઃ એ ચાર પ્રકૃતિવિના રત્નપ્રભાની પેરે બાંધે. એ દેવતા તિર્યંચમાં ન [1]જાય તે માટે ન બાંધે; તેથી ઓઘે ૯૭, મિથ્યાત્વે ૯૬, સાસ્વાદને ૯૨, મિશ્રે ૭૦ અને સમ્યક્ત્વે ૭૨ બાંધે. અનુત્તર વિમાને એકજ સમ્યક્ત્વ ગુણઠાણું છે તિહાં ૭૨ બાંધે એ અનુક્ત પણ જાણવું. હવે ઇંદ્રિય માર્ગણાએ બંધ કહે છે, અપર્યાપ્ત તિર્યંચની પેરે મિથ્યાત્વ ગુણઠાણે એકસો[2] નવ પ્રકૃતિ એકેંદ્રિય પૃથ્વીકાઇયા, અપકાઇયા, વનસ્પતિકાઇયા અને વિકલ તે બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય; એ સર્વે જીવ બાંધે. ઓઘે પણ ૧૦૯ બાંધે. ૧૨.

---

૧ મનુષ્યજ થાય

૨ એ સાત માર્ગણાવાળા જીવોને સમ્યક્ત્વ અને ચારિત્ર નથી તેમજ દેવગતિ કે નરકગતિમાં ઉપજે નહિ તેથી જિનનામ, દેવત્રિક, નરકત્રિક, વૈક્રિયદ્વિક અને આહારકદ્વિક એ અગ્યાર પ્રકૃતિ [બાં]ધે નહિ.

## આણતાદિ ચતુષ્ટયે તથા ગ્રૈવેયકનવકે બંધસ્વામિત્વ-યંત્રકમિદમ્

| આણતાદિચતુષ્ટયે તથા ગ્રૈવેયકનવકે | બંધ પ્રકૃતિ | અબંધ પ્રકૃતિ | વિચ્છેદ પ્રકૃતિ | જ્ઞાનાવરણીય | દર્શનાવરણીય | વેદનીય કર્મ | મોહનીયકર્મ | આયુ કર્મ | નામકર્મ | ગોત્રકર્મ | અંતરાયકર્મ | મૂલ પ્રકૃતિ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઓઘે | ૯૭ | ૨૩ | ૧ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૭ | ૨ | ૫ | ૭-૮ |
| મિથ્યાત્વે | ૯૬ | ૨૪ | ૪ | ૫ | ૯ | ૨ | ૨૬ | ૧ | ૪૬ | ૨ | ૫ | ૭-૮ |
| સાસ્વાદને | ૯૨ | ૨૮ | ૩૧ | ૫ | ૯ | ૨ | ૨૪ | ૧ | ૪૪ | ૨ | ૫ | ૭-૮ |
| મિશ્રે | ૭૦ | ૫૦ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૦ | ૩૨ | ૧ | ૫ | ૭ |
| અવિરતે | ૭૨ | ૪૮ | ૦ | ૫ | ૬ | ૨ | ૧૯ | ૧ | ૩૩ | ૧ | ૫ | ૭-૮ |

છનવઇ સાસણિ વિણુસુહુમતેર કેઇ પુણ બિંતિ ચઉનવઇં,
તિરિઅનરાઊહિં વિણા,તણુપજ્જત્તિં ન જંતિ જઓ૧૩

| | |
|---|---|
| છનવઇ-છન્નુ | ચઉનવઇ-ચોરાણુ |
| સાસણિ-સાસ્વાદને | તિરિઅ-તિર્યંચ |
| વિણુ-વિના | નર-મનુષ્યના |
| સુહુમતેર-સૂક્ષ્મ નામ વગેરે તેર પ્રકૃતિ | આઊહિં-આયુષ્ય |
| કેઇ-કોઇક | વિણા-વિના |
| પુણ-વળી | તણુપજ્જત્તિ-શરીર પર્યાપ્તિ |
| બિંતિ-કહે છે | ન જંતિ-પૂરી ન કરે |
| | જઓ-જે કારણ માટે |

અર્થ—સૂક્ષ્મ તેર વિના સાસ્વાદન ગુણઠાણે તેઓ છન્નુ બાંધે. કોઇ આચાર્ય વળી તિર્યંચ અને મનુષ્યાયુ વિના

ચોરાણું કહે છે, જે કારણ માટે તેઓ શરીર પર્યાપ્તિ પૂર્ણ ન કરે. ૧૩.

વિવેચન—સાસ્વાદન ગુણઠાણે સૂક્ષ્મત્રિકાદિક છેવટ્ઠું લગે તેર પ્રકૃતિ ૧૦૯ માંથી ઓછી કર્યે છન્નું (૯૬) બાંધે, એને બેજ ગુણઠાણાં [1]હોય. અને કેટલાએક[2] કહે છે કે તિર્યંચાયુ ૧, મનુષ્યાયુ ૨, એ બે વિના ચોરાણુ (૯૪) બાંધે. જે ભણી એકેંદ્રિયાદિક સાસ્વાદનવંત થકા શરીર પર્યાપ્તિપણ પૂરી ન કરી શકે તો આયુષ્ય કેમ બાંધે? તિહાં પહેલે મતે શરીરપર્યાપ્તિ થયા પછી પણ સાસ્વાદન રહે તિહાં આયુ બંધાય ત્યારે તે ૯૬ બાંધે અને બીજે મતે તો શરીર પર્યાપ્તિ અગાઉ જ સાસ્વાદને જાય તો આયુ ક્યાંથી બાંધે ત્યારે તે ૯૪ જ બાંધે; એ બે મત જાણવા. એ માંહે (૯૪) ચોરાણુનો મત ખરો ભાસે છે; જે ભણી એકેંદ્રિયાદિકનું જઘન્ય આયુ પણ ૨૫૬ આવળિકાનો ક્ષુલ્લક ભવ હોય, તે આયુને બે ભાગ ગયે એકસો એકોત્તર (૧૭૧) મી આવળિકાએ આયુ બંધાય અને સાસ્વાદનપણું તો ઉત્કૃષ્ટું પણ છ આવળિકાનું હોય, તેટલામાં પરભવનું આયુ: કેમ બંધાય? તે માટે ચોરાણુ (૯૪) જ બંધાય. એ મત શુદ્ધ જણાય છે. અને ગ્રંથકારે ૯૬ કહી તે તો કોણ જાણે શ્યે આશયે કહી હશે? તથા આગળ આહારિક મિશ્રને પણ સાસ્વાદને આયુર્બંધ વાર્યો છે—સાર્માણ ચઉનવઇ વિણા નરતિરિયાઉ સુહુમતેર ॥ તો ઈહાં પણ એમજ જોઈએ તે અને આ સાસ્વાદન એકજ છે. ૧૩

---

૧ ભવનપતિ, વ્યંતર, સૌધર્મ અને ઈશાન દેવતા મિથ્યાત્વ પ્રત્યયે એકેંદ્રિયનું આયુ બાંધી પછી સમ્યક્ત્વ પામે તો મરણ સમયે સમ્યક્ત્વ વમતો તેમાં અવતરે માટે અપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદન ગુણઠાણું હોય. ૨ ચંદ્રસૂરિ પ્રમુખ આચાર્યો.

વચનયોગે ઓઘ બંધ જાણવો. ઔદારિકે મનુષ્યનો ભાંગો, તે ( ઔદારિક )ના મિશ્રે-૧૪.

વિવેચન—પંચેંદ્રિયને અને ત્રસકાયને ચૌદે ગુણઠાણે ઓઘ તે બીજે કર્મસ્તવે કહ્યો તેમ બંધ કહેવો. હવે ગતિત્રસ[1] તે તેઉકાય અને વાયુકાય તેને જિણમુર આદિ દઈને નરકત્રિક લગે ઇગ્યાર પ્રકૃતિ અને મનુષ્યત્રિક ઉચ્ચૈગોત્ર એવં ૧૫ ટાળીને [2]એકસો પાંચનો બંધ હોય; ગુણઠાણું એકજ મિથ્યાત્વ હોય. હવે યોગ માર્ગણાએ બંધ કહે છે- મનોયોગ ચાર ભેદ તે સત્યમનોયોગ ૧, મૃષામનોયોગ ૨, સત્યામૃષામનોયોગ ૩, અસત્યામૃષામનોયોગ ૪, એમ ચાર વચનયોગ, એ આઠ યોગને વિષે તેર ગુણઠાણે ઓઘ તે કર્મસ્તવની પેરે બંધ કહેવો. ઔદારિકકાયયોગને મનુષ્યની પેરે તેર ગુણઠાણે બંધ કહેવો. ઔદારિક મિશ્રને વિષે બધ હવે કહે છે— ॥ ૧૪ ॥

---

આહારછગવિણોહે,ચઉદસસઉ મિચ્છિ જિણપણગહીણં;
સાસણિ ચઉનવઇ વિણા, તિરિઅનરાઉ સુહુમતેર ॥૧૫॥

---

૧ તેઉકાય અને વાઉકાય એ બંને સ્થાવરનામ કર્મના ઉદયથી લબ્ધિસ્થાવર છે તોપણ ગતિ સાધર્મ્યે કરીને તેને ગતિત્રસ કહ્યા છે. કેમકે તેઓ ઊંચું અને તીરછું ગમન કરે છે.

૨ તેઉકાય અને વાયુકાયના જીવો દેવ, મનુષ્ય અને નારકીમાં ઉત્પન્ન થાય નહિ તેથી તત્પ્રાયોગ્ય પંદર પ્રકૃતિ બાંધે નહિ.

| | |
|---|---|
| આહારછગ–આહારકછક | હીણું–હીન (ઓછી) |
| વિણ–વિના | સાસણિ–સાસ્વાદને |
| ઓહે–ઓઘે | ચઉનવઇ–ચોરાણુ |
| ચઉદસસઉ–એકસો ચૌદ | તિરિઅનરાઊ–તિર્યંચાયુ તથા મનુષ્યાયુ |
| મિચ્છિ–મિથ્યાત્વે | સુહુમતેર–સૂક્ષ્માદિ તેર |
| જિણપણગ–જિનપચકે | |

અર્થ—આહારક ષટ્ક વર્જી ઓઘે એકસો ચૌદ, મિથ્યાત્વે જિનપચક હીન (૧૦૯) બાંધે અને સાસ્વાદને તિર્યંચાયુ, મનુષ્યાયુ અને સૂક્ષ્મ તેર વિના ચોરાણુ પ્રકૃતિ બાંધે.૧૫.

વિવેચન—આહારકદ્વિક ૨, દેવાયુ ૩, નરકત્રિક ૩, એ ૭ વિના ઓઘે એકસો ચૌદ પ્રકૃતિ બાંધે ઔદારિકમિશ્રકાયયોગ, મનુષ્ય અને તિર્યંચને અપર્યાપ્તપણે હોય. આહારકદ્વિક તો અપ્રમત્તજ બાંધે તે અપર્યાપ્તપણે હોય નહી અને દેવાયુ નરકત્રિક એ ચાર તો પર્યાપ્તોજ બાંધે તે માટે એ ન બાંધે. તેથી મિથ્યાત્વગુણઠાણે જિનનામ ૧, સુરદ્વિક ૩, વૈક્રિયદ્વિક ૫, એ પાંચ હીન કરીએ ત્યારે એકસો નવનો બંધ હોય સાસ્વાદન ગુણઠાણે ચોરાણનો બંધ હોય. તિર્યંગાયુ ૧, મનુષ્યાયુ ૨, સૂક્ષ્મત્રિકાદિક તેર એવં ૧૫ પ્રકૃતિ ૧૦૯ માંહેથી કાઢીએ ત્યારે ૯૪ રહે. ઔદારિક મિશ્રનો તો અપર્યાપ્તપણે પણ અલ્પકાળ છે તેથી તેટલા માટે આયુબંધ ન હોય અને સૂક્ષ્માદિક તેર તો સાસ્વાદને નજ [1]બંધાય. મિશ્ર ગુણઠાણું તો હોય જ નહી.૧૫

---

૧ મિથ્યાત્વ પ્રત્યયિક છે માટે

**અણચઉવીસાઇવિણા,જિણપણજુઅ સમ્મિજોગિણોસાયં;**
**વિણુ તિરિનરાઉ કમ્મે વિ,એવમાહારદુગિ ઓહો ॥૧૬॥**

| | |
|---|---|
| અણ–અનંતાનુબંધ્યાદિક. | સાયં–શાતા વેદનીય (બાંધે.) |
| ચઉવીસાઇ–ચોવીશ વગેરે. | વિણુ–વિના. |
| વિણા–વિના. | તિરિનરાઉ–તિર્યંચઅનેમનુષ્યાયુ |
| જિણપણ–જિનપંચક. | કમ્મે વિ કાર્મણકાયયોગે પણ. |
| જુઅ–યુક્ત, સહિત. | એવં–એમજ. |
| સમ્મિ–સમ્યક્ત્વ ગુણઠાણે. | આહારદુગિ–આહારકદ્વિકે. |
| જોગિણો–સયોગીગુણઠાણાવાળા | ઓહો–ઓઘબંધ. |

અર્થ—અનંતાનુબંધિ વગેરે ચોવીશ પ્રકૃતિ વિના અને જિનપંચક સહિત (૭૫) સમ્યગ્ દ્રષ્ટિએ બાંધે, સયોગી ગુણઠાણાવાળા સાતા બાંધે, તિર્યંચાયુ, મનુષ્યાયુ વિના કાર્મણ કાયયોગે પણ એમજ બંધ હોય. આહારકદ્વિકે ઓઘ બંધ જાણવો. ૧૬.

વિવેચન—તે ૯૪ માંહેથી અનંતાનુબંધિઆદિથી તિરિ દુગ લગે ચઉવીશ પ્રકૃતિ ટાળીએ અને જિનનામ ૧, સુરદ્વિક ૩, વૈક્રિયદ્વિક ૫, એ પાંચયુક્ત કરીએ ત્યારે સમ્યક્ત્વ ગુણઠાણે પંચોત્તેર [1]બાંધે તથા સયોગિ ગુણઠાણે કેવળિ સમુદ્ઘાત કરતાં ૨–૬–૭ મા સમયે ઔદારિક મિશ્રકાયયોગિ હોય, ત્યાં તો એક સાતાવેદનીય જ બાંધે, પૂર્વભવથકા ઇહાં ઉત્પત્તિદેશે આવ્યો થકો જીવ પ્રથમ સમયે કેવળ

---

૧ અહિં સિદ્ધાંતમતે વૈક્રિયલબ્ધિ અને આહારકલબ્ધિ પ્રયુજતાં ઔદારિકમિશ્રકાય યોગ માન્યો છે પણ તે અહિ વિવક્ષ્યો નથી તેથી દેશવિરતિ અને પ્રમત્ત ગુણઠાણાનો બંધ કહ્યો નથી.

કાર્મણકાયયોગેજ આહાર લિયે પછી બીજા સમયથકી ઔદારિકે મિશ્રિત કાર્મ્મણે આહાર લિયે, ત્યારે ઔદારિક મિશ્રકાયયોગી કહીએ, શરીરની નિષ્પત્તિ લગે. શરીર નીપન્યા પછી ઔદારિક કાયયોગ કહિયે. યત ઉક્ત.–जोएण कम्मएण, आहारेइ अणतर जीवो। तेणपर मीसेण–जावसरीर निप्फत्ती ॥ १ ॥ એ ઔદારિકમિશ્રને પેહેલુ, બીજુ, ચોથુ, તેરમુ, એ ચ્યાર ગુણઠાણા હોય. તિહા પેહેલે ગુણઠાણે તિર્યંચાયુ અને મનુષ્યાયુ બધે કહ્યા, તે ઔદારિકમિશ્રપણુ તો શરીરપર્યાપ્તિ પૂરી કર્યા અગાઉજ હોય, તે પછી તો ઔદારિક યોગ હોય અને આયુ તો શરી૰ પર્યાપ્તિ પછીજ બધાય ત્યારે મિશ્રને એ બે આયુનો બધ કેમ ઘટે ? તથા વળી ચોથે ગુણઠાણે તિર્યંચ ૭૦ બાધે, મનુષ્ય ૭૧ બાધે અને ઔદારિકમિશ્રકાયયોગી ૭૫ બાધે એમ કહ્યુ, તે ઘણુ વિચારવા યોગ્ય છે કારણ કે મનુષ્યદ્વિક ૨, ઔદારિકદ્વિક ૨, એ ૪, વજ્રઋષભનારાચ સઘયણ ૧, એ પાચ પ્રકૃતિ તિર્યંચ મનુષ્ય સમ્યગ્દૃષ્ટિ ન બાધે અને ઔદારિક મિશ્રકાયયોગી બાધે એમ કહ્યુ પણ મનુષ્ય તિર્યંચ ટાળીને બીજો ઔદારિક મિશ્રકાયયોગી કોણ હોય, તે માટે એ પાચ પ્રકૃતિ એહને બધે કેમ ઘટે ? એ ગ્રથકારે કોણ જાણે શુ અભિપ્રાયે આણ્યુ હશે તે પડિતે વિચારવુ[1] એ સદેહ ટીકાકારે પણ વિવક્ષ્યો[2] નથી.

---

૧ યશસોમસૂરિ કૃત બાલાવબોધમા આ પ્રમાણે કહ્યુ છે કે–

૨ अणचउविसाइमां આદિ શબ્દ છે માટે અનતાનુબધી ચોવિશ આદિ એમ અર્થ લેવો એટલે અણ એકત્રીશ લેવી જોઈએ પણ નરાયુ અને તિર્યગાયુ એ બે પૂર્વે ટાળી છે તેથી તે બે વર્જી ૨૯ પ્રકૃતિ ચોરાણુમાથી કાઢીએ અને જિનપચક ભેળવીએ એટલે ૭૦ નો બધ હોય એમ સભવે છે પછી તો બહુશ્રુત કહે તે પ્રમાણ

કાર્મણકાય યોગ ભવાંતરાલે વાટે વહેતાં અને ઉપજવાને પહેલે સમયે હોય તથા કેવળિસમુદ્ઘાતને ત્રીજે ચોથે પાંચમે સમયે હોય. એને ગુણઠાણાં પહેલું, બીજું, ચોથું, તેરમું એ ચાર હોય. તેને તિર્યગાયુ:, મનુષ્યાયુ વર્જીને ઔદારિકમિશ્રની પેરે બંધ કહેવો. એટલે ઓઘે ૧૧૨, મિથ્યાત્વે ૧૦૭, સાસ્વાદને ૯૪, સમ્યકત્વે ૭૫ અને તેરમે એક સાતાવેદનીય બાંધે. આહારક કાયયોગ અને આહારક મિશ્રકાયયોગ એ બેનો ઉદય છઠ્ઠે ગુણઠાણે છે, તે માટે તિહાં ઓઘનીપેરે ૬૩ નો બંધ હોય. એ આહારક પ્રમત્ત સાધુ ચૌદપૂર્વીજ કરે અને તે પ્રારંભવેળા ઔદારિક સાથે મિશ્ર હોય. ॥ ૧૬ ॥

---

## સુરઓહો વેઉવ્વે, તિરિઅનરાઉરહિઓ અ તમ્મિસે;
## વેઅતિગાઇમ બિઅતિઅ–કસાય નવ દુ ચઉ પંચગુણા૧૭

| | |
|---|---|
| **સુર**–દેવતાની પેરે. | **આઇમ**–પહેલા કષાયે. |
| **ઓહો**–ઓઘ. | **બિઅ**–બીજા કષાયે. |
| **વેઉવ્વે**–વૈક્રિય કાયયોગે. | **તિઅકસાય**–ત્રીજા કષાયે. |
| **રહિઓ**–રહિત. | **નવ**–નવ ગુણઠાણા. |
| **તંમિસ્સે**–તે વૈક્રિય મિશ્રકાય યોગે. | **દુ**–બે ગુણઠાણા. |
| **વેયતિગ**–વેદત્રિકે. | **ચઉ**–ચાર ગુણઠાણા. |
| | **પંચગુણા**–પાંચ ગુણઠાણા. |

અર્થ—દેવગતિનો ઓઘ બંધ વૈક્રિય શરીરે જાણવો. તિર્યંચ અને મનુષ્યાયુ વિના તે દેવગતિનો ઓઘબંધ વૈક્રિયમિશ્રે જાણવો. વેદત્રિક, પહેલા કષાય, બીજા કષાય

અને ત્રીજા કષાયે અનુક્રમે નવ, બે, ચાર અને પાંચ ગુણઠાણા હોય. ૧૭.

વિવેચન—વૈક્રિય કાયયોગને દેવતાનીપેરે બંધ કહેવો. ઓઘે ૧૦૪, મિથ્યાત્વે ૧૦૩, સાસ્વાદને ૯૬, મિશ્રે ૭૦ અને સમ્યક્ત્વે ૭૨ બાંધે. એ ભવપ્રત્યયી વૈક્રિય જાણવું, ગુણપ્રત્યયી નહીં. વૈક્રિયમિશ્રકાયયોગી તે દેવતા નારકી ઉપજતા હોય, તેને બંધ તિર્યંચાયુ મનુષ્યાયુ એ બે વર્જીને વૈક્રિયની પેરે કહેવો. ઓઘે ૧૦૨, મિથ્યાત્વે ૧૦૧, સાસ્વાદને ૯૪, મિશ્ર હોય નહીં, અને સમ્યક્ત્વે ૭૧ નો બંધ હોય. દેવતા નારકી પોતાના આયુના ૬ માસ થાકતે (શેષ રહે ત્યારે) પરભવાયુ બાંધે, તો તેને અપર્યાપ્તપણે આયુ બંધ કેમ હોય? હવે વેદાદિક માર્ગણાએ બંધ કહે છે—ત્રણે વેદે પ્રથમ નવ ગુણઠાણા હોય, પછી અવેદી થાય. આદિમ તે અનંતાનુબંધિને ઓઘે ૧૧૭, મિ૦ ૧૧૭, સાસ્વા૦ ૧૦૧, અપ્રત્યાખ્યાનીને ઓઘે ૧૧૮, મિ૦ ૧૧૭, સાસ્વા૦ ૧૦૧, મિશ્રે ૭૪ અને સ૦ ૭૭ પ્રત્યાખ્યાનીને ઓઘે ૧૧૮, મિથ્યા૦ ૧૧૭, સા૦ ૧૦૧, મિશ્રે ૭૪, અવિરતે ૭૭, દેશે૦ ૬૭ એમ ગુણઠાણા આપ્રમાણે સમજવાના છે. આદિમ તે અનંતાનુબંધી ૪ કષાયને પહેલા (પ્રથમના) બે ગુણઠાણા હોય બીજા અપ્રત્યાખ્યાનીય ૪ કષાયને પહેલા ચાર ગુણઠાણા હોય. ત્રીજા પ્રત્યાખ્યાનીય ચાર કષાયને પહેલા પાંચ ગુણઠાણા હોય ॥ ૧૭ ॥

---

સંજલણતિગે નવ દસ, લોભે ચઉ અજઇ દુતિ અનાણતિગે,
બારસ અચક્ખુચક્ખુસુ, પઢમા અહખાય ચરિમચઉ ૧૮

**સંજલણતિગે**—સંજ્વલનત્રિકે
**નવ દસ**—નવ, દસ.
**લોહે**—લોભે.
**ચઉ**—ચાર ગુણઠાણા.
**અજઇ**—અવિરતિ સંયમે.
**દુ તિ**—બીજું અથવા ત્રીજું.
**અનાણતિગે**—અજ્ઞાનત્રિકે.
**અચ્ચક્ખુચક્ખુસુ**—અચક્ષુ અને ચક્ષુદર્શને.
**પઢમા**—પહેલાં.
**બારસ**—બાર.
**અહખાય**—યથાખ્યાત ચારિત્રે.
**ચરિમ**—છેલ્લાં.
**ચઉ**—ચાર.

અર્થ—સંજ્વલનત્રિકે નવ ગુણઠાણા, સંજ્વલન લોભે દશ ગુણઠાણા, અવિરતિ ચારિત્રે ચાર, અજ્ઞાનત્રિકે બે અગર ત્રણ અને અચક્ષુદર્શન અને ચક્ષુદર્શને બાર ગુણઠાણા (સર્વને) પ્રથમના હોય. યથાખ્યાતચારિત્રે છેલ્લાં ચાર ગુણઠાણાં હોય. ૧૮.

વિવેચન—સંજ્વલન ક્રોધ, માન અને માયાને નવ ગુણઠાણાં; તિહાં ઓઘની પેરે બંધ. સંજ્વલન લોભને દશ ગુણઠાણાં હોય, બંધ ઓઘની પેરે. સંયમદ્વારે અવિરતિને ચાર ગુણઠાણાં, ઓ૦ ૧૧૮, મિથ્યા૦ ૧૧૭, સા૦ ૧૦૧, મિશ્રે ૭૪ અને સમ્ય૦ ૭૭. અજ્ઞાન ત્રણને બે અથવા ત્રણ ગુણઠાણાં હોય, ઓ૦ ૧૧૭, ૧૧૭, ૧૦૧. ૭૪. ચક્ષુદર્શની અચક્ષુદર્શની માર્ગણાને વિષે બાર ગુણઠાણાં હોય, તિહાં ઓઘ તે કર્મસ્તવનીપેરે બંધ કહેવો. યથાખ્યાતચારિત્રને છેલ્લાં ચાર ગુણઠાણાં હોય, તિહાં ત્રણે એક સાતાનો બંધ. અને અયોગી અબંધક એટલે બંધ ન હોય. ॥ ૧૮ ॥

મણનાણિ સગ જયાઈ,સમઇઅચ્છેઅ ચઉ દુન્નિ પરિહારે;
કેવલદુગિ દો ચરમા—જયાઇ નવ મઇસુઓહિદુગે ॥૧૯॥

| | |
|---|---|
| મણનાણિ–મન પર્યવજ્ઞાને | કેવળ દર્શને ) |
| સગ–સાત | દો–બે |
| જયાઈ–પ્રમત્તાદિક | ચરમા–છેલ્લા |
| સમઇઅ–સામાયકે | અજયાઇ–અવિરતિ આદિએ |
| છેઅ–છેદોપસ્થાપનીયે | નવ–નવ ગુણઠાણા |
| ચઉ–ચાર ( ૬ થી ૯ ) | મઇસુઅ–મતિજ્ઞાન તથા શ્રુતજ્ઞાને |
| દુન્નિ–બે ( ૬–૭ ) | ઓહિદુગે–અવધિજ્ઞાન તથા અવધિદર્શને |
| પરિહારે–પરિહાર વિશુદ્ધિએ | |
| કેવલદુગિ કેવળદ્વિકે(કેવળજ્ઞાન | |

અર્થ—મન પર્યાયજ્ઞાને પ્રમત્તઆદિ સાત, સામાયક અને છેદોપસ્થાપનીયે ચાર, પરિહારવિશુદ્ધિ ચારિત્રે બે, કેવળદ્વિકે બે છેલ્લા ગુણઠાણા હોય. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિદ્વિકે અવિરતથી નવગુણઠાણા હોય. ૧૯

વિવેચન—મનપર્યવજ્ઞાનીને પ્રમત્તાદિક (છઠ્ઠાથી બારમાલગે) સાત ગુણઠાણા હોય ઓઘે ૬૫, પ્ર૦ ૬૩, અપ્ર૦ ૫૯ ઈત્યાદિ. સામાયિક, છેદોપસ્થાપનીય ચારિત્રને છઠ્ઠાથી નવમા લગે ચાર હોય. ઓ૦ ૬૫, પ્ર૦ ૬૩, અપ્ર૦ ૫૯ ઈત્યાદિ. પરિહારવિશુદ્ધિચારિત્રને છઠ્ઠું સાતમુ એ બેજ હોય. ઓ૦ ૬૫, પ્ર૦ ૬૩, અપ્ર૦ ૫૯. કેવળજ્ઞાની ૧, કેવળદર્શની એ બેને છેલ્લા બે ગુણઠાણા હોય. સયોગી એક સાતા બાંધે, અયોગી અબંધક હોય. મતિજ્ઞાની ૧, શ્રુતજ્ઞાની ૨, અવધિજ્ઞાની ૩, અવધિદર્શની ૪, એ ચારને અવિરત સમ્યગ્દૃષ્ટી પ્રમુખ ક્ષીણમોહ લગે નવ ગુણઠાણા હોય. તિહાં ઓઘે ૭૯, સમ્યક્ત્વે ૭૭, દેશે ૬૭, પ્રમત્તે ૬૩, અપ્ર૦ ૫૯, ઈત્યાદિ. ૧૯

અડ ઉવસમિ ચઉ વેઅગિ, ખઇએ ઇક્કાર મિચ્છતિગિ દેસે;
સુહુમિ સઠાણં તેરસ, આહારગિ નિઅનિઅગુણોહો ॥૨૦॥

| | |
|---|---|
| અડ—આઠ ( ૪ થી ૧૧ ) | દેસે—દેશવિરતિચારિત્રે |
| ઉવસમિ—ઔપશમિક સમકિતે | સુહુમિ—સૂક્ષ્મસંપરાયે |
| ચઉ—ચાર ( ચોથાથી સાતસુ ) | સઠાણં—પોતપોતાનું ગુણઠા |
| વેઅગિ—વેદકે (ક્ષાયોપશમિક સમ્યક્ત્વે ) | તેરસ—તેર |
| | આહારગિ આહારક માર્ગ |
| ખઇએ—ક્ષાયક (સમ્યક્ત્વે) | નિઅનિઅ—પોતપોતાના |
| ઇક્કાર—અગિઆર (૪થી૧૪) | ગુણ—ગુણઠાણાને |
| મિચ્છતિગિ—મિથ્યાત્વત્રિકે | ઓહો—ઓઘબંધ |

અર્થ—ઉપશમ સમ્યક્ત્વે આઠ, વેદક સમ્યક્ત્વે ચાર, ક્ષાયિકે અગ્યાર, મિથ્યાત્વત્રિકે, દેશવિરતિ ચારિત્રે અને સૂક્ષ્મ સંપરાય ચારિત્રે પોતપોતાના સ્થાનના ગુણઠાણા હોય. આહારકે તેર ગુણઠાણા હોય. પોતપોતાના ગુણઠાણાની ઓઘ પેઠે પ્રકૃતિ લેવી. ૨૦.

વિવેચન—ઔપશમિક સમ્યક્ત્વીને ચોથાથકી ઈગ્યારમા લગે આઠ ગુણઠાણાં હોય. વેદક તે ક્ષાયોપશમિક સમ્યક્ત્વને ચાર ગુણઠાણાં ચોથાથી તે સાતમા લગે હોય. ક્ષાયકસમ્યક્ત્વીને ચોથાથી ચૌદમા લગે ઈગ્યાર ગુણઠાણાં હોય. ઔપશમિક સમ્યક્ત્વ તે ઉપશમ શ્રેણીએ હોય તથા પ્રથમ સમ્યક્ત્વ પામે તિહાં હોય. ઉક્તં ચ—*ઉવસામગસેઢિગયસ્સ, હોઇ ઉવસામિયં તુ સમ્મત્તં ॥ જો વા અકયતિપુંજો, અખવિયમિચ્છો લહઇ સમ્મં ॥૧॥ તથા ઉપશમ સમ્યક્ત્વી જીવ

* ઉપશમ શ્રેણીને પ્રાપ્ત થયેલ જીવને ઔપશમિક સમ્યક્ત્વ હોય અથવા ત્રણ પુંજ કર્યા નથી જેણે અને મિથ્યાત્વ ખપાવ્યું નથી જેણે એવો જીવ ઔપશમિક સમ્યક્ત્વ પામે.

પરભવાયુબંધ ૧, મરણ ૨, અનંતાનુબંધી કષાયનો બંધ ૩, અનંતાનુબંધીનો ઉદય ૪, એ ચાર વાના ન કરે. ત્યાંથી પડતો સાસ્વાદને એ ચારે વાના કરે તથા ઔપશમિકને નવું પામતા ૪-૫-૬-૭ એ ચાર ગુણઠાણા દેશવિરતિ સર્વવિરતિ સહિત પામે, તેથી નાના જીવની અપેક્ષાએ હોય અને ૮, ૯, ૧૦, ૧૧, એ ચાર (૪) ગુણઠાણા ઉપશમ શ્રેણિએ હોય ઓઘે ૭૫, સમ્યક્ત્વે ૭૫, દેશે ૬૬, પ્રમત્તે ૬૨, અપ્ર૦ ૫૮ ઇત્યાદિ જાણવી દેવાયુ મનુષ્યાયુ ન બાંધે હવે ઉદય આવ્યું મિથ્યાત્વ ક્ષય કરે અને અનુદિત ઉપશમાવે તે ક્ષાયોપશમિક, તેને ૪ ગુણઠાણા તિહાં ઓઘે ૭૯, અવિ૦ ૭૭, દેશ૦ ૬૭, પ્ર૦ ૬૩, અને અ૦ ૫૯, તે પછી ઉપશમ શ્રેણિએ ઉપશમ સમ્યક્ત્વ હોય અને ક્ષપક શ્રેણિએ ક્ષાયિક હોય.

ઉપશમિક અને ક્ષાયોપશમિકમાં શો વિશેષ છે? તત્રોચ્યતે-ઉપશમિકને મિથ્યાત્વના દળિયાનું વિપાકથી વેદન નથી અને પ્રદેશથી પણ વેદન નથી અને ક્ષાયોપશમિકને પ્રદેશ થકી વેદન છે યદુક્તં-वेयइ संतकम्मं, खओवसमिएसु नाणुभावम ॥ उवसमसम्माए पुण, वेयइ न संतकम्मंपि ॥ એ વિશેષ છે तथा च-खीणदंसणमोहे तिविहंमि वि भवनियाणभूयंमि ॥ निप्पच्चवायमउलं सम्मत्तं खाइयं होइ ॥१॥ जंमि य तइयचउत्थे, भवंमि सिज्झंति दंसणक्खवगे ॥ सुरनिरयजुयलिएसु गए, इयरेसु जिणकालियवगाण ॥ पण्णाउयाण पुण सिज्झंति उ नरभवे खवगस्स ॥ पज्जत्तो उ मणुस्सो, निट्ठवगो चउसु वि गईसु २ એને સાસ્વાદથી ચૌદમા લગી ગુણઠાણા ૧૧ હોય, તિહાં ઓઘે ૮ , અવિ૦ ૭૭, દેશ૦ ૬૭, પ્રમ૦ ૬૩, ઇત્યાદિ જાણવી, ચાર અણાહારી અણાહારક હોય. મિથ્યાત્વી, સાસ્વાદની, મિશ્રદૃષ્ટિ, દેશવિરતિ, સૂક્ષ્મસંપરાયવર્તી એ પાંચે પોત પોતાને નામે એકેક ગુણઠાણે હોય તિહાં મિથ્યાદૃષ્ટિને ૧૧૭

નો બંધ, સાસ્વાદન સમ્યક્ત્વીને ૧૦૧, મિશ્રદૃષ્ટીને ૭૪, દેશ-
વિરતીને ૬૭, સૂક્ષ્મસંપરાયચારિત્રીને ૧૭ નો બંધ હોય.
સમયે સમયે આહાર કરે તે આહારક (આહારી), તેને
સયોગિ લગે તેર ગુણઠાણાં હોય; તિહાં ઓઘે ૧૨૦,
મિથ્યાત્વે ૧૧૭ ઈત્યાદિ; યાવત્ સયોગી એક બાંધે. એ
સર્વ પૂર્વે કહ્યા તે તે ગુણઠાણે પ્રકૃતિનો બંધ ઓઘ તે કર્મ-
સ્તવની પેરે કહેવો ॥ ૨૦ ॥

---

**પરમુવસમિ વટ્ટંતા, આઉ ન બંધંતિ તેણ અજયગુણે;**
**દેવમણુઆઉહીણો, દેસાઇસુ પુણ સુરાઉ વિણા ॥ ૨૧ ॥**

**પરમ્**-વિશેષ.
**ઉવસમિ**-ઔપશમિકે
**વટ્ટંતા**-વર્ત્તતા
**આઉ**-આયુષ્ય
**ન બંધંતિ**-ન બાંધે
**તેણ**-તે કારણે
**અજયગુણે**-અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે
**દેસાઇસુ**-દેશવિરતિ આદિને વિષે

અર્થ—પરંતુ ઔપશમિક સમ્યક્ત્વે વર્તતા જીવો આયુ બાંધે નહિ, તે માટે (તેમને) અવિરત ગુણસ્થાને દેવ અને મનુષ્યાયુવડે હીન ઓઘ બંધ હોય. દેશવિરતાદિમાં વળી દેવાયુ વિના બંધ જાણવો. ૨૧.

વિવેચન—પણ એટલું વિશેષ છે જે ઔપશમિક સમ્યક્ત્વે વર્ત્તતા જીવ પરભવનું આયુ ન બાંધે, તે માટે અવિરત સમ્યક્ત્વ ગુણઠાણે દેવાયુઃ ૧, મનુષ્યાયુઃ ૨, એ બે પ્રકૃતિ ઓઘ માંહેથી હીન કરવી; એટલે ચોથે ગુણઠાણે ઓઘે ૭૭ છે, તે ઈહાં ઉપશમ સમ્યક્ત્વી ૭૫ બાંધે કેમકે નરક તિર્યગાયુ તો ઓઘમાંજ ટાળ્યાં છે. દેશવિરતાદિક ગુણઠાણે એક દેવાયુજ હીન કરવું, ત્યારે દેશે ૬૬, પ્રમત્તે ૬૨, અપ્રમત્તે ૫૮, મનુષ્યાયુ તો ઓઘમાંજ ટાળ્યું છે. ૨૧.

ઓહે અટ્ઠારસય, આહારદુગૂણ–માઇલેસતિગે;
ત તિત્થોણ મિચ્છે, સાણાઇસુ સવ્વહિ ઓહો ॥૨૨॥

| | |
|---|---|
| ઓહે-સામાન્યે | તિત્થોણ-તીર્થંકર નામકર્મ ઉણ |
| અટ્ઠારસય-એકસો અઢાર | મિચ્છે-મિથ્યાત્વે |
| આહારદુગૂણ-આહારકદ્વિકઉણ | સાણાઇસુ-સાસ્વાદનાદિકે |
| આઇલેસતિગે-આદિની ત્રણ લેશ્યાને વિષે | સવ્વહિં-સર્વત્ર, સર્વ ગુણઠાણે |
| ત-તે | |

અર્થ—પહેલી ત્રણ લેશ્યાએ આહારકદ્વિક વર્જી એ કસો આઠ પ્રકૃતિ ઓઘે હોય તીર્થંકર નામ કર્મવિના તે બંધ મિથ્યાત્વે (૧૧૭)નો જાણવો. સાસ્વાદનથી માંડીને સર્વ ગુણઠાણે ઓઘબંધ જાણવો. ૨૨.

વિવેચન—કૃષ્ણ નીલ કાપોત એ ત્રણ લેશ્યાવતને આહારકદ્વિક વિના ઓઘે એકસો અઢારનો બંધ હોય એ ત્રણ લેશ્યા તો ચોથા તથા છઠ્ઠા ગુણઠાણા લગે છે અને આહારકદ્વિક સાતમે બંધાય, તે માટે તે વિના તીર્થંકરનામ કર્મ વિના મિથ્યાત્વે ૧૧૭ બંધ સાસ્વાદનાદિક ગુણઠાણે તો સર્વ લેશ્યાવતને ઓઘનીપેરે-કર્મસ્તવનીપેરે બંધ કહેવો ઇહા ત્રણ લેશ્યાવંતને ચોથે ગુણઠાણે બે આયુનો બંધ કહ્યો, પણ એકજ મનુષ્યાયુનો બંધ ઘટે જે ભણી નારકી દેવતા તો મનુષ્યાયુ બાંધે પણ મનુષ્ય અને તિર્યંચ દેવાયુ ન બાંધે. કારણ જે લેશ્યામાં આયુ બંધાય તે લેશ્યામાં ઉપજવું છે, એ અને સમ્યક્દૃષ્ટી તો વૈમાનિકનુંજ આયુ બાંધે અને તે વૈમાનિકમાં તો કૃષ્ણ નીલ કાપોત નથી તે માટે અશુદ્ધ લેશ્યા-

વંત સમ્યક્દ્દષ્ટી દેવાયુ ન બાંધે. એમજ ભગવતી સૂત્રના ત્રીશમા શતકને પહેલે ઉદ્દેશે કહ્યું છે કે ક્રિયાવાદી કૃષ્ણાદિ ૩ લેશ્યાવંત સમ્યક્દ્દષ્ટી દેવાયુ ન બાંધે. દેવતા નારકી મનુ-ષ્યાયુ બાંધે પણ મનુષ્ય તિર્યંચ એકે આયુ ન બાંધે, એમ કહ્યું છે અને ઘટે પણ એમજ, પછી ગ્રંથકારનો અભિપ્રાય તો બહુશ્રુત જાણે. ૨૨.

તેઉ નિરયનવૂણા ઉજ્જોઅચઉનિરયબારવિણુ સુક્કા;
વિણુનિરયબાર પમ્હા, અજિણાહારા ઇમા મિચ્છે. ૨૩

| | |
|---|---|
| તેઉ-તેજોલેશ્યાએ. | પમ્હા-પદ્મલેશ્યાએ. |
| નિરય-નરકાદિક. | અ-નહિં (વર્જીને). |
| નવૂણા-નવ પ્રકૃતિએ ઉણો. | જિણ-જિનનામ કર્મ. |
| ઉજ્જોઅચઉ-ઉદ્યોત ચતુષ્ક. | આહારા-આહારકદ્વિક. |
| નિરયબાર-નરકત્રિકાદિ બાર. | ઇમા-આ (બંધો). |
| સુક્કા-શુકલલેશ્યાએ. | મિચ્છે-મિથ્યાત્વે. |

અર્થ—તેજોલેશ્યાએ નરકાદિ નવ વિના (૧૧૧) પ્રકૃતિનો બંધ હોય. ઉદ્યોત ચતુષ્ક અને નરકાદિ બાર વિના (૧૦૪)નો બંધ શુકલ લેશ્યાએ જાણવો. જિનનામ અને આહારકદ્વિક વિના આ બંધો મિથ્યાત્વે જાણવા. ૨૩

વિવેચન—તેજોલેશ્યાવંત નરકત્રિક સુક્ષ્મત્રિક વિકળ-ત્રિક એ [1]નવ વિના ઓઘે એકસો ઇગ્યાર બાંધે. ઉદ્યોતનામ, તિર્યંદ્ધિક અને તિર્યંચાયુઃ એ ઉદ્યોત ચતુષ્ક[2] અને નર-

૧ એ નવપ્રકૃતિ કૃષ્ણાદિ અશુભલેશ્યા પ્રત્યયિક હોવાથી બંધાય નહિ.

૨ ઉદ્યોતાદિ પ્રકૃતિ તિર્યંચ અને નરકપ્રાયોગ્ય હોવાથી દેવ અને મનુષ્યપ્રાયોગ્ય બંધવાળા બાંધે નહિ.

કત્રિક, સુક્ષ્મત્રિક, વિકલત્રિક, એકેન્દ્રિય, સ્થાવર અને આતપ એ નરકાદિ બાર, એ(૧૬)સોળ વિના [1]એકસો ચાર પ્રકૃતિ શુક્લલેશ્યાવ ત બાંધે.ઈહા છઠ્ઠા સાતમા આઠમા કલ્પના દેવતા તો સર્વ શુકલ લેશ્યાવત છે અને તે તો ઉદ્યોતચતુષ્ક બાધે છે ત્યારે પચેન્દ્રિયતિર્યચમા ઊપજે છે તો ઈહા ઉદ્યોત ચતુષ્ક કેમ ટાળ્યુ એ પણ સશય બહુશ્રુતગમ્ય છે. તથા નરકાદિક બાર પ્રકૃતિ વિના [2]પદ્મ લેશ્યાવત ઓઘે(૧૦૮)એકસો આઠ બાધે. જિનનામ ૧, આહારકદ્વિક ૨ એ ત્રણ વર્જીને મિથ્યાત્વે તેજો, પદ્મ અને શુકલ લેશ્યાને પ્રકૃતિ કહેવા. તેકેમ ? તેજોલેશ્યાએ ઓઘે ૧૧૧,મિથ્યાત્વે ૧૦૮ અને સાસ્વાદને૧૦૧ બાધે,પછી ઓઘની પરે ગુણઠાણા ૭ લગે બ ધ જાણવો. પદ્મલેશ્યાને ઓઘે ૧૦૮, મિથ્યાત્વે ૧૦૫,સાસ્વાદને ૧૦૧, પછી ઓઘનીપરે ૭ ગુણઠાણા લગે બ ધ જાણવો. શુકલ લેશ્યાવ તને ઓઘે ૧૦૪, મિથ્યાત્વે ૧૦૧, સાસ્વાદને નપુ મિચ્છ હુ ડ છેવઠ્ઠુ એ ચાર ટાળ્યેથી૯૭ રહે,પછી ઓઘવત ૧૩ ગુ૦ લગે બ ધ હોય.૨૩

સ૦વગુણભ૦વસન્નિસુ,ઓહુઅભ૦વાઅસન્નિમિચ્છિસમા;
સાસણિ અસન્નિ સન્નિ ૦વ, કમ્મણભ ગો અણાહારો૨૪।

| | |
|---|---|
| ભવ્વગુણ-સર્વે ગુણઠાણા | અભવ્વા-અભવ્યો |
| ભવસન્નિસુ-ભવ્ય અને સન્નિને વિષે | અસન્નિ-અસન્નિ |
| ઓહુ-ઓઘની પેરે | મિચ્છિસમા-મિથ્યાત્વ ગુણઠાણા સરખા |

૧ અદ્ધિ દેવદ્ધિક અને મનુ ષદ્ધિકનો બધ, મનુષ્ય અને તિર્યચની અપેક્ષાએ લીધો છે

૨ આ લેસ્યાવાળા સનત્કુમારાદિ દેવો તિર્યચમાં જાય માટે તિર્યચ પ્રાયોગ્ય ઉદ્યોતાદિ ચતુષ્ક બાંધે

સાસણિ-સાસ્વાદને.
સન્નિવ્વ-સન્નિનીપેઠે.
કમ્મણ-કાર્મણકાયયોગનો
ભંગો-ભાંગો.
અણાહારે-અણાહારમાર્ગણાએ

અર્થ—ભવ્ય અને સંજ્ઞિને વિષે સર્વ ગુણઠાણા અને કર્મસ્તવોક્ત બંધ હોય. અભવ્ય અને અસંજ્ઞિને મિથ્યાત્વ ગુણઠાણા સમાન બંધ જાણવો. સાસ્વાદને અસંજ્ઞિને સંજ્ઞિની પેઠે બંધ હોય. અણાહાર માર્ગણાએ કાર્મણકાય યોગનો ભાંગો (બંધનો) હોય. ૨૪

વિવેચન—ભવ્ય અને સંજ્ઞીને વિષે સર્વ ગુણઠાણાં હોય. તિહાં પ્રકૃતિનો બંધ ઓઘની પરે કહેવો. સિદ્ધાંત માંહે કેવળીને ભાવ મન નથી તે માટે નોસંજ્ઞીનોઅસંજ્ઞી કહ્યા છે તે અભિપ્રાયે તો સંજ્ઞીને (૧૨) બાર ગુણઠાણાં ઘટે પણ ઈહાં કેવળીને દ્રવ્ય મન છે તે વિવક્ષાએ સંજ્ઞી કહ્યો, તે માટે ૧૪ ગુણઠાણાં કહ્યાં. યત.–[1]द्रव्यचित्त विना भावचित्तं न स्यादसंज्ञिवत् विनापि भावचित्तं तु द्रव्यं केवलिनो भवेत् ॥१॥ इतिवचनात् ॥ તથા અભવ્ય અને અસંજ્ઞી–મન રહિત ઓઘે અને મિથ્યાત્વે ૧૧૭ બાંધે, અભવ્યને તો એકજ ગુણઠાણું હોય. [2]સાસ્વાદને અસંજ્ઞી તે સંજ્ઞીની પરે ૧૦૧ બાંધે,

૧ દ્રવ્યચિત્ત વિના ભાવ ચિત્ત ન હોય, અસંજ્ઞિને નથી હોતું તેમ; કેવળીને ભાવ ચિત્ત વિના પણ દ્રવ્ય ચિત્ત હોય.

૨ અસંજ્ઞિ એકેંદ્રિયથી પંચેંદ્રિય પર્યંત જીવોને વિષે કોઇક સમ્યક્ત્વ વમતાં અવતરે તેથી કરણઅપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદન ગુણઠાણું હોય.

અસંજ્ઞીને ગુણઠાણા એજ હોય. [1]અણાહારીને વિષે કાર્મણ કાયયોગીના ભાગો કહેવો. કાર્મણકાય યોગીજ અણાહારી હોય તે માટે ગુણઠાણા ૧, ૨, ૪, ૧૩ એ ચાર હોય. તિહાં ઓઘે ૧૧૨, મિથ્યાત્વે ૧૦૭, સાસ્વા૦ ૯૪, અવિ૦ ૭૫, અને સયોગી એ ૧ હોય. ૨૪

તિસુ દુસુ સુક્કાઇગુણા, ચઉ સગ તેરત્તિ બંધસામિત્ત;
દેવિંદસૂરિરઇઅ, નેઅ કમ્મત્થય સોઉં ॥ ૨૫ ॥

| | |
|---|---|
| તિસુ-ત્રણ લેશ્યાએ ( કૃષ્ણ, નીલ, કાપોત ) | તેર ત્તિ-તેર એમ |
| દુસુ-બે લેશ્યાએ ( તેજો,પદ્મ ) | બંધસામિત્ત બંધસ્વામિત્વને. |
| સુક્કા-શુક્લલેશ્યાએ | દેવિંદસૂરિ-દેવેંદ્રસૂરિએ |
| આઇગુણા-પહેલા ગુણઠાણા | રઇઅ -રચ્યું |
| ચઉ-ચાર | નેય -જાણવું |
| સગ-સાત | કમ્મત્થય -કર્મસ્તવને |
| | સોઉં -સાંભળીને |

અર્થ—ત્રણ લેશ્યાએ પહેલા ચાર ગુણઠાણા, બે લેશ્યાએ સાત, અને શુકલ લેશ્યાએ તેર ગુણઠાણા હોય, એ પ્રકારે બંધસ્વામિત્વ દેવેન્દ્રસૂરિએ રચ્યું, તે કર્મસ્તવ સાંભળીને જાણવા યોગ્ય છે. ૨૫

[1] અણાહારીને અયોગીકેવળી સહિત પાંચ ગુણઠાણા હોય, છતાં અહીં કાર્મણની પેઠે ચાર કહ્યા તે બંધ આશ્રયી સમજવું કેમ કે અયોગિ અબંધક છે વિગ્રહગતિમાં ઔદારિક શરીરના અભાવે અણાહારી હોય તે અપેક્ષાએ પહેલું ત્રીજું અને ચોથું ગુણઠાણું હોય અને કેવળી સમુદ્ઘાત કરે ત્યારે ત્રીજે ચોથે અને પાંચમે સમયે અણાહારી હોય તે અપેક્ષાએ તેરમું જાણવું

વિવેચન—કૃષ્ણ ૧, નીલ ૨, કાપોત ૩, એ ત્રણ લેશ્યાને[1] વિષે ચાર (૪) ગુણઠાણાં હોય. તેજો ૧, પદ્મ ૨, એ બે લેશ્યાને વિષે સાત ગુણઠાણાં હોય, શુક્લ લેશ્યાને વિષે તેર[2] ગુણઠાણાં હોય અને અયોગી તો અલેશી હોય. એટલે એ બંધસ્વામીપણું શ્રી તપાગચ્છાધિરાજ ભટ્ટારક શ્રી જગચ્ચંદ્રસૂરીશ્વર પટ્ટપ્રભાકર શ્રી દેવેંદ્રસૂરિએ રચ્યું; એ બંધસ્વામિત્વ કર્મસ્તવ સંભારીને જાણવું. ૨૫

*શ્રીમત્કર્મ્મગ્રંથે, स्तबुकार्थो वृत्तितः सुगमरीत्या ।
बुधजीवविजयविहितो, बंधस्वामित्वकस्य पूर्त्तिमगात् ॥१॥

---

૧ કૃષ્ણાદિ ત્રણ લેશ્યાવાળાને ચાર ગુણઠાણા કહ્યા તે બૃહત્ બંધ સ્વામિત્વને અનુસારે જાણવું, ષડશીતિક નામા ચોથા કર્મગ્રંથમાં તો પ્રથમના ૭ ગુણઠાણા કહ્યાં છે.

૨ લેશ્યાના અસંખ્યાતા લોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાય સ્થાનની અપેક્ષાએ મિથ્યાદૃષ્ટિ વગેરેમાં શુક્લાદિ લેશ્યા સંભવે છે.

* શ્રી કર્મગ્રંથને વિષે ટીકાનુસારે સુગમ રીતે પંડિત જીવ વિજયજીનો રચેલો બંધસ્વામિત્વનો ટબાર્થ સંપૂર્ણ થયો.

ઇતિ બંધસ્વામિત્વાખ્યસ્તૃતીયઃ કર્મ્મગ્રંથઃ



## બંધસ્વામિત્વયંત્રકં તૃતીયકર્મગ્રંથે

| માર્ગણા | ગુણ૦ ૧૪ | ઓઘ ૧૨૦ | મિ૦ ૧ | સા૦ ૨ | મિ૦ ૩ | અ૦ ૪ | દે૦ ૫ | પ્ર૦ ૬ | અ૦ ૭ | અપૂ૦ ૮ | અનિ૦ ૯ | સૂ૦ ૧૦ | ઉપ૦ ૧૧ | ક્ષી૦ ૧૨ | સ૦ ૧૩ | અ૦ ૧૪ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| નરકગતિ | ૪ | ૧૦૧ | ૧૦૦ | ૯૬ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| રત્ન પ્ર૦૩ | ૪ | ૧૦૧ | ૧૦૦ | ૯૬ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| પંક પ્ર૦૩ | ૪ | ૧૦૦ | ૧૦૦ | ૯૬ | ૭૦ | ૭૧ | | | | | | | | | | |
| તમ૦ પ્ર૦ | ૪ | ૯૯ | ૯૬ | ૯૧ | ૭૦ | ૭૦ | | | | | | | | | | |
| તિર્યંચપર્યા | ૫ | ૧૧૭ | ૧૧૭ | ૧૦૧ | ૬૯ | ૭૦ | ૬૬ | | | | | | | | | |
| તિ૦અપ૦ | ૧ | ૧૦૯ | ૧૦૯ | | | | | | | | | | | | | |
| મનુ૦ પ૦ | ૧૪ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૬૯ | ૭૧ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| મ૦ અપ૦ | ૧ | ૧૦૯ | ૧૦૯ | | | | | | | | | | | | | |
| દેવગતિ૦ | ૪ | ૧૦૪ | ૧૦૩ | ૯૬ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| ભ વ્ય જો | ૪ | ૧૦૩ | ૧૦૩ | ૯૬ | ૭૦ | ૭૧ | | | | | | | | | | |
| સૌધ ઇશા | ૪ | ૧૦૪ | ૧૦૩ | ૯૬ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| સન૦થી૬ | ૪ | ૧૦૧ | ૧૦૦ | ૯૬ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| આ થી૯ગ્ર | ૪ | ૯૭ | ૯૬ | ૯૨ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| અનુત્તર ૦ | ૧ | ૭૨ | | | | ૭૨ | | | | | | | | | | |
| એકેંદ્રિય | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| બેઇંદ્રિય | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| તેઇંદ્રિય | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| ચૌરિંદ્રિય | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| પચેંદ્રિય | ૧૪ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| પૃથ્વી૦ | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| અપ૦ | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| તેઉ૦ | ૧ | ૧૦૫ | ૧૦૫ | | | | | | | | | | | | | |

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વાયુ૦ | ૧ | ૧૦૫ | ૧૦૫ | | | | | | | | | | | | | |
| વનસ્પ૦ | ૨ | ૧૦૯ | ૧૦૯ | ૯૬/૯૪ | | | | | | | | | | | | |
| ત્રસ૦ | ૧૪ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| મનોયો૦૪ | ૧૩ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| વચનયો ૪ | ૧૩ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | |
| ઔદા૦કા. | ૧૩ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૬૯ | ૭૧ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | |
| ઔ.મિશ્ર | ૪ | ૧૧૪ | ૧૦૯ | ૯૪ | | ૭૫ | | | | | | | | | ૧ | |
| વૈક્રિ૦ | ૪ | ૧૦૪ | ૧૦૩ | ૯૬ | ૭૦ | ૭૨ | | | | | | | | | | |
| વૈ૦ મિ૦ | ૩ | ૧૦૨ | ૧૦૧ | ૯૪ | | ૭૧ | | | | | | | | | | |
| આ૦ કા૦ | ૧ | ૬૩ | | | | | | ૬૩ | | | | | | | | |
| આ૦ મિ. | ૧ | ૬૩ | | | | | | ૬૩ | | | | | | | | |
| કાર્મ્મં૦ | ૪ | ૧૧૨ | ૧૦૭ | ૯૪ | | ૭૫ | | | | | | | | | ૧ | |
| સ્રીવેદી. | ૯ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | | | | | |
| પુરૂષ. | ૯ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | | | | | |
| નપુંસક | ૯ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | | | | | |
| અનંતાનુ૦ | ૨ | ૧૧૭ | ૧૧૭ | ૧૦૧ | | | | | | | | | | | | |
| અપ્રત્યા.૪ | ૪ | ૧૧૮ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | | | | | | | | | | |
| પ્રત્યા૦ ૪ | ૫ | ૧૧૮ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | | | | | | | | | |
| સંજ્વ૦૩ | ૯ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | | | | | |
| સંજ્વ.લો | ૧૦ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | | | | |
| મતિજ્ઞાની | ૯ | ૭૯ | | | | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | |
| શ્રુતજ્ઞાની | ૯ | ૭૯ | | | | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | |
| અવધિ૦ | ૯ | ૭૯ | | | | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | |
| મન:૫૦ | ૭ | ૬૫ | | | | | | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | |
| કેવલજ્ઞાની | ૨ | ૧ | | | | | | | | | | | | | ૧ | |
| મતિઅજ્ઞા | ૩ | ૧૧૭ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | | | | | | | | | | | |
| શ્રુતઅજ્ઞા. | ૩ | ૧૧૭ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | | | | | | | | | | | |
| વિભંગ૦ | ૩ | ૧૧૭ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | | | | | | | | | | | |
| સામાયિ૦ | ૪ | ૬૫ | | | | | | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | | | | | |
| છેદોપસ્થા | ૪ | ૬૫ | | | | | | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | | | | | |
| પરિહાર૦ | ૨ | ૬૫ | | | | | | ૬૩ | ૫૯ | | | | | | | |
| સૂક્ષ્મસંપ. | ૧ | ૧૭ | | | | | | | | | | ૧૭ | | | | |

| | | | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| યથાખ્યા૦ | ૪ | ૧ | | | | | | | | | | | ૧ | ૧ | ૧ | ૦ |
| દેશવિર૦ | ૧ | ૬૭ | | | | | ૬૭ | | | | | | | | | |
| અસયત૦ | ૪ | ૧૧૮ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | | | | | | | | | | |
| ચક્ષુદર્શ૦ | ૧૨ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૯ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | ૦ |
| અચક્ષુદર્શ૦ | ૧૨ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | ૦ |
| અવધિદ૦ | ૯ | ૭૮ | | | | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | | ૦ |
| કેવલદર્શ૦ | ૨ | ૧ | | | | | | | | | | | | | ૧ | ૦ |
| કૃષ્ણ લે૦ | ૪ | ૧૧૮ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૬ | | | | | | | | | | |
| નીલ લે૦ | ૪ | ૧૧૮ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | | | | | | | | | | |
| કાપોત | ૪ | ૧૧૮ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | | | | | | | | | | |
| તેજો લે૦ | ૭ | ૧૧૧ | ૧૦૮ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | | | | | | | |
| પદ્મ લે૦ | ૭ | ૧૦૮ | ૧૦૫ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | | | | | | | |
| શુક્લ લે૦ | ૧૩ | ૧૦૪ | ૧૦૧ | ૯૭ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| ભવ્ય૦ | ૧૪ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| અભવ્ય૦ | ૧ | ૧૧૭ | ૧૧૭ | | | | | | | | | | | | | |
| ઔપશમિ | ૮ | ૭૭ | | | | ૭૫ | ૬૬ | ૬૨ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | | | ૦ |
| સાસ્વાદન | ૧ | ૧૦૧ | | ૧૦૧ | | | | | | | | | | | | |
| ક્ષાયોપશ૦ | ૪ | ૭૮ | | | | ૭૭ | ૭ | ૬૩ | ૫૮ | | | | | | | |
| ક્ષાયિક | ૧૧ | | | | | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| મિશ્ર | ૧ | ૭૪ | | | ૭૪ | | | | | | | | | | | |
| મિથ્યાત્વ | ૧ | ૧૧૭ | ૧૧૭ | | | | | | | | | | | | | |
| સંજ્ઞી | ૧૪ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| અસંજ્ઞી | ૨ | ૧૧૭ | ૧૧૭ | ૧૦૧ | | | | | | | | | | | | |
| આહારી | ૧૩ | ૧૨૦ | ૧૧૭ | ૧૦૧ | ૭૪ | ૭૭ | ૬૭ | ૬૩ | ૫૮ | ૫૮ | ૨૨ | ૧૭ | ૧ | ૧ | ૧ | ૦ |
| અણાહારી | ૫ | ૧૧૨ | ૧૦૮ | ૯૪ | ૦ | ૭૫ | | | | | | | | | ૧ | ૦ |



# ષડશીતિનામા* ચતુર્થ કર્મગ્રંથ.

## મંગળ અને અભિધેય.

નમિઅ જિણં જિઅમગ્ગણ-ગુણઠાણુવઓગજોગલેસાઓ;
બંધપ્પબહૂ ભાવે, સંખિજજાઈ કિમવિ વુચ્છં ॥ ૧ ॥

નમિઅ-નમસ્કાર કરીને
જિણં-જિનેશ્વરને
જિઅ-જીવસ્થાનક.
મગ્ગણ-માર્ગણાદ્વાર.
ગુણઠાણ-ગુણસ્થાનક.
ઉવઓગ-ઉપયોગદ્વાર.
જોગ-યોગદ્વાર.
લેસાઓ-લેશ્યાદ્વાર.

બંધ-બંધ-
અપ્પબહુ-અલ્પબહુત્વદ્વાર.
ભાવે-ભાવ ( ઉપશમાદિક પાંચ )
સંખિજજાઇ-સંખ્યાતાદિ.
કિમવિ-કાંઇક.
વુચ્છં-કહીશ.

અર્થ—જિનેશ્વરને નમસ્કાર કરીને જીવસ્થાનક, માર્ગણા સ્થાનક, ગુણ સ્થાનક, ઉપયોગ, યોગ, લેશ્યા, બંધ, અલ્પબહુત્વ, ભાવ અને સંખ્યાતા આદિ કંઈક કહીશ. ૧

* આ ગ્રંથમા ૮૬ ગાથાઓ ગ્રથકારે રચી હોવાથી ષડશીતિક નામ આપવામાં આવ્યું છે. नमिय जिणं वत्तव्वा ઇત્યાદિ ત્રણ ગાથાઓ પ્રક્ષેપ હોવાથી તેને જૂદા આંક આપવામાં આવેલ છે.

વિવેચન—શ્રી જિનને નમસ્કાર કરીને જીવસ્થાનક-જીવના ૧૪ ભેદ ૧, ગત્યાદિ ૬૨ માર્ગણા સ્થાનક ૨, ૧૪ ગુણસ્થાનક ૩, ૧૨ ઉપયોગ ૪, ૧૫ યોગ ૫, ૬ લેશ્યા ૬, બંધ હેતુ તથા બંધ ઉદય ઉદીરણા સત્તા ૭, અલ્પબહુત્વ ૮, ઔપશમિકાદિક પાંચ ભાવ ૯ અને સંખ્યાતાદિકનો વિચાર ૧૦-કિમપિ સ્વલ્પમાત્ર એ દશ દ્વાર કહેશું. ૧

**નમિય જિણ વત્તવ્વા,ચઉદસજિઅઠાણએસુ ગુણઠાણા;**
**જોગુવઓગો લેસા, બંધોદઓદીરણા સત્તા ॥ ૧ ॥**

| | |
|---|---|
| વત્તવ્વા-કહેવા | લેસા-લેશ્યા |
| ચઉદસ-ચઉદ | બંધ-બંધ |
| જિઅઠાણેસુ-જીવસ્થાનનેવિષે | ઉદઅ-ઉદય |
| ગુણઠાણા-ગુણઠાણા | ઉદીરણા-ઉદીરણા |
| જોગ-યોગ | સત્તા-સત્તા |
| ઉવઓગો-ઉપયોગ | |

અર્થ-જિનેશ્વરને નમસ્કાર કરીને ચૌદ જીવ સ્થાનકને વિષે ગુણઠાણા, યોગ, ઉપયોગ, લેશ્યા, બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા કહેવા. ૧

વિવેચન—પૂર્વોક્ત ગાથાએ ૧૦ દ્વાર કહ્યા છે, તોપણ એ દ્વારનો અનુક્રમ સુગમ રીતે કહે છે—જિનને નમસ્કાર કરીને એ બોલ કહેવા-ચૌદ (૧૪) જીવસ્થાનકને વિષે ગુણઠાણા ૧, યોગ ૨, ઉપયોગ ૩, લેશ્યા ૪, મૂળ પ્રકૃતિનો બંધ ૫, ઉદય ૬, ઉદીરણા ૭, સત્તા ૮, એ ૮ દ્વાર કહેશું. ૧

**તહ મૂલચઉદમગ્ગણ-ઠાણેસુ બાસટ્ઠિઉત્તરેસુ ચ;**
**જિઅ ગુણ જોગુવઓગા, લેસપ્પબહુ ચ છટ્ઠાણા॥ ૨ ॥**

| | |
|---|---|
| તહ-તેમજ. | જિઅ-જીવભેદ. |
| મૂલ-મૂળ. | ગુણ-ગુણઠાણાં. |
| ચઉદ-ચૌદ. | જોગ-યોગ. |
| મગ્ગણ-માર્ગણા, | ઉવઓગા-ઉપયોગ. |
| ઠાણેસુ-સ્થાનકને વિષે. | લેસ-લેશ્યા. |
| બાસઠ્ઠિ-બાસઠ. | અપ્પબહુ-અલ્પબહુત્વ. |
| ઉત્તરેસુ-ઉત્તર (માર્ગણાસ્થાન) ને વિષે. | છઠાણા-એ છ સ્થાનક. |

અર્થ—તેમજ મૂળ ચૌદ માર્ગણાસ્થાન અને બાસઠ ઉત્તર માર્ગણાસ્થાનને વિષે જીવભેદ, ગુણઠાણા, યોગ, ઉપયોગ, લેશ્યા અને અલ્પબહુત્વ એ છ સ્થાનક કહીશું. ૨

વિવેચન—તેમ વળી ચૌદ (૧૪) માર્ગણાસ્થાનક મૂળ, અને બાસઠ (૬૨) ઉત્તર માર્ગણાને વિષે જીવભેદ ૧, ગુણઠાણાં ૨, યોગ ૩, ઉપયોગ ૪, લેશ્યા ૫, અલ્પબહુત્વ ૬, એ છ સ્થાનક કહેશું. ૨

ચઉદસગુણેસુ જિઅજો-ગુવઓગલેસા ય બંધહેઊ ય;
બંધાઇચઉ અપ્પાબ-હું ચ તો ભાવસંખાઇ. ૩દ્દારગાહા

| | |
|---|---|
| ચઉદસ ગુણેસુ-ચૌદ ગુણઠાણાને વિષે. | બંધહેઉ-બંધ હેતુ. |
| જિઅ-જીવના ભેદ. | બંધાઇ ચઉ-બંધાદિક ચાર. |
| જોગ-યોગ. | અપ્પાબહું-અલ્પ બહુત્વ. |
| ઉવઓગ-ઉપયોગ. | તો-તે પછી. |
| લેસા-લેશ્યા. | ભાવ-ભાવ. |
| | સંખાઇ-સંખ્યાતાદિ. |

અર્થ—ચૌદ ગુણઠાણાને વિષે જીવના ભેદ, યોગ, ઉપયોગ, લેશ્યા અને બંધ હેતુ તેમજ બંધાદિ ચાર અને તેમનુ અલ્પ બહુત્વ તે પછી ભાવ અને સંખ્યાતાદિ કહીશુ. ૩

વિવેચન—વળી ચૌદ ગુણઠાણાને વિષે જીવના ભેદ ૧, યોગ ૨, ઉપયોગ ૩, લેશ્યા ૪, બંધહેતુ ૫, બંધ, ઉદય, ઉદીરણા, સત્તા ૯, એનુ અલ્પબહુત્વ ૧૦, ત્યાર પછી પાંચ ભાવ ૧૧ અને સંખ્યાતાદિકનો વિચાર ૧૨, એ ત્રણ ગાથાએ ૨૬ દ્વાર કહ્યા તે અનુક્રમે કહેશુ. ૩

જીવસ્થાનોના નામ.

ઇહ સુહુમબાયરેગિં–દિબિતિચઉઅસન્નિસન્નિપંચિંદી,
અપજત્તા પજ્જત્તા, કમેણ ચઉદસ જિઅઠ્ઠાણા ॥ ૨ ॥

| | |
|---|---|
| ઇહ–આ જગતમા | અસન્નિ–અસન્નિ પંચેંદ્રિય |
| સુહુમ–સૂક્ષ્મ | સન્નિપંચિંદી–સન્નિ પંચેંદ્રિય. |
| બાયર–બાદર | અપજ્જત્તા–અપર્યાપ્તા |
| એગિંદિ–એકેંદ્રિય | પજ્જત્તા–પર્યાપ્તા |
| બિ–બેઇંદ્રિય | કમેણ–અનુક્રમે |
| તિ–તેઇંદ્રિય | ચઉદસ–ચૌદ |
| ચઉ–ચૌરિંદ્રિય | જિઅઠ્ઠાણા–જીવના સ્થાનક |

અર્થ—આ જગતને વિષે સૂક્ષ્મ એકેંદ્રિય, બાદર એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિય, અસંજ્ઞિ પંચેંદ્રિય અને સંજ્ઞિ પંચેંદ્રિય, એ અપર્યાપ્તા અને પર્યાપ્તા, એ અનુક્રમે ચૌદ જીવના સ્થાનકો છે.

વિવેચન—ચૌદ લોકને વિષે પૃથિવ્યાદિ પાંચ સ્થાવર ચૌદ રાજલોકને વિષે મસીની કૂપીની પરે ઠાસી ઠાસીને

ભર્યા છે-સર્વ વ્યાપીછે, નજરે દેખાય તેવા નથી, તે સુક્ષ્મએકેં-દ્રિય ૧ અને જે પૃથિવ્યાદિક પાંચ નજરે દીસે છે તે બાદર એકેં-દ્રિય ૨, બેઇંદ્રિય શંખાદિક ૩, તે ઇંદ્રિય ગોમી (કાનખજુરા) પ્રમુખ ૪, ચઉરિંદ્રિય વૃશ્ચિક (વિછુ) આદિક ૫, મન રહીત સમુચ્છિંમ તે અસંજ્ઞી પંચેંદ્રિય ૬, મન સહીત તે સંજ્ઞિ પંચેં-દ્રિય ૭, જેણે ઉપજતાં આપઆપણી પર્યાપ્તિ પૂરી નથી કરી તે અપર્યાપ્તા સાત અને જેણે આપઆપણી પર્યાપ્તિ પૂરી કરી છે તે પર્યાપ્તા ૭, એમ અનુક્રમે અપર્યાપ્તા પર્યાપ્તા થઇને ચૌદ (૧૪) ભેદ જીવના જાણવા. સંસારી જીવ સર્વ એ ૧૪ ભેદ માંહે આવ્યા. ૨

## જીવસ્થાનને વિષે ગુણઠાણા.

**બાયરઅસન્નિવિગલે, અપજ્જિજ પઢમબિઅસન્નિઅપજત્તે**
**અજયજુઅ સન્નિપજ્જે, સવ્વગુણા મિચ્છ સેસેસુ ॥૩॥**

બાયર—બાદર એકેંદ્રિય (તેઉ-કાય, વાઉકાયવિના.)
અસન્નિ—અસન્નિ પચેંદ્રિય.
વિગલે—વિકલેંદ્રિયને વિષે.
અપજ્જિજ—અપર્યાપ્તા.
પઢમબિઅ—પહેલું બીજું.
સન્નિઅપજત્ત—સન્નિ અપર્યાપ્તાને વિષે.
અજયજુઅ—અવિરતિયુક્ત ત્રણ ગુણઠાણાં.
સન્નિપજ્જે—સન્નિપર્યાપ્તાનેવિષે.
સવ્વગુણા—સર્વ ગુણસ્થાનક.
મિચ્છ—મિથ્યાત્વ ગુણઠાણું (હોય.)
સેસેસુ—શેષ જીવોને.

અર્થ—અપર્યાપ્તા એવા બાદર એકેંદ્રિય, અસંજ્ઞિપં-ચેંદ્રિય અને વિકલેંદ્રિયને વિષે પહેલુ અને બીજું ગુણ-ઠાણું હાય; અપર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિયને વિષે અવિરતિ સહિત

( ત્રણ ગુણઠાણા ) હોય, સંજ્ઞિ પર્યાપ્તાને વિષે સર્વ ગુણઠાણા હોય અને બાકીના જીવ સ્થાનકને વિષે મિથ્યાત્વ ગુણઠાણુ હોય. ૩

વિવેચન—હવે એ ૧૪ જીવસ્થાનકને વિષે ગુણઠાણા કહે છે-બાદર એકેંદ્રિય અપર્યાપ્તા ૧,અસંજ્ઞી પંચેદ્રિય અપર્યાપ્તા ૨, ત્રણ વિકળેદ્રિય અપર્યાપ્તા ૫, એ પાંચને વિષે મિથ્યાત્વ અને સાસ્વાદન એ પહેલા બે ગુણઠાણા હોય. તિહા મિથ્યાત્વ તો એ સર્વ જીવ સદાય છે જ પણ કોઈક જીવને પરભવથી સમ્યક્ત્વ વમીને આવતા ઘંટાલાલા ન્યાયે સમ્યક્ત્વનો લેશ આસ્વાદતા ઉત્પત્તિકાળે અપર્યાપ્તાવસ્થાએ સાસ્વાદનપણુ પામીએ, પણ પછી ન હોય ઇહા એ કરણ અપર્યાપ્તો જાણવો પણ લબ્ધિ અપર્યાપ્તો નહી. લબ્ધિ અપર્યાપ્તાને તો સાસ્વાદન હોયજ નહી. અપર્યાપ્ત સૂક્ષ્મએકેંદ્રિયમા પણ સાસ્વાદન ન હોય સાસ્વાદન તો લગારેક શુભપરિણામરૂપ છે અને સૂક્ષ્મમા તો અતિ સંક્લિષ્ટ પરિણામી ઉપજે તે માટે ઇહા કોઈક કહે છે કે આગમ માહે એકેંદ્રિયને સાસ્વાદન નથી કહ્યુ, એકેંદ્રિય સર્વ અજ્ઞાનીજ કહ્યા છે અને વિકલેંદ્રિયમા સાસ્વાદન કહ્યુ છે તે છતા અજ્ઞાની કહ્યા છે, તો ઈહા એકેંદ્રિય અપર્યાપ્તાને સાસ્વાદન કેમ કહો છો ? એહનો ઉત્તર આગળ સાસણભાવે નાણ એ ગાથાએ ગ્રંથકાર કહેશે, તિહાથી જાણજો. તથા સંજ્ઞિપંચેદ્રિય અપર્યાપ્તાને વિષે અવિરત સમ્યગ્દ્રષ્ટિયુક્ત એટલે પહેલુ બીજુ ચોથુ એ ત્રણ ગુણઠાણા હોય—સમ્યક્ત્વ સહિત જીવને ઉપજતા ચોથુ હોય[1], પણ અપર્યા-

---

[1] ૧ સ ૧૫ ૧ વમતો અવતરે ત્યારે શરીર પર્યાપ્તિ પુ ( થયા પહેલાં બીજુ ગુણસ્થાન હોય

સાને મિશ્રગુણઠાણું ન હોય. મિશ્ર થકો કાળ ન કરે તે માટે (*ન સમ્મમિચ્છો કુણઇ કાલં ઇતિવચનાત્). સંજ્ઞિ પર્યાપ્તાને વિષે સર્વે ચૌદ (૧૪) ગુણઠાણા હોય. તેને સર્વ શુભાશુભ પરિણામ હોય તે માટે. શેષ સુક્ષ્મ અપર્યાપ્તા ૧, સુક્ષ્મપર્યાપ્તા ૨, બાદર એકેંદ્રિય પર્યાપ્તા ૩, બેઇંદ્રિય તેઇંદ્રિય ચઉરિંદ્રિય પર્યાપ્તા ૬, અસંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તા ૭; એ સાતેને એકજ મિથ્યાત્વ ગુણઠાણું હોય. ॥ ૩ ॥

## જીવસ્થાનને વિષે યોગ.

**અપજ્જત્તછક્કિ કમ્મુર-લમીસ જોગા અપજ્જ સન્નિસુ;**
**તે સવિઉવ્વમીસ એસું, તણુપજ્જેસુ ઉરલ-મન્ને ॥૪॥**

અપજ્જત્તછક્કિ—અપર્યાપ્તા છ જીવને વિષે.
કમ્મ—કાર્મણ.
ઉરલમીસ—ઔદારિક મિશ્ર.
જોગા—યોગ.
અપજ્જસન્નીસુ—અપર્યાપ્તા સન્નિને વિષે.
તે—તે બે યોગો.
સવિઉવ્વમીસ—વૈક્રિય મિશ્ર સહિત ત્રણ યોગ.
એસુ—એમાં વળી.
તણુપજ્જેસુ—શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને વિષે.
ઉરલં—ઔદારિક યોગ.
અન્ને—અન્ય આચાર્યો (શીલાંકાચાર્ય આદિ માને છે.)

અર્થ—અપર્યાપ્તા ૭ જીવ ભેદને વિષે કાર્મણ અને ઔદારિક મિશ્ર યોગ હોય, અપર્યાપ્તા સંજ્ઞિ પંચેંદ્રિયને વિષે તે (બે યોગ) વૈક્રિયમિશ્ર સહિત (ત્રણ) હોય; એમાં વળી શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને વિષે ઔદારિક કાયયોગ અન્ય આચાર્યો માને છે. ૪

* મિશ્રસમ્યક્ત્વી કાળ કરે નહિ.

વિવેચન—હવે યોગ ૧૫ કહે છે,-સત્ય મનોયોગ ૧, મૃષા મનોયોગ ૨, સત્યામૃષા મનોયોગ ૩, અસત્યા-મૃષા મનોયોગ ૪, એમ ૪ વચનયોગ. એવ ૮, ઔદારિક કયયોગ ૯, ઔદારિકમિશ્ર૦ ૧૦, વૈક્રિય૦ ૧૧, વૈક્રિય-મિશ્ર૦ ૧૨, આહારક૦ ૧૩, આહારકમિશ્ર૦ ૧૪, અને કાર્મણ કાયયોગ ૧૫. હવે એનો અર્થ કહે છે-અસ્તિ જીવ ઇત્યાદિ તથા સર્વને હિતચિતન તે સત્યમન ૧, નાસ્તિ જીવ ઈત્યાદિ તથા પરને વિપ્રતારણ બુદ્ધિ તે મૃષા મન ૨, તે બને મિશ્ર તે સત્યામૃષા મન-કાઈક સત્ય કાઈક મૃષા ૩, સત્ય પણ નહી અસત્ય પણ નહી વિચારણારૂપ તે અસ-ત્યામૃષા મન ૪, એજ પ્રમાણે ૪ ભેદે વચનયોગ, એવ ૮, મનુષ્ય તિર્યંચને ઔદારિક કાયયોગ ૯, તેજ મનુષ્ય તિર્યંચને ઉપજતા એક સમય પછી શરીર પર્યાપ્તિ પૂરી કરે ત્યા લગે કાર્મણ સાથે મિશ્રપણુ તે આહારિક મિશ્ર તથા કેવલી સમુદ્ઘાતે બીજે છઠ્ઠે સાતમે સમયે ઔદારિકમિશ્ર કાય યોગ ૧૦, દેવતા નારકીને તથા લબ્ધિવત મનુષ્ય ૫ચે દ્રિય તિર્યંચ અને વાયુને વૈક્રિય કાયયોગ ૧૧, તેજ દેવ નારકીને ઉપજતા કાર્મણ સાથે વૈક્રિય તે વૈક્રિયમિશ્ર હોય તથા મનુષ્ય અને તિર્યંચને વૈક્રિયારભ કાળે અને છાડવાને કાળે ઔદારિક સાથે વૈક્રિયમિશ્ર કાયયોગ ૧૨, ચૌદ પૂર્વધારી આ હારક શરીર કરે ત્યારે આહારક કાયયોગ ૧૩, તેને આર ભકાળે અને છાડવાને કાળે ઔદારિક સાથે આહારકમિશ્ર કાયયોગ હોય ૧૪, અષ્ટકર્મનો જે વિકાર તે કાર્મણ કાયયોગ, તે જીવને અતરાલ ગતિએ અને ઉપજવાને પહેલે સમયે તથા કેવલિસમુદ્ઘાતને ત્રીજે ચોથે પાચમે સમયે હોય તૈજસ તો કાર્મણ ભેળુ જ ગણ્યુ છે, પૃથક્ (જુદુ) નહી. ઈતિ પદર (૧૫) યોગ સ્વરૂપ. જીવને પરિસ્પદ

નાદિક વીર્ય તે યોગ કહીએ. સૂક્ષ્મ એકેંદ્રિય ૧, બાદર એકેંદ્રિય ૨, બેઇંદ્રિય ૩, તેઇંદ્રિય ૪, ચૌરિંદ્રિય ૫, અસંજ્ઞી પંચેંદ્રિય ૬, એ ૭ અપર્યાપ્તાને વિષે કાર્મ્મણ ૧ અને ઔદારિક મિશ્ર ૨, એ બે યોગ હોય. અંતરાલ ગતિએ અને ઉત્પત્તિને પહેલે સમયે કાર્મ્મણ યોગ હોય અને પછી શરીર પર્યાપ્તિ પૂરી થયા પહેલાં ઔદારિક મિશ્ર યોગ હોય, એવં ૨. સંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તાને વિષે પૂર્વોક્ત બે યોગ અને વૈક્રિયમિશ્ર સહિત, એવં ૩ યોગ હોય. તિહાં મનુષ્ય તિર્યંચ અપર્યાપ્તાને કાર્મ્મણ અને ઔદારિક મિશ્ર એ બે યોગ હોય અને દેવતા તથા નારકીને કાર્મ્મણ અને વૈક્રિય મિશ્ર એ બે યોગ હોય, બંનેને મળીને ૩ ત્રણ હોય. એ સાતે અપર્યાપ્તાને શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને ઔદારિક યોગ પણ હોય, એમ અનેરા આચાર્ય કહે છે; તે મતે ૭ અપર્યાપ્તાને ૩ યોગ હોય અને સંજ્ઞી અપર્યાપ્તાને વિષે ૪ યોગ હોય. ગ્રંથકારે એ મતાંતર કહ્યું પણ શરીર પર્યાપ્તાને મિશ્રપણું ટળ્યું ત્યારે ઔદારિક યોગ હોય જ માટે એ મત ખરું જણાય છે. ૪.

---

સવ્વે સન્નિપજત્તે, ઉરલં સુહુમે સભાસુ તં ચઉસુ;
બાયરિ સવિઉવ્વિદુગં, પજસન્નિસુ બાર ઉવઓગા. ૫

સવ્વે—સર્વે (યોગ)
સન્નિપજત્તે—સંજ્ઞી પર્યાપ્તાને વિષે
ઉરલં—ઔદારિક કાયયોગ.
સુહુમે—સૂક્ષ્મ (એકેંદ્રિય)માં
સભાસુ—ભાષા સહિત.
તં—તે
ચઉસુ—ચાર (વિગલત્રિક અને અસન્નિપંચેંદ્રિય) ને વિષે.

| | |
|---|---|
| બાયરિ–બાદર ( એકેદ્રિય પર્યાસા ) ને વિષે | પજ્જસન્નિસુ–પર્યાસા સન્નિને વિષે |
| સવિઉવ્વિદુગં–વૈક્રિયદ્વિક સહિત ( હોય ) | બાર ઉવઓગા–બાર ઉપયોગો |

અર્થ—અન્નિ પચેદ્રિય પર્યાસાનેવિષે સર્વ યોગ હોય, સૂક્ષ્મ એકેદ્રિયમા ઔદારિક કાયયોગ હોય, તે ચાર ( વિકલેદ્રિય અને અસન્નિ પચેદ્રિય ) ને વિષે ભાષા ( અસત્યામૃષા વચનયોગ) સહિત ( બે યોગ ) હોય, બાદર એકેદ્રિય પર્યાસાને વિષે વૈક્રિયદ્વિક સહિત (ત્રણ યોગ,હોય. પર્યાસા સન્નિ પચેદ્રિયને બાર ઉપયોગ હોય. ૫

વિવેચન—સન્ની પચેદ્રિય પર્યાસાને વિષે સર્વ એટલે ૧૫ યોગ હોય ઔદારિક મિશ્ર ૧ અને કાર્મ્મણ ૨, એ બે યોગ તો કેવળિ સમુદ્ઘાતે હોય અને વૈક્રિયમિશ્ર, મનુષ્ય તિર્યંચને ઉત્તર વૈક્રિય કરતા હોય અને શેષ ૧૨ બાર યોગ તો યથાયોગ્યે હોય જ. સૂક્ષ્મ એકેદ્રિય પર્યાસાને એક જ ઔદારિક કાયયોગ હોય બેઇદ્રિય ૧, તેઇદ્રિય ૨, ચૌરિદ્રિય ૩ અને અસન્નિપચેદ્રિય ૪, એ ચાર પર્યાસાને ચોથી ભાષા સહીત ઔદારિક એટલે ૨ યોગ હોય. બાદર એકેદ્રિય પર્યાસાને વિષે ઔદારિક ૧, વૈક્રિય ૨,વૈક્રિયમિશ્ર ૩, એવ ત્રણ યોગ હોય, વાયુને વૈક્રિયદ્વિક હોય માટે.

હવે ૧૪ ચૌદ જીવ સ્થાનકને વિષે ઉપયોગ કહે છે –જીવ લક્ષણરૂપ અવબોધ તે ઉપયોગ કહીએ. તે પાચ જ્ઞાન, ત્રણ અજ્ઞાન, ચાર દર્શન એમ ૧૨ જાણવા પર્યાસા સન્ની પચેદ્રિયને વિષે એ બારે ઉપયોગ હોય. અનુક્રમે હોય પણ સમકાળે ન હોય. जुगवं दो नत्थि उवओगा. इति[1] वचनात्. ૫

---

૧ એક સાથે બે ઉપયોગ ન હોય

## જીવ સ્થાનને વિષે ઉપયોગ.

**પજ્જચઉરિંદિઅસન્નિસુ,દુદંસ દુઅનાણદસસુ ચખ્ખુવિણા;**
**સન્નિઅપજ્જે મણનાણ,-ચખ્ખુકેવલદુગ વિહુણા. ૬**

**પજ્જચઉરિંદિ**-પર્યાપ્તા ચૌરિંદ્રિય
**અસન્નિસુ** -અસન્નિ પંચેંદ્રિય (પર્યાપ્તા)ને વિષે
**દુ દંસ**-બે દર્શન
**દુ અનાણ**-બે અજ્ઞાન
**દસસુ**-દશને વિષે
**ચખ્ખુવિણા**-ચક્ષુ દર્શન વિના (ત્રણ)
**સન્નિ અપજ્જે**-સંજ્ઞી અપર્યાપ્તાને વિષે
**મણનાણ**-મનઃપર્યવ જ્ઞાન,
**ચખ્ખુ**-ચક્ષુ દર્શન
**કેવળદુગ**-કેવળદ્વિક
**વિહૂણા**-વિના (આઠ)

અર્થ—પર્યાપ્તા ચૌરિંદ્રિય અને પર્યાપ્તા અસંજ્ઞિ પંચેંદ્રિયને વિષે બે દર્શન અને બે અજ્ઞાન હોય, દશ જીવ ભેદને વિષે ચક્ષુદર્શન વિના ત્રણ ઉપયોગ હોય; સંજ્ઞિ પંચેંદ્રિય અપર્યાપ્તાને વિષે મનઃપર્યવજ્ઞાન, ચક્ષુદર્શન અને કેવળદ્વિક વિના (આઠ) ઉપયોગ હોય. ૬

વિવેચન—ચૌરિંદ્રિય પર્યાપ્તા ૧, અને અસંજ્ઞી પર્યાપ્તા ૨, એ બેને વિષે બે દર્શન અને બે અજ્ઞાન એવં ૪ ઉપયોગ હોય; તે ચક્ષુ દર્શન ૧, અચક્ષુ દર્શન ૨, મતિઅજ્ઞાન ૩, શ્રુત અજ્ઞાન ૪, એમ ચાર હોય. ચાર એકેંદ્રિય ૪, બે બેઇંદ્રિય ૬, બે તેઇંદ્રિય ૮, ચૌરિંદ્રિય અપર્યાપ્તો ૯, અસંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તો ૧૦, એ દશને વિષે ચક્ષુદર્શન વિના એટલે અચક્ષુદર્શન ૧, મતિ અજ્ઞાન ૨, શ્રુતઅજ્ઞાન ૩, એ ત્રણ હોય. સંજ્ઞી પંચેંદ્રિય અપર્યાપ્તાને વિષે મનઃપર્યવ જ્ઞાન

૧, ચક્ષુદર્શન ૨, કેવળજ્ઞાન ૩, કેવળદર્શન ૪, એ ચાર વિના શેષ ૮ ઉપયોગ હોય. "પંચ સંગ્રહ" મતે ચૌરિંદ્રિય, અસંજ્ઞિ-સંજ્ઞિપંચેંદ્રિય, એ ત્રણ અપર્યાપ્તાને પણ ઇંદ્રિય પર્યાપ્તિ પૂર્ણ થયે ચક્ષુદર્શન કહ્યું છે ॥ ૬ ॥

## જીવ સ્થાનને વિષે લેશ્યા તથા બંધ, ઉદીરણા, સત્તા અને ઉદયના સ્થાન.

સન્નિદુગિ છલેસ અપજ્જ બાયરે પઢમચઉ તિ સેસેસુ,
સત્તઠ બંધુદીરણ, સંતુદયા અઠ તેરસસુ ॥ ૭ ॥

| | |
|---|---|
| સન્નિદુગિ-બે સન્નિને વિષે | સત્તઠ-સાત અથવા આઠ કર્મના |
| છ લેસ-છ લેશ્યા | બંધુદીરણ-બંધ તથા ઉદીરણા |
| અપજ્જ-અપર્યાપ્ત | સંતુદયા-સત્તા તથા ઉદય |
| બાયરે-બાદર એકેંદ્રિયને વિષે | અઠ-આઠ કર્મની |
| પઢમ ચઉ-પ્રથમની ચાર | તેરસસુ-તેર જીવ સ્થાનને વિષે |
| તિ-ત્રણ | |
| સેસેસુ-બાકીનાને વિષે | |

અર્થ—સંજ્ઞિદ્વિક ( પર્યાપ્તા અપર્યાપ્તા )ને વિષે છ લેશ્યા હોય, અપર્યાપ્તા બાદર એકેંદ્રિયને વિષે પ્રથમની ચાર લેશ્યા હોય અને બાકીના જીવ સ્થાનને વિષે પ્રથમની ત્રણ લેશ્યા હોય, સાત અથવા આઠ કર્મનો બંધ તથા ઉદીરણા અને સત્તા તથા ઉદય આઠ કર્મના તેર જીવસ્થાનને વિષે હોય. ૭

વિવેચન—હવે ૧૪ જીવ સ્થાનકે લેશ્યા કહે છે,-સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તો અપર્યાપ્તો એ બેને વિષે છ એ લેશ્યા હોય. અપર્યાપ્તા બાદર એકેંદ્રિયને વિષે પહેલી ચાર લેશ્યા હોય.

કૃષ્ણ નીલ કાપોત એ ૩ તો સર્વને હોયજ પણ કોઈક તેજો-લેશ્યાવંત દેવતા મરીને પૃથ્વી અપ્ વનસ્પતિમાં ઉપજે તેને અપર્યાપ્તપણે તેજો લેશ્યા હોય તે માટે (૪) ચાર લેશ્યા કહી. શેષ (૧૧) અગીયાર જીવસ્થાનકે કૃષ્ણ ૧, નીલ ૨, કાપોત એ ત્રણ લેશ્યા હોય.

લેશ્યા ઇતિ કોઽર્થઃ ? લિશ્યતે-શ્લિષ્યતે કર્મણા સહ જીવો ઽનયેતિ લેશ્યા । યત:-કૃષ્ણાદિદ્રવ્યસાન્નિધ્યાત્, પરિણામો ય આત્મનઃ । સ્ફટિકસ્યેવ તત્રાઽયં, લેશ્યાશબ્દઃ પ્રવર્તતે ॥ ૧ ॥ તે લેશ્યા ૭ છે-, કૃષ્ણ ૧, નીલ ૨, કાપોત ૩, તેજો ૪, પદ્મ ૫, શુક્લ ૬, એનું સ્વરૂપ જાંબૂ ફળખાદક ષટ્ પુરૂષ તથા ગામનો નાશ કરવા નીકળેલા ૭ પુરૂષને દૃષ્ટાંતે જાણવું. તદ્યથા-મૂલ ૧ સાહ ૨ પસાહા ૩, ગુચ્છ ૪ ફલર્ચ્છિદ ૫ પડિય ભક્ખણયા ૬ । સવ્વં ૧ માણુસ ૨ પુરિસા ૩, સાઉહ ૪ જુઝંત ૫ ધણહરણા× ૬ ॥ ૧ ॥

---

× લેશ્યાના પરિણામની માંહોમાંહે તરતમતા જણાવવા માટે જાંબૂ ફળ ખાનારા ૭ પુરૂષનું દૃષ્ટાંત આ પ્રમાણે જાણવું.- કોઇ ૭ પુરૂષો જાંબુ ફળ ખાવા માટે તે વૃક્ષ પાસે ગયા. ત્યાં પહેલાનો વિચાર મૂળથી વૃક્ષ ઉખેડવાનો થયો, બીજાએ શાખા કાપવાનું જણાવ્યું, ત્રીજાએ નાની ડાળી કાપવાનું કહ્યું, ચોથાએ ફળવાળા ગુચ્છા તોડવા કહ્યું, પાંચમાએ ફળો તોડવા કહ્યું અને છઠ્ઠાએ ભોંય ઉપર પડેલા ફળો ખાવા જણાવ્યું, એ ૭ પુરૂષના અધ્યવસાયો મુજબ અનુક્રમે કૃષ્ણાદિ ૭ લેશ્યાવાળાના અધ્યવસાય જાણવા. બીજું ગામનો નાશ કરવાને નીકળેલા ૭ પુરૂષનું દૃષ્ટાંત આ પ્રમાણે જાણવું—કોઇ ૭ પુરૂષ ગામ નાશ કરવાને નીકળ્યા માં પહેલાએ મનુષ્ય ઢોર વગેરે સર્વને મારવાનો વિચાર દર્શાવ્યો,

હવે ચૌદ જીવસ્થાનકે મૂળ પ્રકૃતિની બંધ, ઉદય, ઉદીરણા અને સત્તા કહે છે,—

સંજ્ઞી પંચેદ્રિય પર્યાપ્તા વર્જીને શેષ તેર જીવ-સ્થાનકને વિષે સાત અથવા આઠ પ્રકૃતિનો બંધ અને ઊદી-રણા હોય. તે કેમ ? આયુર્બંધ કાલે આઠે કર્મનો બંધ હોય અને આયુ ન બાંધતો હોય ત્યારે સાતનો બંધ હોય, એક ભવે આયુર્બંધ એક જ વાર હોય અને સાત કર્મ તો જીવ સદાયે સમયે સમયે બાંધે છે તથા જ્યારે ભોગવતા ભવનું આયુ ૧ આવલિકા શેષ ( બાકી ) હોય ત્યારે તે આયુની ઊદીરણા ન હોય, માટે ત્યાં સાતની ઊદી-રણા હોય તે શિવાય સર્વત્ર ૮ની ઊદીરણા હોય.તથા તેરે(૧૩) જીવસ્થાનકને વિષે આઠે કર્મ સત્તાએ અને ઊદયે હોય. તે કેમ ? ઉપશાતમોહ લગે આઠે કર્મની સત્તા છે અને સૂક્ષ્મ સંપરાય લગે આઠેનો ઊદય છે અને એ તેરે (૧૩) જીવસ્થાનકને વિષે પહેલું બીજું અને ચોથું ગુણઠાણું પામીએ તે માટે હોઈ શકે. ૭

---

સત્તટ્ઠ છેગ બંધા, સંતુદયા સત્ત અટ્ઠ ચત્તારિ,
સત્તટ્ઠ છ પંચ દુગ , ઉદીરણા સન્નિપજ્જત્તે ॥ ૮ ॥

---

બીજાએ મનુષ્યોને મારવા જણાવ્યું, ત્રીજાએ પુરૂષોને મારવા જણા વ્યું, ચોથાએ હથીયારબંધ હોય તેવા પુરૂષોને મારવા જણાવ્યું, પાંચમાએ લડવાને તૈયાર હોય—લડતા હોય તેવાને મારવા જણાવ્યું અને છઠ્ઠે એ ફક્ત ધન લુંટી લેવા જણાવ્યું એ ૭ પુરૂષના અધ્ય વસાય મુજબ કૃષ્ણાદિ ૭ લેશ્યાવાળાના અધ્યવસાયો જાણવા

| | |
|---|---|
| સત્તઠ્ઠ–સાત આઠ | ચત્તારિ–ચાર. |
| છેગ–છ તથા એક | પંચદુગં–પાંચ અને બે |
| બંધા–બંધો | ઉદીરણા–ઉદીરણા |
| સંત–સત્તા | સન્નિ પજ્જત્તે–સન્નિ પર્યાપ્તાને વિષે |
| ઉદયા–ઉદય | |

અર્થ– સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તાને વિષે સાત, આઠ, છ અને એક કર્મનો બંધ હોય; સત્તા અને ઉદય સાત, આઠ અને ચાર કર્મના હોય અને ઉદીરણા સાત, આઠ, છ, પાંચ અને બે કર્મની હોય. ૮

વિવેચન—સંજ્ઞિ પંચેંદ્રિય પર્યાપ્તાને વિષે ચારભેદે બંધ છે. તે કયા?સાતનો બંધ૧,આઠનો બંધ ૨, છનો બંધ૩,એકનોબંધ ૪, તેમાં આયુવર્જીને સાતનો બંધ તે જઘન્યથી અંતર્મુહુર્ત્ત લગે અને ઉત્કૃષ્ટો છમાસે ઊણાં ૩૩સાગરોપમ તે વળી અંતર્મુહૂર્તે ઊણ પૂર્વકોડીને ત્રીજે ભાગે અધિક[૧] એટલો રહે, આઉખાને બંધ કાળે આઠનો બંધ તે જઘન્યથી અને ઉત્કૃષ્ટથી પણ અંતર્મુહૂર્ત્ત રહે. આઉખાનો બંધકાળ અંતર્મુહૂર્ત્તજ હોય તે માટે. તથા આયુ અને મોહનીય વર્જીને સૂક્ષ્મસંપરાયે છનો બંધ હોય, તે જઘન્ય ૧ સમય રહે. કોઇક જીવ તિહાં એક સમય રહીને અનુત્તર વિમાને જાય, તિહાં અવિરતિ ગુણઠાણે અવશ્ય સાત (૭) નો બંધક થાય, તે માટે છનો બંધક જઘન્ય એક સમય રહે, ઉત્કૃષ્ટો અંતર્મુહૂર્ત્ત રહે. સૂક્ષ્મ સંપરાયનું

૧ પૂર્વ કોડી વર્ષના આયુષ્યવાળા જીવે આયુષ્યનો ત્રીજો ભાગ શેષ હોય ત્યારે સર્વાર્થસિદ્ધ વિમાનના દેવનું ૩૩ સાગરોપમનું આયુષ્ય બાંધ્યું હોય તે આશ્રયી ,સાત પ્રકૃતિનો ઉત્કૃષ્ટ બંધ જાણવો.

એટલુ જ માન છે, પછી એકનો બધક થાય અથવા સાતનો બધક થાય, તથા તે છમાહેથી પાચ પ્રકૃતિના બધને વ્ય વચ્છેદે એક સાતાવેદનીયનો બધક હોય, તે જઘન્યથી એક સમય ઉપશમશ્રેણિએ હોય, ઉત્કૃષ્ટપણે દેશે ઊણી પૂર્વકોડી લગે તેરમે ગુણઠાણે રહે. એ જીવ પહેલાથી સાતમા ગુણઠાણા લગે સાત તથા આઠનો બધક, ત્રીજે આઠમે નવમે સાતનોજ બધક, દશમે છનો બધક, અને અગ્યારમે બારમે તેરમે એકનો બધક હોયતથા સજ્ઞીપચેદ્રિય પર્યાસાને સત્તા અને ઉદય આશ્રયીને ત્રણ સ્થાનક હોય. તે એક સાત ( ૭ ) તે ૧, આઠનુ ૨, ચારનુ ૩, તિહા આઠની સત્તા અભવ્યને અનાદિ અનત અને ભવ્ય આશ્રયી અનાદિ સાત હોય. તથા મોહને ક્ષયે ક્ષીણમોહ ગુણઠાણે સાતની સત્તા તે જઘન્ય અને ઉત્કૃષ્ટ પણ અતર્મુહૂર્ત હોય. સયોગિ ગુણઠાણે ઘાતિકર્મ ૪ ને ક્ષયે ચારની સત્તા, તે જઘન્ય અતર્મુહૂર્ત. ઉત્કૃષ્ટપણે નવ વરસે ઊણી પૂર્વકોડિ હોય તથા આઠનો ઉદય અભવ્ય આશ્રયીને અનાદિ અનત, ભવ્ય આશ્રયીને અનાદિસાત, ઉપશાતમોહથી પતિત ભવ્ય આશ્રયીને સાદિસાત, તે ઉદય ઉપશમ શ્રેણિથકી પડીને અતર્મુહૂર્ત ફરી શ્રેણિ પડિવજે તેને હોય જઘન્યથી અતર્મુહૂર્ત સુધી અને ઉત્કૃષ્ટો દેશે ઊણો અર્દ્ધપુદ્ગળ પરાવર્ત્ત-એટલે કાળે ફરી શ્રેણિ કરે તે માટે. મોહનીય વર્જીને સાતનો ઉદય તે ઉપશાતમોહે તથા ક્ષીણમોહે પામીએ. તિહા જઘન્ય એક સમય-ઉપશાતમોહે ૧ સમય સાતનો ઉદયી થઈને ભવક્ષયે પડે તે પાછો આઠનો ઉ૦યી થાય, ઉત્કૃષ્ટો અતર્મુહૂર્ત-ઉપશાતમોહ અને ક્ષીણમોહનુ માન અતર્મુહૂર્ત તુ છે, પછી આઠનો ઉદયી અથવા ચાર ૪નો ઉદયી થાય. ચાર ઘાતિકર્મને ક્ષયે ચારનો ઉદયી તેરમે ચૌદમે ગુણઠાણે હોય, તે જઘન્ય અતર્મુહૂર્ત,

ઉત્કૃષ્ટ નવ વરસે ઊણી પૂર્વકોડિ હોય.એ સંબંધી વિશેષ કહેછે-મિથ્યાત્વથી માંડીને ઉપશાંતમોહ લગે આઠની સત્તા, ક્ષીણમોહે સાતની સત્તા અને સયોગી અયોગીએ ચાર (૪)ની સત્તા. તથા મિથ્યાત્વથકી સૂક્ષ્મસંપરાય લગે આઠનો ઊદય, ઉપશાંતમોહ અને ક્ષીણમોહે સાતનો ઊદય, સયોગીએ તથા અયોગીએ ચારનો ઉદય હોય.

તથા સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તાને ઊદીરણા સ્થાનક પાંચ હોય. તે કેમ ? ૭, ૮, ૬,૫, ૨, તિહાં જ્યારે ભોગવતા ભવનું આયુ એક આવલિકા શેષ હોય ત્યારે આયુઃ કર્મની ઊદીરણા ન હોય ત્યારે સાતની ઊદીરણા હોય, તે વિના આઠની ઊદીરણા હોય.તિહાં મિથ્યાત્વથી પ્રમત્તલગે સાત અથવા આઠની ઊદીરણા અને મિશ્રે તો સદૈવ આઠનીજ હોય, *મરણાભાવાત્. તથા અપ્રમત્ત થકી સૂક્ષ્મસંપરાયની એક આવલિકા થાકતી(બાકી) હોય ત્યાં લગે વેદનીય આયુઃ વર્જીને છની ઊદીરણા, તે આવલિકા થાકતે મોહનીયની ઊદીરણા ન હોય,આવલિકા પ્રવિષ્ટ માટે. તિહાંથી યાવત્ બારમાની આવલિકા થાકતી હોય ત્યાં લગે પાંચની ઊદીરણા, તે ક્ષીણમોહની આવલિકા થાકતે જ્ઞાનાવરણીય ૧, દર્શનાવરણીય ૨ અને અંતરાય ૩, એ ત્રણની આવલિકા પ્રવિષ્ટ થયા માટે ઊદીરણા ન હોય. ત્યારે નામ ૧, ગોત્ર ૨; એ બેની ઊદીરણા હોય. એમ સયોગીએ પણ બેની ઊદીરણા અને અયોગીએ અનુદીરક હોય. યદ્યપિ અયોગીએ ભવોપગ્રાહી (૪) ચાર કર્મનો ઊદય છે તોપણ યોગને અભાવે ઊદીરણા ન હોય, ઊદીરણા તો યોગ વશ છે તે માટે. ૮

---

* મરણનો અભાવ છે માટે.

## ચતુર્દશજીવસ્થાનેષુ દ્વારાષ્ટક ય ત્રઙે અલ્પબહુત્વં ચાત્રગ્રંથેડનુક્તમપિ પ્રજ્ઞાપનાનુસારેણ લિખિતમસ્તીતિ.

| | જીવસ્થાનેષુ | ગુણઠાણ ૧૪ | યોગ ૧૫ | ઉપ૦ ૧૨ | લેશ્યા ૬ | કર્મ બંધ | ઉ૦ય | ઉદીરણા | સત્તા | અલ્પ બહુત્વ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | એકેંદ્રિય સૂક્ષ્મ અપર્યાપ્તા | ૧ | ૨।૩ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | અસખ્યાતગુણા | ૧૩ |
| ૨ | એકેંદ્રિય સૂક્ષ્મ પર્યાપ્તા. | ૧ | ૧ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | સખ્યાતગુણા | ૧૪ |
| ૩ | એકેંદ્રિય બાદર અપર્યાપ્તા | ૧।૨ | ૨।૩ | ૩ | ૪ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | અસખ્યાત ગુણા | ૧૨ |
| ૪ | એકેંદ્રિય બાદર પર્યાપ્તા | ૧ | ૩ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | અનતગુણા ગુણા | ૧૧ |
| ૫ | બેઇંદ્રિય અપર્યાપ્તા | ૧।૨ | ૨।૩ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | વિશેષાધિક | ૧૦ |
| ૬ | બેઇંદ્રિય પર્યાપ્તા | ૧ | ૨ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | વિશેષાધિક | ૫ |
| ૭ | તેઇંદ્રિય અપર્યાપ્તા | ૧।૨ | ૨।૩ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | વિશેષાધિક | ૯ |
| ૮ | તેઇંદ્રિય પર્યાપ્તા | ૧ | ૨ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | વિશેષાધિક | ૬ |
| ૯ | ચઉરિંદ્રિય અપર્યાપ્તા | ૧।૨ | ૨।૩ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | વિશેષાધિક | ૮ |
| ૧૦ | ચઉરિંદ્રિય પર્યાપ્તા | ૧ | ૨ | ૪ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | સખ્યાતગુણા | ૩ |
| ૧૧ | પચેંદ્રિય સમુ૦ અપર્યાપ્તા૦ | ૧।૨ | ૨।૩ | ૩ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | અસખ્યાતગુણા | ૭ |
| ૧૨ | અસન્ની પચેંદ્રિય પર્યાપ્તા | ૧ | ૨ | ૪ | ૩ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | વિશેષાધિક | ૪ |
| ૧૩ | સન્ની પચેંદ્રિય અપર્યાપ્તા | ૧,૨,૪ | ૩।૪ | ૮ | ૬ | ૭।૮ | ૮ | ૭।૮ | ૮ | અસખ્યાતગુણા | ૨ |
| ૧૪ | સન્ની પચેંદ્રિય પર્યાપ્તા | ૧૪ | ૧૫ | ૧૨ | ૬ | ૭।૮।૬।૧ | ૭।૮।૪ | ૭।૮।૬।૫।૨ | ૭।૮।૪ | સર્વ થોવા (સર્વથી થોડા) | ૧ |

## માર્ગણાસ્થાન.

ગઇઇંદિએ ય કાએ, જોએ વેએ કસાયનાણેસુ;
સંજમ દંસણ લેસા, ભવ સમ્મે સન્નિ આહારે ॥ ૯॥

| | |
|---|---|
| ગઇ ઇંદિએ-ગતિ અને ઇંદ્રિયમાં | સંજમ-સંયમમાં |
| | દંસણ-દર્શનમાં |
| કાએ-કાયમાં | લેસા-લેશ્યામાં |
| જોએ-યોગમાં | ભવ-ભવ્યમાં |
| વેએ-વેદમાં | સમ્મે-સમ્યકત્વમાં |
| કસાય-કષાયમાં | સન્નિ-સન્નિમાં |
| નાણેસુ-જ્ઞાનમાં | આહારે-આહારમાં |

વિવેચન—હવે ૧૪ માર્ગણાસ્થાન કહે છે. ૪ ગતિદ્વાર ૧, ૫ ઇંદ્રિયદ્વાર ૨, ૬ કાયદ્વાર ૩, ૩ યોગદ્વાર ૪, ૩ વેદદ્વાર ૫, ૪ કષાયદ્વાર ૬, ૮ જ્ઞાનદ્વાર ૭, ૭ સંયમદ્વાર ૮, ૪ દર્શનદ્વાર ૯, ૬ લેશ્યાદ્વાર ૧૦, ૨ ભવ્યદ્વાર ૧૧, ૬ સમ્યકત્વદ્વાર ૧૨, ૨ સંજ્ઞિદ્વાર ૧૩, ૨ આહારીદ્વાર૧૪, એ એકેકા માર્ગણાદ્વારને વિષે સર્વજીવ આવે. ૯

## ચૌદમાર્ગણાના બાસઠ ઉત્તર ભેદ.

સુરનરતિરિનિરયગઇ,ઇગબિઅતિઅચઉપણિંદિ છક્કાયા;
ભૂજલજલણાનિલવણ-તસા ય મણવયણતણુજોગા. ૧૦

| | |
|---|---|
| સુર-દેવગતિ | બિઅ-બેઇંદ્રિય |
| નર-મનુષ્ય ગતિ | તિઅ-તેઇંદ્રિય |
| તિરિ-તિર્યંચ ગતિ | ચઉ-ચઉરિંદ્રિય |
| નિરયગઇ-નરક ગતિ | પણિંદિ-પંચેંદ્રિય |
| ઇગ-એકેંદ્રિય | છક્કાયા-છકાયો |

| | |
|---|---|
| ભૂ-પૃથ્વીકાય | ય-અને |
| જલ-અપ્કાય | મણુ-મનોયોગ |
| જલણુ-તેઉકાય | વયણુ-વચનયોગ |
| અનિલ-વાઉકાય | તણુજોગા-કાય યોગ ( એ ત્રણ યોગ ) |
| વણુ-વનસ્પતિકાય | |
| તસા-ત્રસકાય | |

વિવેચન—હવે એ ૧૪ મૂળભેદના ૬૨ ઉત્તર માર્ગણાદ્વાર કહે છે. દેવગતિ ૧, મનુષ્યગતિ ૨, તિર્યંચગતિ ૩, નરકગતિ ૪, એ ચાર ભેદ ગતિમાર્ગણા એક સ્પર્શને દ્રિયવંત તે એકેદ્રિય ૧, સ્પર્શન અને રસન એ બે ઇદ્રિયવંત તે બેઇદ્રિય ૨, રસન, સ્પર્શન અને ઘ્રાણવંત તે તેઇદ્રિય ૩, સ્પર્શન, રસન, ઘ્રાણ અને ચક્ષુવંત તે ચૌરિદ્રિય ૪, સ્પર્શન, રસન, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોતવંત તે પંચેદ્રિય ૫, એ પાંચ ભેદ ઇદ્રિયમાર્ગણા કહીએ. પૃથ્વીકાય ૧, અપ્કાય ૨, તેઊકાય ૩, વાયુકાય, ૪, વનસ્પતિકાય ૫ અને ત્રસકાય તે બેદ્રિયાદિક, એ ૭ કાય કહી. મનોયોગી તે સંજ્ઞીપંચેદ્રિય ૧, વચનયોગી તે બેઇદ્રિયાદિક ૨, કાયયોગી તે સર્વ સંસારી ૩, એ ત્રણભેદ યોગમાર્ગણા જાણવી (૪). ૧૦

---

વેઅ નરિત્થિનપુંસા, કસાય કોહમયમાયલોભત્તિ ॥
મંઇ સુઅવહિ મણ કેવલ, વિભંગમઇસુઅનાણુસાગારા.

| | |
|---|---|
| વેઅ-વેદ ( ત્રણ ) | સુઅ-શ્રુતજ્ઞાન |
| નર-પુરૂષવેદ | અવહિ-અવધિ જ્ઞાન |
| ઇત્થિ-સ્રીવેદ | મણુ-મન પર્યવજ્ઞાન |

નપુંસા-નપુંસકવેદ
કસાય-કષાય ( ચાર )
કોહ-ક્રોધ
મય-માન
માય-માયા
લોભત્તિ-લોભ એમ
મઇ-મતિજ્ઞાન
કેવલ-કેવલ જ્ઞાન
વિભંગ-વિભંગ જ્ઞાન
મઈ-મતિ અજ્ઞાન
સુઅનાણ-શ્રુત અજ્ઞાન ( તે )
સાગારા-સાકારોપયોગ જાણવાં

વિવેચન—હવે ત્રણ ભેદે વેદમાર્ગણા—પુરૂષવેદી ૧, સ્ત્રીવેદી ૨, નપુંસકવેદી ૩. હવે ચાર ભેદે કષાય માર્ગણા-ક્રોધ કષાયી ૧, માન કષાયી ૨, માયા કષાયી ૩, લોભ કષાયી ૪. હવે જ્ઞાનમાર્ગણા કહે છે-મતિજ્ઞાની ૧, શ્રુતજ્ઞાની ૨, અવધિજ્ઞાની ૩, મનઃપર્યવજ્ઞાની ૪, કેવળજ્ઞાની ૫, વિભંગજ્ઞાની ૬, મતિઅજ્ઞાની ૭ અને શ્રુતઅજ્ઞાની ૮. મિથ્યાત્વ પંકે મલિન તે અજ્ઞાન-જ્ઞાન તે વિશેષોપયોગ માટે સાકારોપયોગ કહીએ. અને આગળ દર્શન કહેશે તે સામાન્યોપયોગ માટે અનાકારોપયોગ કહીએ. ઈહાં સંસારમાંહે સર્વવસ્તુનું જાણવું તે બે ભેદે હોય. સામાન્યપણે અને વિશેષપણે, તિહાં સામાન્યપણે વૃક્ષ માત્ર દીઠું તે અનાકાર દર્શન કહીએ અને તે તાલતમાલાદિક વિશેષપણે ધારવું તે સાકારજ્ઞાન કહીએ. એ આઠ જ્ઞાન માંહે સર્વ જીવ આવ્યા. ૧૧

સામાઇઅછેઅપરિહાર, સુહુમઅહખ્ખાયદેસજયઅજયા;
ચખ્ખુ અચખ્ખુ ઓહી-કેવલદંસણ અણાગારા ॥૧૨॥

સામાઇઅ-સામાયિક ચારિત્ર
છેઅ-છેદોપસ્થાપનીય
પરિહાર-પરિહારવિશુદ્ધિ
સુહુમ-સૂક્ષ્મસંપરાય

| | |
|---|---|
| અહખાય-યથાખ્યાત | ઓહી-અવધિદર્શન |
| દેસજય-દેશવિરતિ | કેવળદ સણુ-કેવળ દર્શન |
| અજયા-અવિરતિ (એ સાત સયમ) | (એ ચાર દર્શન) |
| ચખ્ખુ-ચક્ષુદર્શન | અણાગારા-તે અનાકારોપ યોગ જાણવા |
| અચખ્ખુ-અચક્ષુદર્શન | |

વિવેચન—હવે સાત ભેદે સયમમાર્ગણા કહે છે-સામાયક સયમી ૧, છેદોપસ્થાપનીય સયમી ૨, પરિહારવિશુદ્ધિ સયમી ૩, સૂક્ષ્મ સ પરાય સયમી ૪, યથાખ્યાત સયમી ૫, દેશસયમી તે દેશવિરતિ ૬, અસયમી તે અવિરતિ ૭, એ સાત ભેદે સયમ માર્ગણા જાણવી. હવે એનુ વિવેચન કહે છે.-સમભાવ તે રાગ દ્વેષ રહિતપણ તેનો આય-લાભ છે જ્યા તે સામાયિક કહિયે, તે સામાયિક બે ભેદે છે,-[1]ઇત્વરિક ૧, [2]યાવત્કથિત ૨, તિહા શ્રી ઋષભ અને વીર તીર્થે દીક્ષાના દિવસે સામાયિક ચારિત્ર ઉચ્ચરે, તે ઉપસ્થાપના લગે જ રહે, તે માટે ઇત્વરિક કહીએ અને બાવીશ તીર્થંકરના વારે તથા મહાવિદેહક્ષેત્રમા દીક્ષાના દિવસે સામાયિક ઉચ્ચરે તે યાવજ્જીવ લગે રહે, તે યાવત્કથિત કહીએ. ઇત્વરિકને પચમહાવ્રત પ્રતિક્રમણ સહીત અને સ્થિત કલ્પ હોય. અને યાવત્કથિતને ચાર મહાવ્રત અને અસ્થિત કલ્પ હોય ૧ પૂર્વ પર્યાય છેદીને અનેરા વિશુદ્ધ પર્યાયનુ ઉપસ્થાપન કરવુ તે છેદોપસ્થાપનીય કહીએ અને તે બે ભેદે-સાતિચાર ૧, નિરતિચાર ૨ તિહા મૂળ ગુણને ભગે પૂર્વ પર્યાયનો છેદ કરીને ફરી ઉપસ્થાપના-વ્રતારોપણ કરે તે સાતિચાર કહીએ અને શ્રી ઋષભ અને વીર તીર્થે દીક્ષા પછી યોગોદ્વહનાનન્તરે ફરી ઉપસ્થાપના કરે ત્યારે પૂર્વ પર્યાયનો

૧ થોડો કાળ રહે તેનુ ૨ કાયમ રહે તેનુ

છેદ કરે, તથા તીર્થ થકી અન્ય તીર્થે સંક્રમણ કરે ત્યારે, જેમ શ્રી પાર્શ્વનાથના સાધુ કેશી ગાંગેય પ્રમુખે શ્રી વીરના શાસનમાં આવી પંચ મહાવ્રત ઉચ્ચરી પૂર્વ પર્યાય છેદીને નવો પર્યાય ગ્રહ્યો, એ નિરતિચાર કહીએ. એ છેદોપસ્થાપનીય ચારિત્ર ભરત ઐરવત ક્ષેત્રે પહેલા છેલ્લા જિનને વારે જ હોય ૨. પરિહાર તે તપ વિશેષ તેણે કરીને વિશુદ્ધિ છે જે ચારિત્રને વિષે તે પરિહારવિશુદ્ધિ કહીએ. તે બે ભેદ-" નિવિશમાન " ૧, " નિર્વિષ્ટકાયિક " ૨, તિહાં ચારિત્રના ધરણહાર તે નિર્વિશમાન અને તે ચારિત્રિયાની સેવાના કરનાર તે નિર્વિષ્ટકાયિક કહીએ. તે કેમ ? ઇહાં નવ જણા ઉત્કૃષ્ટ પરિણામી વજ્રર્ષભનારાચ સંઘયણવંત જઘન્યથી ઓગણત્રીશ વરસના ગૃહસ્થ પર્યાય અને વીશ વરસના દીક્ષા પર્યાયવંત, ઉત્કૃષ્ટા પૂર્વ કોડિના પર્યાયવાળા, ગચ્છથી જુદા નીકળે તે નવનો જ ગચ્છ થાપે, તિહાં એક વાચનાચાર્ય અને ચાર નિર્વિશમાન તે વિશેષ તપના કરનાર અને ચાર તેના અનુચારી હોય. તિહાં નિર્વિશમાન તે ઉન્હાળે જઘન્ય ચતુર્થ, મધ્યમ છઠ્ઠ, ઉત્કૃષ્ટો અઠ્ઠમ કરે. શીયાળે જઘન્ય [1]છઠ્ઠ, મધ્યમ [2]અઠ્ઠમ, ઉત્કૃષ્ટો [3]દશમ કરે. વર્ષાકાળે જઘન્ય અઠ્ઠમ, મધ્યમ દશમ, ઉત્કૃષ્ટો [4]દુવાલસ ભક્ત કરે, પારણે અભિગ્રહ સહિત આંબિલ કરે અને તેના સેવક તે નિત્યે આંબિલ કરે; એમ છમાસલગે કરીને પછી પારહારિક તે અનુચર થાય, અને અનુચર તે પરિહારિક થાય, એમ છમાસ લગે તે તપ કરે. ત્યારપછી વાચનાચાર્ય તે પ્રકારે તપ કરે અને આઠમાંથી એકને વાચનાચાર્ય થાપે, અને છમાસલગે સાત સેવાકારી થાય. એમ અઢાર માસે એ તપ પૂર્ણથયે વળી ફરી એજ તપ આદરે કે જિનકલ્પ આદરે અથવા ગચ્છમાં આવે. એ

૧ બે ઉપવાસ ૨ ત્રણ ઉપવાસ. ૩ ચાર ઉપવાસ. ૪ પાંચ ઉપવાસ.

ચારિત્રિયા તીર્થંકરના શિષ્ય અથવા શિષ્યના શિષ્ય હોય પણ પાછળના ન હોય પ્રથમ અંતિમ જિનને વારે ભરત ઐરવતેજ હોય ૩. સૂક્ષ્મ-અંશમાત્ર છે સંપરાય-કષાય જ્યાં તે સૂક્ષ્મસંપરાય ચારિત્ર. તે બે ભેદ-સંકિલશ્યમાન ૧, વિશુદ્ધમાન ૨, ઉપશમ શ્રેણિથી પડતા સંકિલશ્યમાન હોય અને શ્રેણિએ ચઢતા વિશુદ્ધમાન હોય ૪. યથાતથ્યપણે કરીને કષાય રહિતપણા માટે ખ્યાત-પ્રસિદ્ધ તે યથાખ્યાત ચારિત્ર, તે બે ભેદ-છદ્મસ્થ ૧, કેવળી ૨. છદ્મસ્થ બે ભેદ-ઉપશાંત મોહ ૧, ક્ષીણમોહ ૨. કેવળી બે ભેદ-સયોગી ૧, અયોગી ૨, ૫. નિરપરાધી ત્રસજીવને સંકલ્પીને નિરપેક્ષપણે વધ ન કરે તે દેશયતિ-દેશ વિરતિ કહીએ, પાંચમે ગુણઠાણે વર્ત્તતા, વીશ વિશ્વા જીવદયાવંત સાધુધર્મની અપેક્ષાએ શ્રાવકને સવા વિશ્વાની દયા હોય તે માટે દેશસંયત—*जीवा सुहुमा थूला, संकप्पारंभओ य ते दुविहा॥ सावराह निरवराहा, साविरका चेव निरविरका ॥ १ ॥ ૬. નથી લગારે વિરતિ જેને એવા અર્થાત્ વિરતિ રહિત તે અયત-

* સાધુને વીશ વિશ્વાની દયા હોય તે અપેક્ષાએ ગૃહસ્થને દશ વિશ્વાની દયા હોય, તે આ પ્રમાણે-સાધુ સૂક્ષ્મ (સ્થાવર)અને બાદર(ત્રસ) બંને પ્રકારના જીવોનો વધ ન કરે પરંતુ ગૃહસ્થો સૂક્ષ્મ જીવોની દયા પાળી શકે નહિ તેથી દશ વિશ્વા બાકી રહ્યા બાદર જીવની વિરાધનાના સંકલ્પથી અને આરંભથી એવા બે ભેદ છે, તેમાં આરંભથી દયા ગૃહસ્થ પાળી શકે નહિ માટે પાંચ વિશ્વા રહ્યા સંકલ્પ બે પ્રકારે છે-અપરાધી અને નિરપરાધી તેમાં અપરાધીની દયા ગૃહસ્થ પાળી શકે નહિ તેથી ૨॥ વિશ્વા બાકી રહ્યા નિરપરાધીના બે ભેદ સાપેક્ષ અને નિરપેક્ષ તેમાં સાપેક્ષની દયા ગૃહસ્થ પાળી શકતા નથી તેથી સવા વિશ્વાની દયા રહી

અસંયત કહીએ. મિથ્યાત્વી અને સમ્યગ્દૃષ્ટિ પણ ચોથા ગુણઠાણા લગે વર્ત્તતા સર્વજીવ અસંયત કહિયે ૭. એ સાત સંયમનો વિચાર લેશથી કહ્યો. એ સાત ભેદ માંહે સર્વ જીવ આવ્યા માટે એ સંયમ માર્ગણા કહીએ.

ચક્ષુદર્શની ૧, અચક્ષુદર્શની ૨, અવધિદર્શની ૩, અને કેવલ દર્શની ૪, એ ચાર ભેદે દર્શન માર્ગણા. સામાન્ય એટલે નથી વિશિષ્ટ વ્યક્ત આકાર જ્યાં તે અનાકારોપયોગ કહીએ, તે દર્શન જાણવું. ॥ ૪ ॥ ૧૨ ॥

---

**કિણ્હા નીલા કાઊ, તેઊ પમ્હા ય સુક્ક ભવ્વિઅરા;**
**વેઅગ ખઇગુવસમ મિચ્છ મીસ સાસાણ સન્નિઅરે. ૧૩**

| | |
|---|---|
| **કિણ્હા**–કૃષ્ણલેશ્યા | **વેઅગ**–વેદક સમ્યક્ત્વ |
| **નીલા**–નીલલેશ્યા | **ખઇગ**–ક્ષાયક સમ્યક્ત્વ |
| **કાઊ**–કાપોતલેશ્યા | **ઉવસમ**–ઔપશમિક સમ્યક્ |
| **તેઊ**–તેજોલેશ્યા | **મિચ્છ**-મિથ્યાત્વ |
| **પમ્હા**–પદ્મલેશ્યા | **મીસ**–મિશ્ર |
| **સુક્ક**–શુકલલેશ્યા | **સાસાણ**–સાસ્વાદન સમ્યકત્વ |
| **ભવ્વ**–ભવ્ય | **સન્નિ**–સન્નિ |
| **ઇઅરા**–અભવ્ય | **ઇઅરે**–અસન્નિ |

વિવેચન– કૃષ્ણલેશ્યા ૧, નીલલેશ્યા ૨, કાપોતલેશ્યા ૩, તેજોલેશ્યા ૪, પદ્મલેશ્યા ૫ અને શુકલલેશ્યા ૬, એ લેશ્યા માર્ગણા. ભવ્ય ૧, ઇતર તે અભવ્ય ૨, એ ભવ્ય માર્ગણા. સમ્યકત્વ પુદ્‌ગળ વેદે તે વેદક-ક્ષાયોપશમિક સમ્યકત્વ ૧, ત્રણ દર્શન મોહનીય ક્ષય કરે તે ક્ષાયિક ૨, ઉદીર્ણ મિ-

થ્યાત્વનો ક્ષય થયે અને અનુદીર્ણનો ઉપશમ થયે જેમા પ્રદેશવેદન અને વિપાકવેદન ન હોય તે ઔપશમિક સમ્યક્ત્વ કહીએ, તે બે ભેદ-ગ્રથિભેદસભવ ૧ અને ઉપશમ-શ્રેણિ સભવ ૨, એ ત્રીજુ ૩, અશુદ્ધ પુદ્ગળરૂપ અવળી અતિવત તે મિથ્યાત્વ ૪, અર્ધ્ધ શુદ્ધ પુદ્ગળિક તે મિશ્ર ૫, ઔપશમિક સમ્યક્ત્વ વમતા સ્વાદ માત્ર હોય તે સાસ્વાદન ૬, એ ૭ માહે સર્વ જીવ આવ્યા, એ સમ્યક્ત્વ માર્ગણા. દીર્ધકાલિકી સજ્ઞાવત મન સહિત તે સજ્ઞી ૧, તેથી ઇતર મનરહિત તે અસજ્ઞી ૨, એ સજ્ઞી માર્ગણા. ॥ ૧૩ ॥

---

## માર્ગણાને વિષે જીવ ભેદ.

આહારેઅર ભેઆ,સુરનિરયવિભ ગમઇસુઓહિદુગે,
સમ્મત્તતિગે પમ્હા,સુક્કા સન્નીસુ સન્નિદુગ ॥ ૧૪ ॥

આહાર–આહારક
ઇઅર–ઇતર ( અણાહારક )
ભેઆ–ભેદો ( થાય છે )
સુર–દેવગતિ
નિરય–નરકગતિ
વિભ ગ–વિભ ગજ્ઞાન
મઇ–મતિજ્ઞાન
સુઅ–શ્રુતજ્ઞાન
ઓહિદુગે–અવધિજ્ઞાન અને અવધિદર્શનને વિષે
સમ્મત્તતિગે સમ્યકત્વત્રિકમા
પમ્હા–પદ્મલેશ્યા
સુક્કા–શુક્લલેશ્યા ( અને )
સન્નીસુ–સજ્ઞીમા
સન્નિદુગ –સન્નિદ્વિક ( સન્નિ પચેદ્રિય પર્યાપ્તા અને અપર્યાપ્તા ) હોય

અર્થ—આહારી અને અણાહારી (એ ચૌદ માર્ગણાના પેટાભેદ ૬૨) ભેદો જાણવા. દેવગતિ, નરકગતિ, વિભગ જ્ઞાન, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અવધિદર્શન, સમ્યક્ત્વ

ત્રિક, પદ્મલેશ્યા, શુક્લ લેશ્યા અને સંજ્ઞિપંચેંદ્રિયને વિષે સંજ્ઞિપંચેંદ્રિય પર્યાપ્તા અને સંજ્ઞિપંચેંદ્રિય અપર્યાપ્તા એ બે જીવ ભેદ હોય છે. ૨૪

વિવેચન—[1]ઓજે, [2]લોમે, [3]કવળે, આહાર લે તે આહારી ૧, વિગ્રહગતિએ કેવળિ સમુદ્ઘાતે આહાર ન લે તે અણાહારી ૨, એ આહારમાર્ગણા. એ પ્રકારે ચૌદ મૂળ માર્ગણાના પૂર્વોક્ત ૬૨ ઉત્તર માર્ગણા ભેદ હોય. એકેકી મૂળ માર્ગણા માંહે સર્વ જીવ આવે. હવે એને વિષે જીવ સ્થાનક કહે છે.–દેવગતિને વિષે ૧, નરકગતિને વિષે ૨, [4]વિભંગજ્ઞાનીને વિષે ૩, મતિજ્ઞાનીને વિષે ૪, શ્રુતજ્ઞાનીને વિષે ૫, અવધિજ્ઞાની ૬ તથા અવધિદર્શનીને વિષે ૭, ઔપશમિક ૧, ક્ષાયોપશમિક ૨, ક્ષાયિક ૩, એ ત્રણ સમ્યક્ત્વને વિષે ૧૦, પદ્મલેશ્યાને વિષે ૧૧, શુક્લ લેશ્યાને વિષે ૧૨ અને સંજ્ઞીને વિષે ૧૩; એ તેર માર્ગણાને વિષે સંજ્ઞી પંચેંદ્રિય પર્યાપ્તો ૧ અને અપર્યાપ્તો ૨, એ બે જીવના ભેદ હોય.* ઈહાં અપર્યાપ્તો તે સર્વત્ર કરણઅપર્યાપ્તો

---

૧ ઉત્પત્તિ સમયે કાર્મણ શરીરવડે આહાર લેવાય છે તે. ૨ રોમ–રૂવાડાંના સ્પર્શવડે આહાર લેવાય તે. ૩ કોળીયાવડે આહાર લેવાય તે.

૪ મનસઃ મનનો સર્વતઃ સર્વ બાજુથી પરિચ્છેદઃ અવબોધ (જ્ઞાન) તે મનઃપર્યંવ મનઃપર્યવ જ્ઞાન જાણવું અને મનસઃ મનનો પર્યાય. ધર્મ તે સંબંધિ જ્ઞાન તે મન.પર્યાય મનઃપર્યાય જ્ઞાન જાણવું.

* એ તેર માર્ગણાને વિષે સંજ્ઞિપંચેંદ્રિય જીવ ઉપજે માટે પર્યાપ્તો અને અપર્યાપ્તો એ બે ભેદ કહ્યા. લબ્ધિ અપર્યાપ્તા તથાવિધ શુદ્ધિને અભાવે એ તેર માર્ગણામાં ન હોય માટે કરણ અપર્યાપ્તા લેવા. પંચસંગ્રહમાં વિભંગજ્ઞાને સંજ્ઞિપર્યાપ્તનો એક જ જીવ ભેદ હોય

જાણવો પણ લબ્ધિ અપર્યાપ્તો નહી. ઇહા ત્રણ સમ્યકત્વને વિષે જીવના ભેદ ૨ કહ્યા પણ ઔપશમિક સમ્યકત્વને વિષે અપર્યાપ્તા સંજ્ઞી પંચેંદ્રિય કેમ હોય? ટીકાકારે લખ્યુ છે જે ઉપશમ સમ્યકત્વવંત મરીને અનુત્તર વિમાને જાય ત્યા અપર્યાપ્તપણે ઔપશમિક સમ્યકત્વ હોય, પછી ક્ષાયિક પામે. પણ વળી ટીકામા કહ્યુ જે-ઔપશમિક સમ્યકત્વી મરે નહી તેમ આયુ ન બાંધે, ત્યારે તે અપર્યાપ્તો કેમ હોય? તથા વળી અન્ય ગ્રંથે કહ્યુ છે જે ઉપશમ શ્રેણિથી ઉપશમ સમ્યકત્વી તે અદ્ધા (કાળ) ક્ષયેજ પડે. અને ભવ ક્ષયે મરે તે ક્ષાયિકજ હોય. તે મરીને અનુત્તર વિમાને જાય. यत -उवसमसेढिं पत्ता, मरंति उवसमगुणेसु जे सत्ता ॥ ते लवसत्तमदेवा, सव्वट्ठे खयसमत्तजुआ[1] ॥ १ ॥ ઈહા ઘણુ વિચારવા યોગ્ય છે. ૧૪

તમસન્નિ અપજ્જજુય,નરે સબાયરઅપજ્જ તેઊએ;
થાવરઇગિંદિ પઢમા,ચઉ બાર અસન્નિ દુ દુ વિગલે ૧૫

એમ કહ્યુ છે, તે અસંજ્ઞિમાંથી આવેના દેવતા નારકીને અપર્યાપ્તાવસ્થાએ વિભંગજ્ઞાન ન હોય તે અપેક્ષાએ જાણવુ કેટલાક સમ્યગ્દૃષ્ટિ જીવો ત્રણ જ્ઞાનસહિત સંજ્ઞિપંચેદ્રિયમા અવતરે છે, માટે મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન અને અવધિદર્શનને વિષે સંજ્ઞિ અપર્યાપ્તાનો ભેદ ગણ્યો છે બદ્ધાયુ ક્ષાયિક સમ્યક્ત્વી સમ્યક્ત્વ સહિત સંજ્ઞિ પંચેદ્રિયમાં અવતરે તે અપેક્ષાએ સંજ્ઞિઅપર્યાપ્તો લીધો છે

૧ ઉપશમ શ્રેણીએ ચડેલા ઉપશાંત મોહ ગુણઠાણાને પ્રાપ્ત થયેલા જે જીવો મરણ પામે છે તે લવસત્તમ દેવો (સાત લવ આયુષ્ય ઓછુ હોવાથી સર્વાર્થસિદ્ધ વિમાનમા ઉત્પન્ન થયેલા દેવો) સર્વાર્થસિદ્ધ વિમાનમાં ક્ષાયિકસમ્યકત્વ સહિત હોય છે

| | |
|---|---|
| તં-તે બે ભેદ | થાવર-સ્થાવર (પાંચ)માં |
| અસન્નિ-અસન્ની | એગિંદિ-એકેંદ્રિયમાં |
| અપજ્જ-લબ્ધિ અપર્યાપ્તા | પઢમાચઉ-પહેલા ચાર (જીવ ભેદ) |
| જુઅં-યુક્ત, સહિત | બાર-પ્રથમના બાર (ભેદ) |
| નરે-મનુષ્યગતિને વિષે | અસન્નિ-અસંજ્ઞીમાં (હોય) |
| સબાયરઅપજ્જ-બાદર એકેંદ્રિય અપર્યાપ્તા સહિત ( ત્રણ ) | દુ દુ-બે બે જીવભેદ |
| તેઉએ-તેજોલેશ્યામાં હોય | વિગલે-પ્રત્યેક વિકલેંદ્રિયમાં (હોય) |

અર્થ—તે ( બે ભેદ ) લબ્ધિ અપર્યાપ્તા અસંજ્ઞિએ યુક્ત (ત્રણ જીવ ભેદ) મનુષ્યગતિને વિષે હોય. બાદર એકેંદ્રિય અપર્યાપ્તા સહિત (ત્રણ) તેજો લેશ્યાને વિષે હોય. પાંચ સ્થાવર અને એકેંદ્રિયને વિષે પ્રથમના ચાર જીવ ભેદ હોય. અસંજ્ઞીમાર્ગણાને વિષે બાર જીવભેદ હોય. વિકલેંદ્રિય માર્ગણાને વિષે બબે જીવભેદ હોય. ૧૫

વિવેચન-ગર્ભજ મનુષ્યમાં સંજ્ઞીપર્યાપ્તો ૧, અપર્યાપ્તો ૨, એ બ ભેદ હોય અને સંમુર્છિમ મનુષ્યમાં અસંજ્ઞી અપર્યાપ્તો એ એક ભેદ હોય. એવં મનુષ્યમાં ૩ જીવના ભેદ હોય. તેજોલેશ્યામાંહે સંજ્ઞી અપર્યાપ્તો પર્યાપ્તો એ બે, અને બાદર એકેંદ્રિય અપર્યાપ્તો, એ ૩ ભેદ હોય. તેજોલેશ્યાવંત દેવતા એકેંદ્રિયમાં ઉપજે તેને અપર્યાપ્તપણે તેજોલેશ્યા હોય તે માટે. પાંચ સ્થાવરકાય અને એકેંદ્રિય એ છ બોલને વિષે પહેલા ચાર ભેદ હોય તે એ કે-સૂક્ષ્મ પર્યાપ્તો, અપર્યાપ્તો, બાદર પર્યાપ્તો, અપર્યાપ્તો, એવં ૪. અસંજ્ઞીને વિષે સંજ્ઞીપર્યાપ્તો, અપર્યાપ્તો,

એ બે ટાળીને શેષ બાર (૧૨) જીવના ભેદ હોય. વિકળેંદ્રિય એકેકા માહે બે બે ભે- હોય-અપર્યાપ્તા ૧, પર્યાપ્તા ૨, એ બે. બેઇંદ્રિય તેઇંદ્રિય પર્યાપ્તા, અપર્યાપ્તા, ચૌરિંદ્રિય પ-ર્યાપ્તા, અપર્યાપ્તા ૨ ॥ ૧૫ ॥

દસચરિમતસે અજયા–હારગતિરિતણુકસાયદુઅનાણે;
પઢમતિલેસાભવિઅર,–અચખ્ખુનપુમિચ્છિ સવ્વેવિ ૧૬

| | |
|---|---|
| દસ ચરિમ–દશ છેલ્લા | તિલેસા ત્રણ લેશ્યા માર્ગણામા |
| તસે–ત્રસકાયમાર્ગણાએ | ભવિઅર–ભવ્ય તથા અભવ્ય માર્ગણાએ |
| અજય–અવિરતિ માર્ગણાએ | અચખ્ખુ–અચક્ષુ દર્શન માર્ગણાએ |
| આહારક–આહારક માર્ગણાએ | નપુ–નપુસક વેદ માર્ગણાએ |
| તિરિ–તિર્યંચગતિ માર્ગણાએ | મિચ્છિ–મિથ્યાત્વ માર્ગણાએ |
| તણુ–કાયયોગ માર્ગણાએ | સવ્વે વિ–સર્વે જીવભેદ (હોય) |
| કસાય–કષાય માર્ગણાએ | |
| દુઅનાણે–બે અજ્ઞાનમાર્ગણાએ | |
| પઢમ–પ્રથમની | |

અર્થ—ત્રસકાયને વિષે છેલ્લા દશ જીવસ્થાનો હોય અવિરતિ ચારિત્ર, આહારી, તિર્યંચગતિ, કાયયોગ, કષાય, બે અજ્ઞાન, પ્રથમની ત્રણ લેશ્યા, ભવ્ય, અભવ્ય, અચક્ષુ દર્શન, નપુસક વેદ અને મિથ્યાત્વને વિષે સર્વે જીવસ્થાનો હોય. ૧૬

વિવેચન—ત્રસકાયને વિષે છેલ્લી દશ ભેદ હોય-બેઇંદ્રિય ૧, તેઇંદ્રિય ૨, ચૌરિંદ્રિય ૩, અસન્ની પચેંદ્રિય ૪, સન્ની

પંચેંદ્રિય, એ પાંચ પર્યાપ્તા, અપર્યાપ્તા એવં ૧૦. અસંયત-અવિરતિ ૧, આહારી ૨, તિર્યંચગતિ ૩, કાયયોગી ૪, ચારે કષાયી ૮, મતિ અજ્ઞાની ૯, શ્રુતઅજ્ઞાની ૧૦, પહેલી ત્રણ (૩) લેશ્યા-કૃષ્ણ, નીલ, કાપોત ૧૩, ભવ્ય ૧૪, ઈતર તે અભવ્ય ૧૫, અચક્ષુદર્શની ૧૬, નપુંસકવેદી ૧૭ અને મિથ્યાત્વી ૧૮; એ અઢાર (૧૮) બોલને વિષે સર્વે (૧૪) જીવના ભેદ હોય. ॥ ૧૬ ॥

---

પજસન્ની કેવલદુગે,સંજમમણનાણદેસમણ મીસે;
પણચરિમપજજવયણે,તિય છ વ પજ્જિઅર ચક્ખુંમિ૧૭.

**પજજસન્ની**- પર્યાપ્તાસંજ્ઞી
**કેવળદુગે**—કેવળજ્ઞાન તથા કેવળ દર્શનમાં
**સંજમ**—સંયમ માર્ગણાએ
**મણનાણ**—મન:પર્યવજ્ઞાનમાં
**દેસ**—દેશવિરતિમાં
**મણ**—મનોયોગે
**મીસે**—મિશ્રદૃષ્ટિમાર્ગણાએ
**પણચરિમ**—પાંચ છેલ્લા
**પજજ**—પર્યાપ્તા
**વયણે**—વચન માર્ગણા વિષે
**તિય**—ત્રણ
**છવ**—અથવા છ જીવભેદ
**પજ્જિઅર**—પર્યાપ્તા અને ત્રણ અપર્યાપ્તા
**ચક્ખુંમિ**—ચક્ષુદર્શનમાર્ગણાએ

અર્થ—કેવળજ્ઞાન, કેવળદર્શન, પાચ સંયમ, મન:પર્યવજ્ઞાન, દેશવિરતિ ચારિત્ર, મનોયોગ, અને મિશ્ર સમ્યક્ત્વને વિષે પર્યાપ્તા સંજ્ઞીપંચેંદ્રિય જીવ હોય. વચનયોગને વિષે પાંચ છેલ્લા પર્યાપ્તા જીવસ્થાનો હોય. ચક્ષુદર્શનને વિષે પર્યાપ્તા

ત્રણ જીવ સ્થાન અથવા ત્રણ પર્યાપ્તા અપર્યાપ્તા મળી છ જીવ સ્થાનો હોય ૧૭

વિવેચન—કેવળજ્ઞાની , કેવળદર્શની ૨, પાચ સયમી-ચારિત્રિયા ૭, મન પર્યવજ્ઞાની ૮, દેશવિરતિ ૯, મનોયોગી ૧૦ અને મિશ્રદૃષ્ટિ ૧૧ એ અગીયાર બોલને વિષે સજ્ઞી પચેદ્રિય [1]પર્યાપ્તાનો એકજ ભેદ હોય પાચ છેલ્લા તે બેઇદ્રિય ૧, તેઇદ્રિય ૨, ચૌરિદ્રિય ૩, સજ્ઞી ૪, અસજ્ઞી ૫, એ પાચે પર્યાપ્તા ભેદ વચનયોગીને વિષે હોય. ચક્ષુદર્શનીને વિષે ત્રણ અથવા છ ભેદ હોય-ચૌરિદ્રિય ૧, અસજ્ઞી પચેદ્રિય ૨, સજ્ઞી પચેદ્રિય એ ત્રણ પર્યાપ્તા હોય અને ત્રણ અપર્યાપ્તા પણ ભેળા ગણીએ ત્યારે છ ભેદ પણ હોય કેમકે એ ત્રણે અપર્યાપ્તાને પણ ઇદ્રિય પર્યાપ્તિ પૂરી થયે થકે ચક્ષુદર્શન હોય એમ પચસગ્રહની મૂળ ટીકામા પણ કહ્યુ છે. ૧૭

---

થીનરપણિ દિ ચરમા,ચઉ અણહારે દુસન્નિ છઅપજ્જા;
તે સુહુમઅપજ્જ વિણા,સાસણિ ઇત્તો ગુણે વુચ્છ ૧૮

| | |
|---|---|
| થીનરપણિ દિ-સ્રીવેદ, પુરૂષ વેદ તથા પચેદ્રિયમાં | સુહુમઅપજ્જવિણા-સૂક્ષ્મ અપર્યાપ્તા વિના(સાત) |
| ચરમાચઉ-છેલ્લા ચાર જીવભેદ | સાસણિ-સાસ્વાદન માર્ગણાએ ( હોય ) |
| અણહારે અણાહારકમાર્ગણા એ | |
| દુસન્નિ-બે સજ્ઞી ( અને ) | ઇત્તો-હવે પછી |
| છઅપજ્જા-છ અપર્યાપ્તા | ગુણે, વુચ્છ -ગુણઠાણા, કહીશુ |
| તે-તે ( આઠ ભેદ ) | |

[1] કરણપર્યાપ્તા અને લબ્ધિપર્યાપ્તા.

અર્થ—સ્ત્રીવેદ, પુરૂષવેદ અને પંચેંદ્રિયને વિષે છેલ્લા ચાર જીવ સ્થાન હોય. અણાહારીને વિષે બે સંજ્ઞિ (પચીંસ અપર્યાસ) અને છ અપર્યાસા એ આઠ જીવ સ્થાન હોય. સૂક્ષ્મ અપર્યાસાવિના તે સાત જીવસ્થાન સાસ્વાદન સમ્યકત્વે હોય. હવે પછી ગુણઠાણા કહીશું. ૧૮

વિવેચન—સ્ત્રીવેદી ૧, પુરૂષવેદી ૨, પંચેંદ્રિય ૩, એ ત્રણને વિષે છેલ્લા—અસંજ્ઞી પંચેંદ્રિય ૧, સંજ્ઞી પંચેંદ્રિય ૨, એ બે અપર્યાસા (કરણ અપર્યાસા) અને પર્યાસા એવં ૪ ભેદ હોય. ઇહાં સ્ત્રીવેદી, પુરૂષવેદીમાંહે સંજ્ઞીનાજ બે ભેદ હોય. અસંજ્ઞી તો સર્વ નપુંસકજ હોય, એમ સિદ્ધાંત માંહે કહ્યું છે, તેથી ઈહાં અસંજ્ઞીમાં લિંગાકાર માત્રજ આશ્રયીને કહ્યું દીસે છે પણ ઘટે નહીં; એ વિચારવાયોગ્ય છે. અણાહારીને વિષે છ અપર્યાસા અને સંજ્ઞી અપર્યાપ્તો પર્યાપ્તો એવં ૮ ભેદ હોય. સાતે અપર્યાસા વિગ્રહગતિએ અણાહારી હોય અને સંજ્ઞી પર્યાપ્તો કેવળી સમુદ્ઘાતે અણાહારી હોય માટે. સૂક્ષ્મ એકેંદ્રિય અપર્યાસા વિના તેજ સાત ભેદ સાસ્વાદન સમ્યકત્વીને વિષે હોય. સૂક્ષ્મ એકેંદ્રિય તે અતિ સંક્લિષ્ટ પરિણામી છે તે માટે તેમાં સાસ્વાદની ન ઊપજે; એ ૬૨ માર્ગણાસ્થાનકને વિષે જીવ સ્થાનક કહ્યાં.

હવે ૬૨ માર્ગણાને વિષે ગુણઠાણાં કહીએ છીએ. ॥૧૮॥

---

## માર્ગણાને વિષે ગુણસ્થાન.

પણ તિરિચઉ સુરનિરએ,નરસન્નિપણિંદિભવ્વતસિ સવ્વે;
ઇગવિગલભૂદગવણે,દુ દુ એગં ગઇતસઅભવ્વે. ॥૧૯॥

| | |
|---|---|
| પણ–પાચ ગુણઠાણા | ઇગ–એકે દ્રિય માર્ગણા, |
| તરિ–તિર્યંચગતિને વિષે(હોય) | વિગલ–વિકલે દ્રિય માર્ગણા, |
| ચઉ–ચાર ગુણઠાણા | ભૂ–પૃથ્વીકાય માર્ગણા, |
| સુરનિરએ–દેવતા તથા નાર કીને વિષે હોય | દગ–અપ્કાય માર્ગણા (અને) |
| નર–મનુષ્યગતિ, | વણે–વનસ્પતિકાય માર્ગણાને વિષે |
| સન્નિ–સ ન્ની માર્ગણા, | દુ દુ–બે બે ગુણઠાણા હોય |
| પણિ દિ–પ ચે દ્રિયમાર્ગણા, | એગ–એક ગુણઠાણુ |
| ભવ્વ–ભવ્યમાર્ગણા ( અને ) | ગઇતસ–ગતિત્રસ ( તેઉકાય તથા વાઉકાય ) અને |
| તસિ–ત્રસકાય માર્ગણાને વિષે | અભવ્વે અભવ્ય માર્ગણાને વિષે |
| સવ્વે–સર્વ ગુણઠાણા હોય | |

અર્થ–તિર્યંચ ગતિને વિષે પહેલા પાચ ગુણઠાણા હોય દેવતા અને નારકીને વિષે ચાર ગુણઠાણા હોય મનુષ્યગતિ,સન્ના, પચે દ્રિય, ભવ્ય અને ત્રસકાયને વિષે સર્વ ગુણઠાણા હોય. એકેદ્રિય, વિગલે દ્રિય, પૃથ્વીકાય, અપ્કાય અને વનસ્પતિકાયને વિષે બે બે ગુણઠાણા હોય. ગતિત્રસ અને અભવ્યને વિષે એક ગુણઠાણુ હોય. ૧૯

વિવેચન—દેશવિરતિ લગે, પ્રુરિલા ( પ્રથમના ) પાચ ગુણઠાણા તિર્યંચગતિને વિષે હોય. પ્રુરિલા ચાર ગુણઠાણા દેવ ગતિ નરકગતિને વિષે હોય, તેઓ અવિરતી છે માટે. મનુષ્ય-ગતિ ૧, સન્ની ૨, પચે દ્રિય ૩, ભવ્ય ૪, ત્રસકાય ૫, એ પાચને વિષે સર્વ (૧૪) ગુણઠાણા હોય. એકે દ્રિય ૧, વિકલે દ્રિય તે બેઇદ્રિય ૨, તેઇદ્રિય ૩, ચૌરિ દ્રિય ૪, પૃથ્વીકાય ૫, અપ્-કાય ૬, વનસ્પતિકાય ૭, એ સાતને વિષે મિથ્યાત્વ ૧ અને

સાસ્વાદન એ બે ગુણઠાણાં હોય. ગતિત્રસ તે તેઉકાય ૧, વાઉકાય ૨, અને અભવ્ય ૩, એ ત્રણને વિષે એક મિથ્યાત્વ ગુણઠાણું હોય. ॥ ૧૯ ॥

**વેઅતિકસાય નવ દસ, લોભે ચઉ અજઇ દુતિ અનાણતિગે,**
**બારસ અચખ્ખુચખ્ખુસુ, પઢમા અહખાઇ ચરિમચઉ. ૨૦**

| | |
|---|---|
| વેઅ–ત્રણ વેદે | અનાણતિગે–અજ્ઞાનત્રિકે |
| તિકસાય–ત્રણ કષાયે | બારસ–બાર ગુણઠાણાં |
| નવ–નવ ગુણઠાણાં | અચખ્ખુ–અચક્ષુ દર્શને |
| દસ–દશ ગુણઠાણાં | ચખ્ખુસુ–ચક્ષુ દર્શને |
| લોભે–લોભ માર્ગણાએ | પઢમા–પ્રથમનાં (ગુણઠાણાં) |
| ચઉ–ચાર ગુણઠાણાં | અહખાઇ–યથાખ્યાત ચારિત્ર |
| અજઇ–અવિરતિ માર્ગણાએ | ચરિમચઉ–છેલ્લાં ચાર ગુણઠાણા હોય. |
| દુતિ–બે અથવા ત્રણ ગુણઠાણાં | |

અર્થ—ત્રણ વેદ અને ત્રણ કષાયને વિષે નવ ગુણઠાણા હોય, લોભે દશ ગુણઠાણા હોય, અવિરતિ ચારિત્રને વિષે ચાર ગુણઠાણા હોય, અજ્ઞાનત્રિકે બે અથવા ત્રણ ગુણઠાણાં હોય અને ચક્ષુદર્શન તથા અચક્ષુદર્શનને વિષે પ્રથમના બાર ગુણઠાણા હોય. યથાખ્યાતચારિત્રને વિષે છેલ્લા ચાર ગુણઠાણા હોય. ૨૦

વિવેચન—ત્રણવેદ તે પુરૂષ વેદ ૧, સ્ત્રી વેદ ૨, નપુંસકવેદ ૩, ત્રણ કષાય તે ક્રોધ ૧, માન ૨, માયા ૩, એ ત્રીને વિષે નવ ગુણઠાણાં હોય. લોભકષાયને વિષે દશ ગુણઠાણાં હોય. અવિરતિને પ્રથમનાં ચાર (૪) ગુણઠાણાં હોય. મતિ અજ્ઞાની ૧, શ્રુત અજ્ઞાની ૨, વિભંગજ્ઞાની* ૩, એ

૧ વિપર્યાતો વિપરીત છે મંગઃ–પરિચ્છિત્તપ્રકારો બોધ વસ્ય જેનો તદ્ તે વિભંગ વિભંગ જ્ઞાન જાણવું.

ત્રણને વિષે મિથ્યાત્વ ૧, સાસ્વાદન ૨, મિશ્ર ૩, એ ત્રણ ગુણઠાણા હોય. વિશુદ્ધપણા રહિત છે માટે મિશ્રે મિશ્રિત જ્ઞાન તે અજ્ઞાનજ કહીએ, તેથી કેટલાએક કહે છે કે-અજ્ઞાનીને બેજ ગુણઠાણા હોય, યદ્યપિ મિશ્રે યથાસ્થિત તત્વનો નિર્ણય નથી તોપણ ત્યા જ્ઞાનનો લેશ છે તે માટે નિશ્ચે અજ્ઞાન ન કહીએ. તથા સિદ્ધાંતે તો અજ્ઞાનીને એકજ ગુણઠાણુ કહ્યુ છે. સાસ્વાદન તો સમ્યક્ત્વ છે ત્યા તો જ્ઞાન કહ્યા છે પછી તો બહુશ્રુત કહે તે ખરૂ. અચક્ષુદર્શની ૧, ચક્ષુદર્શની ૨, એ બેને વિષે ક્ષીણમોહસુધી પહેલા બાર ગુણઠાણા હોય. યથાખ્યાત ચારિત્રને વિષે અગ્યાર માથી ચૌદમાલગે છેલ્લા ચાર (૪) ગુણઠાણા હોય. ૨૦

---

મણનાણિ સગ જયાઇ,સમઇઅ છેઅ ચઉ દુન્નિ પરિહારે;
કેવલદુગિ દો ચરિમા,-જયાઇ નવ મઇસુઓહિદુગે ૨૧

મણનાણિ-મન પર્યવજ્ઞાને
સગ-સાત
જયાઇ-પ્રમત્તાદિ
સમઇઅ-સામાયિકે
છેઅ-છેદોપસ્થાપનીયે
ચઉ-ચાર
દુન્નિ-બે
પરિહારે-પરિહાર વિશુદ્ધિ ચારિત્રે
કેવલદુગિ-કેવળદ્દિકે ( કેવળ જ્ઞાન તથા કેવળ દર્શને )
દો ચરિમા-બે છેલ્લા ગુણઠાણા
અજયાઇનવ-અવિરતિ આદિ નવ ગુણઠાણાં
મઇસુ—મતિજ્ઞાન શ્રુતજ્ઞાન માર્ગણાને વિષે
ઓહિદુગે-અવધિજ્ઞાન અને અવધિ દર્શનને વિષે

અર્થ—મનઃપર્યવજ્ઞાને પ્રમત્તાદિ સાત ગુણઠાણા હોય સામાયિક અને છેદોપસ્થાપનીય ચારિત્રે ચાર (પ્રમત્તાદિ) ગુણઠાણા હોય, કેવળદ્વિકે છેલ્લા બે ગુણઠાણા હોય, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિદ્વિકે અવિરતિ આદિ નવ ગુણઠાણા હોય. ૨૧

વિવેચન—મનઃપર્યવજ્ઞાનીનેવિષે પ્રમત્તસંયતથી માંડીને બારમા લગે સાત ગુણઠાણાં હોય. સામાયિક ચારિત્ર ૧, છેદોપસ્થાપનીય ૨, એ બેને વિષે પ્રમત્તાદિક ચાર હોય, નવમા લગે. પરિહારવિશુદ્ધિ ચારિત્રને વિષે પ્રમત્ત અપ્રમત્ત ૨, એ બે હોય. કેવળજ્ઞાની ૧, કેવળદર્શની ૨, એ બેને વિષે છેલ્લાં બે ગુણઠાણાં હોય. મતિજ્ઞાન ૧, શ્રુતજ્ઞાન ૨, અવધિજ્ઞાન ૩, અવધિ દર્શન ૪, એ ચારને વિષે અવિરતાદિક નવ ગુણઠાણાં હોય; બારમા લગે. ઇહાં અવધિ દર્શનનેવિષે પહેલાં ૩ ગુણઠાણાં વાર્યાં તે શું જાણીએ શા હેતુએ વાર્યા હશે, તેની ખબર પડતી નથી. સિદ્ધાંતમાં તો મિથ્યાત્વે વિભંગજ્ઞાનીને પણ અવધિ દર્શન કહ્યું છે અને ઘટે પણ ખરૂં. *तथा च भगवत्यंगे—ओहिदंसणअणागारोवउत्ताणं भंते! किं नाणी अन्नाणी? गोयमा! नाणी वि अन्नाणी वि। जे नाणी ते तिन्नाणी अत्थेगइया चउनाणी, जेअन्नाणी ते मइअन्नाणी सुयअन्नाणी विभंगनाणी। श० ८ उ०२.

---

* શ્રી ભગવતી સૂત્રને વિષે આઠમા શતકના બીજા ઉદ્દેશામાં કહ્યું છે કે—હે ભગવન્! અવધિ દર્શનરૂપ અનાકાર ઉપયોગવાળા જીવો જ્ઞાની કે અજ્ઞાની? ભગવંત ઉત્તર આપે છે કે—હે ગૌતમ! જ્ઞાની પણ છે અને અજ્ઞાની પણ છે. જે જ્ઞાની છે તે ત્રણ જ્ઞાનવાળા તેમજ કેટલાક ચાર જ્ઞાનવાળા છે. જે અજ્ઞાની છે તે મતિ અજ્ઞાની, શ્રુત અજ્ઞાની અને વિભંગ જ્ઞાની જાણવા.

ઈહા જે અજ્ઞાની એટલે કે મિથ્યાત્વાદિક ૩ ગુણઠાણે વર્ત્તતા જે વિભંગ જ્ઞાની તેને અવધિદર્શન કહ્યુ અને ઈહા કર્મ્મગ્રથે ના કહી એ સદેહાસ્પદ છે. ૨૧

અડ ઉવસમિ ચઉ વેઅગિ, ખઇએ ઇક્કાર મિચ્છતિગિ દેસે,
સુહુમે અ સઠાણુ તેર જોગઆહારસુક્કાએ ॥ ૨૨ ॥

| | |
|---|---|
| અડ–આઠ ગુણઠાણા | સુહુમે–સૂક્ષ્મ સંપરાયે |
| ઉવસમિ–ઔપશમિકે | સઠાણુ–પોતપોતાના ગુણસ્થાનક હોય |
| ચઉ–ચાર ગુણઠાણા | તેર(સ)–તેર ગુણઠાણા |
| વેઅગિ–વેદક સમ્કત્વે | જોગ–ત્રણ યોગ માર્ગણાએ |
| ખઇએ–ક્ષાયક સમકિતે | આહાર–આહાર માર્ગણાએ |
| ઇક્કાર–અગિયાર ગુણઠાણા | સુક્કાએ–શુક્લલેશ્યામાર્ગણાએ |
| મિચ્છતિગિ–મિથ્યાત્વત્રિકે | |
| દેસે–દેશવિરતિએ | |

અર્થ—ઔપશમિક સમ્યકત્વે આઠ (અવિરતિઆદિ) ગુણઠાણા હોય, વેદક સમ્યકત્વે ચાર ગુણઠાણા હોય અને ક્ષાયિક સમ્યકત્વે (અવિરતાદિ) અગ્યાર ગુણઠાણા હોય મિથ્યાત્વત્રિક (મિથ્યાત્વ, સાસ્વા.ન અને મિશ્ર), દેશવિરતિ અને સૂક્ષ્મસંપરાયે પોત પોતાના ગુણઠાણા હોય. ત્રણ યોગ માર્ગણાએ, આહારી માર્ગણાએ અને શુક્લ લેશ્યા માર્ગણાએ તેર ગુણઠાણા હોય. ૨૨

વિવેચન—ઉપશમ સમ્યકત્વીને ચોથાથી અગ્યારમા લગે આઠ ગુણઠાણા હોય. વેદક તે ક્ષાયોપશમ સમ્યકત્વ તેને ચોથાથી સાત લગે ચાર ગુણઠાણા હોય. ક્ષાયિક સમ્યકત્વીને ચોથાથી ચૌદમા લગે અગ્યાર ગુણઠાણા હોય. મિથ્યા-

ત્વીને મિથ્યાત્વ ગુણઠાણું ૧, સાસ્વાદન સમ્યકત્વીને સાસ્વાદન ગુણઠાણું, મિશ્રદૃષ્ટિને મિશ્ર ગુણઠાણું, દેશવિરતિને દેશ વિરત ગુણઠાણું, સૂક્ષ્મ સંપરાય ચારિત્રીયાને સૂક્ષ્મસંપરાય ગુણઠાણું; એ રીતે એ પાંચને સ્વસ્થાન તે પોતપોતાનું એકેક ગુણઠાણું હોય. મનોયોગી ૧, વચનયોગી ૨, કાયયોગી ૩, આહારી ૪ અને શુક્લ લેશ્યાવંત ૫, એ પાંચને તેર ગુણઠાણાં હોય. ચૌદમે ગુણઠાણે તો અયોગી અણાહારી અલેશી હોય. ॥ ૨૨ ॥

**અસન્નિસુ પઢમદુગં, પઢમતિલેસાસુ છચ્ચ દુસુ સત્ત;**
**પઢમંતિમદુગ અજયા, અણહારે મગ્ગણાસુ ગુણા ॥૨૩॥**

**અસન્નિસુ**–અસંજ્ઞી માર્ગણાએ
**પઢમદુગં**–પહેલાં બે ગુણઠાણાં
**પઢમતિલેસાસુ**–પહેલી ત્રણ લેશ્યાએ
**છચ્ચ**–૭ ગુણઠાણાં
**દુસુ**-તેજો અને પદ્મ લેશ્યાએ
**સત્ત**–સાત ગુણઠાણાં
**પઢમંતિમદુગ**–પહેલાં બે અંછેલ્લાં બે
**અજયા**–અવિરતિ ગુણઠાણું
**અણહારે**–અણાહારક માર્ગણાએ
**મગ્ગણાસુ**–માર્ગણા દ્વારને વિષે
**ગુણા**–ગુણઠાણાં જાણવા.

અર્થ—અસંજ્ઞીને વિષે પહેલા બે ગુણસ્થાનક હોય, પહેલી ત્રણ લેશ્યાએ ૭ ગુણસ્થાનક હોય, બે(તેજો પદ્મ) લેશ્યાએ સાત ગુણસ્થાનક હોય, અનાહારક માર્ગણાએ પહેલાં બે, છેલ્લાં બે અને અવિરતિ એ પાંચ ગુણસ્થાનક હોય. એ પ્રકારે માર્ગણાને વિષે ગુણઠાણાં કહ્યાં. ૨૩

વિવેચન—અસંજ્ઞીને વિષે પહેલાં બે ગુણઠાણા હોય. પહેલી ૩-કૃષ્ણ ૧, નીલ ૨, કાપોત ૩, લેશ્યાને વિષે પહેલાં ૭ ગુણઠાણાં હોય. ત્રીજે કર્મ્મગ્રંથે ૪ કહ્યાં અને ઈહાં

છ કહ્યાં તે શુ ? તત્રોત્તર પૂર્વપ્રતિપન્ન પામ્યમા છઠ્ઠા ગુણઠાણાવતને કૃષ્ણાદિક ત્રણ લેશ્યા પણ આવે પરતુ કૃષ્ણાદિક ૩ લેશ્યાવત પામ્યુ છઠ્ઠુ ગુણઠાણુ ન પામે, તે માટે વિરોધ નહી. યત-*सम्मत्तसुअ सव्वासु । लहइ सुद्धासु तिसु य चारित्त। पुव्वपडिवन्नओ पुण, अन्नयरीए उ लेसाए ॥ १ ॥ ૧ તેજોલેશ્યા, ૨ પદ્મલેશ્યા, એ બે લેશ્યાને ૭ ગુણઠાણા હોય. પહેલા બે, છેલ્લા બે અને ચોથુ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ-એ પાચ ગુણઠાણા અણાહારીને હોય. પહેલુ, બીજુ અને ચોથુ ગુણઠાણુ વિગ્રહ ગતિએ હોય તેરમુ કેવળિ સમુદ્ઘાતે અને ચૌદમુ તો અણાહારી જ છે. એ ૬૨ માર્ગણાને વિષે ગુણઠાણા કહ્યા. ૨૩

---

## માર્ગણાને વિષે યોગસખ્યા.

સચ્ચેઅર મીસ અસચ્ચ,મોસ મણ વય વિઉવ્વિઆહારા;
ઉરલ મીસા કમ્મણ,ઇઅ જોગા કમ્મઅણાહારે ॥૨૪॥

સચ્ચ-સત્ય મનોયોગ
ઇઅર-અસત્ય મનોયોગ
મીસ-મિશ્ર ( સત્યાસત્ય મનોયોગ )
અસચ્ચમોસમણ-અસત્યામૃષા ( વ્યવહાર ) મનોયોગ
વય-વચન યોગ ( ઉપર પ્રમાણે ચાર )
વિઉવ્વિ-વૈક્રિયયોગ

* સમ્યક્ત્વસામાયિક અને શ્રુતસામાયિક સર્વ લેશ્યાને વિષે પ્રાપ્ત થાય છે અને ચારિત્ર ત્રણ શુદ્ધ લેશ્યા (તેજો, પદ્મ અને શુક્લ) ને વિષે પ્રાપ્ત થાય છે વળી પૂર્વે પ્રતિપન્ન ( ચારિત્ર પ્રાપ્ત થયુ હોય તેવો જીવ ) ૬માથી ગમે તે લેશ્યાએ હોય

| | |
|---|---|
| **આહારા**–આહારક યોગ | **ઇઅ**–એમ |
| **ઉરલં**–ઔદારિક યોગ | **જોગા**–યોગો |
| **મીસા**–ઔદારિકાદિમિશ્ર યોગ | **કમ્મ**–કાર્મણયોગ |
| **કમ્મણ**–કાર્મણ યોગ | **અણહારે**–અનાહારી માર્ગણાએ |

અર્થ—સત્ય, અસત્ય, મિશ્ર અને અસત્યામૃષા ( એ ચાર ચાર પ્રકારે ) મનયોગ અને વચનયોગ, વૈક્રિય કાયયોગ, ઔદારિક કાયયોગ, મિશ્રકાયયોગો ( વૈક્રિયમિશ્ર, આહારકમિશ્ર ઔદારિકમિશ્ર ) અને કાર્મણ કાયયોગ એ યોગો જાણવા. અણાહારી માર્ગણાએ કાર્મણ કાયયોગ હોય. ૨૪

વિવેચન—૧ સત્યમનોયોગ, ૨ અસત્યમનોયોગ, ૩ સત્યાસત્ય મનોયોગ, ૪ અસત્યામૃષામનોયોગ; એ ચાર મનના યોગ. ૫ સત્ય વચનયોગ, ૬ અસત્ય વચનયોગ, ૭ સત્યાસત્ય વચનયોગ, ૮ અસત્યામૃષા વચનયોગ; એ ચાર વચનના યોગ, એવં આઠ. ૯ વૈક્રિય કાયયોગ, ૧૦ આહારક કાયયોગ, ૧૧ ઔદારિક કાયયોગ, એ ત્રણના મિશ્ર તે ૧૨ વૈક્રિયમિશ્ર કાયયોગ, ૧૩ આહારક મિશ્ર કાયયોગ, ૧૪ ઔદારિક મિશ્ર કાયયોગ અને ૧૫ કાર્મણ કાયયોગ; એ પંદર યોગ કહીએ. યોગ તે આત્માનો વીર્ય વ્યાપાર સ્ફુરણાદિક. અણાહારીને વિષે એક કાર્મણ કાયયોગ કહીએ, વિગ્રહ ગતિએ અને કેવળિ સમુદ્‌ઘાતે વર્તતા જીવો અણાહારી જાણવા. ॥ ૨૪ ॥



નરગઇ પણિંદિ તસતણુ,અચખ્ખુનરનપુકસાયસમ્મદુગે;
સન્નિ છલેસાહારગ,ભવમઇસુઅઓહિદુગિ સવ્વે ॥૨૫॥

| | |
|---|---|
| નરગઇ–મનુષ્ય ગતિમા | સન્નિ–સંજ્ઞીમાર્ગણાએ |
| પણિંદિ–૫ંચેંદ્રિયમાં | છલેસા–છલેશ્યાએ |
| તસ–ત્રસકાયમા | આહારગ–આહારક માર્ગણાએ |
| તણુ–કાય યોગમા | ભવ–ભવ્યમાર્ગણાએ |
| અચખ્ખુ–અચક્ષુ દર્શનમા | મઇ–મતિજ્ઞાન માર્ગણાએ |
| નર–પુરૂષ વેદમાં | સુઅ–શ્રુતજ્ઞાન માર્ગણાએ |
| નપુ–નપુંસક વેદમા | ઓહિદુગિ–અવધિજ્ઞાન તથા અવધિદર્શનમાર્ગણાએ |
| કસાય–કષાયમા | |
| સમ્મદુગે–સમ્યક્ત્વદ્વિકે | સવ્વે–સર્વ ( યોગો હોય ) |

અર્થ—મનુષ્યગતિ, ૫ંચેંદ્રિયજાતિ, ત્રસકાય, કાયયોગ, અચક્ષુદર્શન, પુરૂષવેદ, નપુંસકવેદ, કષાયમાર્ગણા અને સમ્યક્ત્વદ્વિક ( ક્ષાયોપશમિક–ક્ષાયિક ) ને વિષે તેમજ સંજ્ઞી, છલેશ્યા, આહારી, ભવ્ય, મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અને અવધિદ્વિકનેવિષે સર્વ યોગ હોય. ૨૫

વિવેચન—૧ મનુષ્યગતિ, ૨ ૫ંચેંદ્રિય, ૩ ત્રસકાય, ૪ કાયયોગી, ૫ અચક્ષુદર્શની, ૬ પુરૂષવેદી, ૭ નપુંસકવેદી, ૮–૧૧ ચાર કષાયવાળા, ૧૨ ક્ષાયોપશમિક સમ્યક્ત્વી, ૧૩ ક્ષાયિક સમ્યક્ત્વી, ૧૪ સંજ્ઞી, ૧૫–૨૦ ૬ લેશ્યાવંત, ૨૧ આહારી, ૨૨ ભવ્ય, ૨૩ મતિજ્ઞાની, ૨૪ શ્રુતજ્ઞાની, ૨૫ અવધિજ્ઞાની અને ૨૬ અવધિદર્શની, એ છવીસ માર્ગણાને વિષે (૧૫) ૫ંદર યોગ હોય ॥ ૨૫ ॥

---

તિગિદુન્વિઅજયમાસણ,અનાણુઉવસમઅભવ્વમિચ્છેસુ;
તેરાહારદુગૂણા,તે ઉરલદુગૂણ સુરનિરએ ॥ ૨૬ ॥

| | |
|---|---|
| તિરિ–તિર્યંચગતિમાર્ગણાએ | મિચ્છેસુ–મિથ્યાત્વમાર્ગણાએ |
| ઇત્થિ–સ્ત્રીવેદ માર્ગણાએ | તેર–તેર ( યોગ હાય ) |
| અજય–અવિરતિમાર્ગણાએ | આહારદુગૂણા–આહારક દ્વિકરહિત |
| સાસણ–સાસ્વાદન માર્ગણાએ | તે–તે ( તેર યોગ ) |
| અનાણ–ત્રણઅજ્ઞાન માર્ગણાએ | ઉરલદુગૂણ–ઐાદારિકદ્વિક વિના |
| ઉવસમ–ઐાપશમિકસમ્યક્ત્વ માર્ગણાએ | સુરનિરએ–દેવતા અને નારકીને વિષે |
| અભવ્વ–અભવ્ય માર્ગણાએ | |

અર્થ—તિર્યંચગતિ, સ્ત્રીવેદ, અવિરતિ ચારિત્ર, સાસ્વાદન સમ્યક્ત્વ, ત્રણ અજ્ઞાન, ઉપશમ સમ્યક્ત્વ, અભવ્ય અને મિથ્યાત્વને વિષે આહારકદ્વિકરહિત તેર યોગ હાય. દેવતા અને નારકીને વિષે તે ઐાદારિકદ્વિક વિના ( અગ્યાર યોગ ) હાય. ૨૬

વિવેચન—તિર્યંચગતિ, સ્ત્રીવેદી, અવિરતિ, સાસ્વાદન સમ્યક્ત્વી, મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની, વિભંગજ્ઞાની, ઉપશમ સમ્યક્ત્વી, અભવ્ય અને મિથ્યાત્વી એ દશ દ્વારને વિષે આહારકદ્વિક વિના ( ૧૩ ) તેર યોગ હાય એટલે આહારક કાયયોગ અને આહારકમિશ્રકાયયોગ એ બે યોગ[1] ન હાય. તે મધ્યેથી વળી ઐાદારિકમિશ્ર કાયયોગ વિના

---

૧ આહારક દ્વિક ચૌદ પૂર્વી મુનિનેજ પ્રાપ્ત થાય છે માટે આ દશ માર્ગણાને વિષે ન હાય. સ્ત્રીઓને દૃષ્ટિવાદ સૂત્ર ભણવાનો નિષેધ હોવાથી ચૌદ પૂર્વનો અભ્યાસ તેને નથી તેથી તેને આહારક દ્વિક ન હાય. તુચ્છ સ્વભાવવાળી, બહુ ગારવવાળી, ચપલ ઇંદ્રિયવાળી અને બુદ્ધિએ હીન હોવાથી અતિશયવાળા અધ્યયનો અને ભૂતાવાદ ભણવાનો સ્ત્રીને અધિકાર નથી.

શેપ અગ્યાર યોગ દેવતા તથા નારકીને વિષે હોય, કારણ કે તેમને ઔદારિક શરીર ન હોય. અહીંઆ ઔપશમિક સમ્યકત્વીને તેર યોગ કહ્યા પણ ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર અને કાર્મણ એ ત્રણ યોગ ઘટે નહી, શેપ દશાજ ઘટે જે માટે ઉપશમ સમ્યકત્તવત થકો મરે નહી ત્યારે એ ત્રણ યોગ કેમ હોય ? કદાચિત્ મતાંતરે ઉપશમ શ્રેણીએ ઉપશમ સમ્યક્ત્વી મરી અનુત્તર વિમાને જાય તો વૈક્રિય મિશ્ર અને કાર્મણ કાયયોગ પામીએ પણ ઔદારિકમિશ્રકાયયોગનુ ઠામ તો કયાંઈ લાધે નહી, એ વિચારવા યોગ્ય છે. ૨૬

---

કમ્મુરલદુગ થાવરિ,તે સવિઉવ્વિદુગ પંચ ઇગિ પવણે;
છ અસન્નિ ચરિમવઇજુઅ,તે વિઉવદુગૂણ ચઉ વિગલે ૨૭

| | |
|---|---|
| કમ્મુરલદુગ-કાર્મણ તથા ઔદારકદ્વિક | છ-૭ યોગ |
| થાવરિ-સ્થાવર કાયમા | અસન્નિ-અસંજ્ઞિ માર્ગણાને વિષે |
| તે-તે (ત્રણ) યોગ | ચરિમ-છેલા |
| સવિઉવ્વિદુગ-વૈક્રિયદ્વિક સહિત કરતા | વઇજુઅ-વચનયોગ યુક્ત |
| પંચ-પાચયોગ | વિઉવદુગૂણ-વૈક્રિયદ્વિક ઉણા કરતા |
| ઇગિ-એકેંદ્રિયને વિષે | ચઉ-ચાર યોગ |
| પવણે-વાઉકાયને વિષે | વિગલે-વિકલેંદ્રિયને વિષે |

અર્થ—કાર્મણ કાયયોગ અને ઔદારિકદ્વિક (એ ત્રણ યોગ) સ્થાવરને વિષે હોય. તે (ત્રણ યોગ) વૈક્રિયદ્વિક સહિત એટલે પાચ યોગ એકેંદ્રિય જાત અને વાઉકાયને

વિષે હોય. છઠ્ઠા વચન (અસત્યામૃષા) યોગ સહિત ૭ યોગ અસંજ્ઞીને વિષે હોય. તે (૭ યોગ) વૈક્રિયદ્વિક રહિત ચાર યોગ વિકલેંદ્રિયને વિષે હોય. ૨૭

વિવેચન—૧ કાર્મણ, ૨ ઔદારિક, ૩ ઔદારિકમિશ્ર, એ ત્રણ યોગ-પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, અને વનસ્પતિકાય એ ચાર સ્થાવરને વિષે હોય. તે કાર્મણ, ઔદારિક અને ઔદારિકમિશ્રકાય યોગને વૈક્રિય અને વૈક્રિયમિશ્રકાયયોગે સહિત કરીએ એટલે પાંચ યોગ એકેંદ્રિય અને વાયુકાયને વિષે હોય. એ પાંચ યોગ અસત્યામૃષા વચન યોગે સહિત એવં ૭ યોગ અસંજ્ઞીને વિષે હોય; વાયુ[1] સહિત માટે. તે ૭ યોગ મધ્યેથી વૈક્રિયદ્વિકે ઉણા એટલે ઔદારિક, ઔદારિકમિશ્ર, કાર્મણ અને અસત્યામૃષા વચન યોગ એ ચાર યોગ-બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચૌરિંદ્રિયને વિષે હોય. ॥ ૨૭ ॥

---

**કમ્મુરલમીસવિણુ મણ,વઇસમઇઅછેઅચખ્ખુમણનાણે;**
**ઉરલદુગ કમ્મ પઢમં,-તિમમણવઇ કેવલદુગંમિ ॥૨૮॥**

| | |
|---|---|
| **કમ્મ**–કાર્મણ | **મણનાણે**–મનઃપર્યવજ્ઞાને |
| **ઉરલમીસ**–ઔદારિકમિશ્ર | **ઉરલદુગ**–ઔદારિકદ્વિક |
| **વિણુ**–વિના (તેર) | **કમ્મ**–કાર્મણ |
| **મણ**–મનયોગે | **પઢમંતિમ**-પહેલા અને છેલ્લાં |
| **વઇ**–વચનયોગે | **મણવઈ**–મનયોગ તથા વચનયોગ |
| **સમઇઅ**–સામાયક ચારિત્ર | |
| **છેઅ**–છેદોપસ્થાપનીયચારિત્રે | **કેવલદુગંમિ**–કેવળદ્વિકે(હોય.) |
| **ચખ્ખુ**–ચક્ષુદર્શને | |

---

૧ કેટલાક વાઉકાયને વૈક્રિય શરીર હોવાથી વૈક્રિય અને વૈક્રિય મિશ્ર યોગ ગણ્યા.

અર્થ—મનયોગ, વચનયોગ, સામાયિક ચારિત્ર, છેદોપસ્થાપનીય ચારિત્ર, ચક્ષુદર્શન અને મન પર્યવ જ્ઞાનને વિષે કાર્મણ અને ઔદારિકમિશ્ર વિના (તેર યોગ) હોય. કેવળદ્વિકને વિષે ઔદારિકદ્વિક, કાર્મણ કાયયોગ અને પહેલા છેલ્લા મન-વચન યોગ હોય. ૨૮

વિવેચન—કાર્મણ કાયયોગ અને ઔદારિકમિશ્ર કાયયોગ એ બે યોગ[1] વિના શેષ ૧૩ યોગ-૧ મનોયોગી, ૨ વચનયોગી, ૩ સામાયક ચારિત્રવત ૪, છેદોપસ્થાપનીય ચારિત્રવત, ૫ચક્ષુદર્શની અને ૬મન પર્યવજ્ઞાની, એ છ માર્ગણા વિષે હોય. ૧ ઔદારિક કાયયોગ, ૨ ઔદારિકમિશ્ર કાયયોગ, ૩ કાર્મણ કાયયોગ, ૪ સત્ય મનોયોગ, ૫ અસત્યામૃષામનોયોગ, ૬ સત્ય વચનયોગ અને ૭ અસત્યામૃષા વચનયોગ, એવ સાત યોગ કેવળજ્ઞાની અને કેવળદર્શનીને વિષે હોય. ॥ ૨૮ ॥

---

મણવઇઉરલા પરિહારિ, સુહુમિ નવ તે ઉ મીસિ સવિઉવ્વા,
દેસે સવિઉવ્વિદુગા, સકમ્મુરલમીસ અહખાએ ॥ ૨૯ ॥

| | |
|---|---|
| મણવઇ-મનોયોગ તથા વચનયોગ | નવ-નવ યોગ |
| | તે ઉ-તે વળી |
| ઉરલા-ઔદારિક કાયયોગ | મીસિ-મિશ્ર સમકિત માર્ગણાએ |
| પરિહારિ-પરિહાર વિશુદ્ધિ ચારિત્રે | સવિઉવ્વા-વૈક્રિયયોગ સહિત |
| સુહુમિ-સૂક્ષ્મ સંપરાય ચારિત્રે | દેસે-દેશવિરતિ માર્ગણાએ |

[1] એ બે યોગ અપર્યાપ્તાવસ્થાએ હોય છે તેથી આ ૭ માર્ગણાએ ન હોય, કેમકે અપર્યાપ્તાવસ્થાએ આ ૭ માર્ગણાને અસંભવ છે

| | |
|---|---|
| સવિઉવ્વિદુગા—વૈક્રિય દ્વિક સહિત | ઔદારિકમિશ્ર સહિત |
| સકમ્મુરલમીસ—કાર્મણ અને | અહખાએ—યથાખ્યાત ચારિત્ર માર્ગણાએ |

અર્થ—મનયોગો, વચનયોગો અને ઔદારિક કાયયોગ એ નવ યોગ પરિહારવિશુદ્ધિ ચારિત્ર અને સૂક્ષ્મસંપરાય ચારિત્રને વિષે હોય. તે વળી વૈક્રિય કાયયોગ સહિત (દશ યોગ) મિશ્ર માર્ગણાએ હોય. વૈક્રિયદ્વિક સહિત (અગ્યાર) દેશવિરતિ ચારિત્રે હોય. કાર્મણ અને ઔદારિકમિશ્ર કાયયોગ સહિત (અગ્યાર યોગ) યથાખ્યાત ચારિત્રને વિષે હોય. ૨૯

વિવેચન— ચાર મનના, ચાર વચનના અને ઔદારિક કાયયોગ એવં ૯ યોગ[૧], પરિહાર વિશુદ્ધિ ચારિત્રીય અને સુક્ષ્મસંપરાય સંયમી એ બેને વિષે હોય. તે નવ યોગ વૈક્રિય કાયયોગે સહીત એટલે દશ યોગ મિશ્રદૃષ્ટિને હોય. અહીંઆ વૈક્રિયમિશ્ર ન કહ્યો તે મિશ્રપણે વૈક્રિય આરંભ દીસતો નથી માટે. તેજ નવ યોગ વૈક્રિયદ્વિકે સહિત એવં ૧૧ યોગ, દેશવિરતિને હોય. તેજ નવ યોગ કાર્મણ અને ઔદારિક મિશ્રે સહિત એવં ૧૧ યોગ, યથાખ્યાત ચારિ-

---

૧ ઉત્કૃષ્ટથી કંઇક ન્યૂન દશ પૂર્વી હોય તેને પરિહારવિશુદ્ધિ ચારિત્ર હોય તેથી આહારક દ્વિક તેને ન હોય. વળી અત્યંત વિશુદ્ધિએ અપ્રમત્તપણે ચારિત્રને તેઓ પાળનારા હોવાથી વૈક્રિયનો આરંભ કરે નહિ તેથી વૈક્રિયદ્વિક પણ ન હોય. સૂક્ષ્મસપરાય ચારિત્રવાળા અત્યંત વિશુદ્ધિવડે કલ્લોલ વગરના સમુદ્રની પેઠે સ્થિરતાવાળા હોવાથી વૈક્રિયાદિનો આરંભ કરે નહિ, તેથી તેને આહારકદ્વિક અને વૈક્રિયદ્વિક ન હોય.

ત્રીને હોય કાર્મણ અને ઔદારિકમિશ્ર તે કેવળિ સમુદ્ઘાતે જાણવા. એ યોગ કહ્યા. ॥ ૨૯ ॥

---

## બાસઠ માર્ગણાને વિષે ઉપયોગ.

તિઅનાણનાણપણચઉ,દસણબારજિઅલખ્ખણઉવઓગા;
વિણુ મણનાણદુકેવળ,નવ સુરતિરિનિરયઅજએસુ ૩૦

| | |
|---|---|
| જિઅ-જીવના | વળ દર્શન |
| લખ્ખણ-લક્ષણરૂપ | નવ-નવ ઉપયોગ |
| ઉવઓગા-ઉપયોગો | સુરતિરિનિરય-દેવતા, તિર્યંચ, નારકી (અને) |
| વિણુ-વિના | |
| મણનાણ-મનઃપર્યવજ્ઞાન | અજએસુ-અવિરતિ ચારિત્ર માર્ગણાએ |
| દુકેવળ-કેવળ જ્ઞાન તથા કે- | |

અર્થ—ત્રણ અજ્ઞાન, પાચ જ્ઞાન અને ચાર દર્શન એ બાર જીવના લક્ષણરૂપ ઉપયોગો છે. મનપર્યવ જ્ઞાન અને કેવળદ્વિકવિના નવ ઉપયોગ-દેવતા, તિર્યંચ, નારકી અને અવિરતિ ચારિત્રને વિષે હોય. ૩૦

વિવેચન—ત્રણ અજ્ઞાન તે ૧ મતિઅજ્ઞાન, ૨ શ્રુતઅજ્ઞાન અને ૩ વિભંગજ્ઞાન, પાચ જ્ઞાન તે ૧ મતિજ્ઞાન, ૨ શ્રુતજ્ઞાન, ૩ અવધિજ્ઞાન, ૪ મનઃપર્યવજ્ઞાન અને ૫ કેવળ જ્ઞાન, ચાર દર્શન તે ૧ ચક્ષુદર્શન, ૨ અચક્ષુદર્શન, ૩ અવધિદર્શન અને ૪ કેવળદર્શન, એવ ૩ અજ્ઞાન, ૫ જ્ઞાન અને ૪ દર્શન એ બાર ઉપયોગ તે જીવનું મુખ્ય લક્ષણ છે યદુક્ત—*જીવો ઉવઓગલક્ખણો ઇતિવચનાત્ ત્યા

*ઉપયોગ છે લક્ષણ જેનું તે જીવ જાણવો.

૫ જ્ઞાન, ૩ અજ્ઞાન, એ આઠ તે સાકાર ઉપયોગ અને ૪ દર્શન તે નિરાકારઉપયોગ કહીએ. તિહાં ૧ મનઃપર્યવજ્ઞાન, ૨ કેવળજ્ઞાન, ૩ કેવળદર્શન, એ ત્રણ વિના શેષ ૯ ઉપયોગ-૧ દેવતા, ૨ નારકી, ૩ અસંયત ચારિત્ર અને ૪ તિર્યંચ એ ચારને વિષે હોય. ॥ ૩૦ ॥

---

**તસ જોઅ વેઅ સુક્કા-હાર નર પણિંદિ સન્નિ ભવિ સવ્વે;**
**નયણેઅરપણ લેસા,કસાય દસ કેવળદુગૂણા ॥ ૩૧ ॥**

| | |
|---|---|
| તસ-ત્રસકાયમાં | ભવિ-ભવ્ય માર્ગણામાં |
| જોઅ-ત્રણયોગમાં | સવ્વે-સર્વ ઉપયોગ (હોય.) |
| વેઅ-ત્રણવેદમાં | નયણેઅર-ચક્ષુદર્શને, અચક્ષુ દર્શને |
| સુક્ક-શુક્લલેશ્યાએ | પણલેસા-પાંચ લેશ્યાએ |
| આહાર-આહારી માર્ગણાએ | કસાય-કષાયે |
| નર-મનુષ્યગતિમાં | દસ-દશ ઉપયોગ |
| પણિંદિ-પંચેંદ્રિય જાતિમાં | કેવલદુગૂણા-કેવળદ્વિક રહિત |
| સન્નિ-સંજ્ઞીમાર્ગણામાં | |

અર્થ—ત્રસકાય, યોગ, વેદ, શુક્લલેશ્યા, આહારી, મનુષ્યગતિ, પંચેંદ્રિયજાતિ, સંજ્ઞી અને ભવ્ય માર્ગણાને વિષે સર્વ ઉપયોગ હોય. ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, પાંચ લેશ્યા અને કષાયમાર્ગણાને વિષે કેવળદ્વિક રહિત દશ ઉપયોગ હોય. ૩૧

વિવેચન—૧ ત્રસકાય, ૨-૪ ત્રણયોગ, ૫-૭ ત્રણવેદ, ૮ શુક્લ લેશ્યા, ૯ આહારી, ૧૦ મનુષ્યગતિ, ૧૧ પચેંદ્રિય, ૧૨ સંજ્ઞી અને ૧૩ ભવ્ય, એ તેર માર્ગણાને વિષે ૧૨ ઉપયોગ હોય. અહીંઆ ૩ વેદને તો ઉપયોગ ૧૦ હોય અને નવ ગુણઠાણા લગેજ વેદોદય હોય, તો કેવળદ્વિક કયાથી હોય ? પણ અહીંઆ ગ્રંથકારે વેદને લિંગાકાર માત્રજ વિવક્ષ્યો છે તે માટે તેને કેવળદ્વિક પણ હોય જેમ "ઇત્થિલિંગ સિદ્ધા પુરિસલિંગ સિદ્ધા" તેમ આ પણ જાણવુ. નયન તે ૧ ચક્ષુ દર્શની, ઈતર તે ૨ અચક્ષુ દર્શની, ૩-૭ કૃષ્ણાદિ પાચ લેશ્યા (કૃષ્ણ, નીલ, કાપોત, તેજો અને પદ્મ), ૮-૧૧ ચાર કષાય, એવં ૧૧ માર્ગણાએ કેવળદ્વિક વિના ૧૦ ઉપયોગ હોય. ॥ ૩૧ ॥

---

ચઉરિંદિઅસન્નિદુઅન્નાણદુદંસઇગબિતિથાવરિઅચક્ખુ
તિઅનાણ દંસણદુગં, અનાણતિગિ અભવિ મિચ્છદુગે ૩૨

| | |
|---|---|
| ચઉરિંદિ-ચૌરિંદ્રિયમા | તિઅનાણ-ત્રણ અજ્ઞાન |
| અસંનિ-અસંનિમા | દંસણદુગ-બેદર્શન |
| દુ અન્નાણ-બે અજ્ઞાન | અનાણતિગિ-ત્રણ અજ્ઞાન માર્ગણાએ |
| દુદંસ-બે દર્શન | અભવિ-અભવ્ય માર્ગણાએ |
| ઇગબિતિ-એકેંદ્રિય, બેઇંદ્રિય અને તેઇંદ્રિયમા | મિચ્છદુગે-મિથ્યાત્વ તથા સાસ્વાદને |
| થાવરિ-પાચે સ્થાવરમા | |
| અચક્ખુ ચક્ષુદર્શનવિના (ત્રણ) | |

અર્થ—ચૌરિંદ્રિય અને અસંજ્ઞીને વિષે બે અજ્ઞાન (મતિ-શ્રુત અજ્ઞાન) અને બે દર્શન ( ચક્ષુ-અચક્ષુ દર્શન)

